### દશમ સ્કંધ પૂર્વાર્ધ અધ્યાય ૪૦ મો

## રાજસ પ્રમેય પ્રકરણ

### કુવલયાપીડનો ઉદ્ધાર અને રંગમંડપમાં પ્રવેશ

शब्दस्यहिबलंयत्रसप्तभिर्विनिरूपितं।अर्थस्यापिबलंरोधेतावद्भिर्विनिरूप्यते १ धर्मोविस्मृतःसर्वैरुक्तवाद्यैरनेकधा।माहात्म्यस्यपरिज्ञानान्तद्रासक्तिर्निरूप्यते २ हस्तिनोवधतश्चापिनःसर्वेधर्मावैचतैहि।प्रत्येकानानापृथान्येषांद्वाभ्यांसमुदीर्यते ३ एवमासक्तिरुद्बोधितत कपर्त्ततामुनः।।यत्कृतेतितयोर्हेतोःफलंवापिनिरूप्यते ४ चत्वारिंशत्तमेध्यायेकृष्णासक्तिर्निरूप्यते।दृष्ट्वासामर्थ्यमतुलंविस्मितानामनेकधा ५ मूर्च्छयाप्येभगवतोदोषाभावापिविशेषचेष्टाफलंसाधारणचेष्टारूपस्यकालस्यचदंडनिमित्तप्रदर्शनेनलक्षणंनिरूपितंतथाप्यनिवृत्तोभक्तोऽपिज्ञानादोषोभगवतोऽपिभविष्यतीतिज्ञानात्तयोरपिरामकृष्णयोःदर्शनार्थंप्रवृत्तिर्निरूप्यते।तत्र

॥श्रीशुकउवाच अथकृष्णश्चरामश्चकृतशौचौपरंतप।मल्लदुंदुभिनिर्घोषंश्रुत्वाद्रष्टुमुपेयतुः १

धर्मंरंगदर्शनार्थंप्रवृत्तावित्याह।अथकृष्णश्चरामश्चेतिचकारद्वयंतदीयानांसर्वेषांयार्थंससाधनानांफलंवतत्रगच्छतीतिनिरोधेनकोपिसंदेह इतिभावः।अथेतिप्रकृतंयातस्यमेवस्वमारभ्यतइतिकृतशौचौकृतावश्यकाविति केचित्दृष्ट्वेदिनएवकृतशौचौस्वस्थकृतापाभ्यां।परंतपेतिसंबोधनंशूद्रार्थंपरिज्ञायतस्यकार्येतेनपसाज्ञातव्या इति।तदामल्लानांदुंदुभीनांचनितरांघोषंश्रुत्वासर्वसामग्रीसिद्धेतिस्वयमपिद्रष्टुमुपेयतुःनिकटंगतौ।प्रमेयनिरोधदृष्टंमाहात्म्यंप्रयोजकमिति १

કારીકા :-

જે પ્રકરણમાં શબ્દનું બલ છે તે પ્રમાણ પ્રકરણ છે. જેનું સાત અધ્યાયોથી વર્ણન કર્યું. શબ્દ બ્રહ્મરૂપ છે અને સાત અધ્યાયોથી વર્ણન કર્યું છે. શબ્દ બ્રહ્મરૂપ છે અને બ્રહ્મ છ ધર્મો અને સાતમા ધર્મિ એમ સાત પ્રકારથી છે. એક એક અધ્યાયમાં એક એકનું વર્ણન છે. અર્થ એટલે પ્રમેયરૂપનું વર્ણન સાત અધ્યાયોથી નિરોધ કરવા કરેલું છે. (૧)

સર્વ પ્રકારથી ઉત્સવવાદીઓને પ્રપચની વિસ્મૃતિ થઈ અને ભગવાનના મહાત્મ્યનું જ્ઞાન થવાથી આસકિત થઈ. તે આસકિતનું નિરૂપણ કરેલ છે. (૨)

જોનારાની અને માતપિતાની બધાની આસકિત એક એક અધ્યાયથી કરેલી છે. પ્રથમ કહેલી તામસ્ ગોપીઓની અને બીજાની આસકિત બે બે અધ્યાયોથી કહી છે. (૩)

એ પ્રકારે પ્રમેય પ્રકરણમાં આસકિતનું વર્ણન કરીને સાધન પ્રકરણમાં વ્યસન દશા સિદ્ધ થવાનું વર્ણન છે. વ્યસન સિદ્ધ પછી ફલ પ્રકરણમાં ફલનું નિરૂપણ છે. (૪)

હવે ચાલીસમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે રાજસોને જે આસકિત કરાવી તેનું વર્ણન છે. રાજસ ભકત ભગવાનના અનેક પ્રકારના સામર્થ્યને જોઈને વિસ્મય પામી ભગવાનમાં આસકત થયા છે. (૫)

પૂર્વ અધ્યાયમાં ભગવાનનો દોષ નથી. એ બતાવવા માટે ચેષ્ટાનું ફલ કહ્યું. સાધારણ ચેષ્ટારૂપ કાલે ઘણા અનિષ્ટ શુકનો બતાવ્યાં છતાં પણ કંસ નિવૃત ન થયો. તેથી ભગવાનને ભકતની ઉપેક્ષાનો દોષ લાગે માટે ભગવાન અને બલદેવને કોઈએ ન બોલાવ્યા તો પણ મથુરાંમાં પધાર્યા ત્યાં જઈને રંગમંડપ જોવા પધાર્યા તે હવે કહે છે.

શ્લોકાર્થ :-૧

હે પરંતપ ! હવે રામ અને કૃષ્ણે દેહકૃત્ય કર્યા પછી મલ્લ લોકોના નગારાનો શબ્દ સાંભળ્યો. તે બંને ભાઈઓ તેને જોવા માટે તેની પાસે ગયા .(૧)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ચ બે છે. તે બધાને અકેઠા થવા માટે છે. બલદેવ અને શ્રીકૃષ્ણ ત્યાં પધારે છે.તેથી નિરોધમાં કોઈ વાતે શંકા નથી.

અથ શબ્દ બીજા પ્રકરણનો પ્રારંભ સૂચવે છે. પ્રમેય બલ ભગવાન બતાવે છે. કૃતશૌચ શબ્દોનો અર્થ આવશક્ય કાર્ય કર્યા પછી એમ અર્થ છે.

બંનેએ પોતાનું આવશ્યક કાર્ય કરી લીધું હતું. પરંતપ! એ સંબોધન રાજાને આપ્યું છે. તે બતાવે છે કે રાજા ગૂઢ અર્થ બરાબર સમજે છે. કારણ કે આ બ્રહ્મ ધર્મો તપસ્યાથી જાણી શકાય છે. મલ્લોના અને નગારાઓના બહુ શબ્દો સાંભળીને નકિક થયું કે બધી સામગ્રી તૈયાર થઈ ગઈ છે. તે બંને ભાઈઓ પણ જોવા માટે તેમની પાસે ગયા.(૧)

દેખેલી મહાત્મ્ય પ્રમેયરૂપ નિરોધમાં ફલ છે. એ કહેવા માટે પ્રથમ કુવલયાપીડ હાથીને મારે તે વાત ૧૩ શ્લોકથી કહે છે.

ह॰टी॰४॰
८८८

प्रथमं कुवलयापीडवधो निरूप्यते। रंगद्वारमिति त्रिभिः [illegible] कालजयो हि पौरुषमिति [illegible] निरूपितः। कुवलयं भूमंडलं तस्यापीडः [illegible] रंगद्वारमिति। रंगः उत्सवस्थानं तस्यापि शोभार्थं द्वारादिनिर्माणं। तावत्पर्यंतं सम्यग्गत्वा तस्मिन्द्वारमध्ये गजमवस्थितमपश्यत् [illegible] उत्सवः संपद्यते यदि कालो निवृत्तो भवति [illegible] दर्शनमिति [illegible] पितः। अतः स्थितमचलं [illegible] हननार्थमपश्यत्। समर्थो हननेहेतुः। कुवलयापीडमिति। सर्वेषामेव दुःखदं [illegible] नजातिहीनेन प्रकर्षेण प्रेरितं स्वसंमुखमागच्छंतं च

रंगद्वारं समासाद्य तस्मिन्नागमवस्थितं। अपश्यत्कुवलयापीडं कृष्णोऽम्बष्ठप्रचोदितं ॥ २ ॥ बद्ध्वा परिकरं शौरिः समूह्य कुटिलालकान्। उवाच हस्तिपं वाचा मेघनादगभीरया ॥ ३ ॥

तेन भगवतो क्लिष्टकर्मत्वं निरूपितं २ [illegible] कुटिलालकान् [illegible] कालजयो [illegible] हस्तीति [illegible] हस्तिपेन मारणीयः। हस्तिपश्चेत् [illegible] मेघनादगभीरया [illegible] नातत्स्थानो [illegible] निवारितः २

राम
८८८

શ્લોકાર્થ :-૨

કૃષ્ણ રંગમંડપમાં આવ્યા. ત્યાં અંબાષ્ટની પ્રેરણાથી કુવલયાપીડ હાથીને ઉભેલો જોયો. (૨)

ભાવાર્થ; સુબોધિનીજી :-૨

કાળનો જય કરવામાં પરાક્રમ છે. તે કાળ સંવત્સરરૂપી તેર માસનો પૃથ્વીનું મંડલ તેનો આપીડ એટલે મુકુટ અથવા તે પૃથ્વીનો ચારે તરફથી પીડા કરનાર એવા શ્રેષ્ટ હાથીને મારવાનો પ્રારંભ કર્યો.

જ્યાં ઉત્સવ થતો હતો હોય તે રંગસ્થાન કહેવાય. ત્યાં શોભા માટે દ્વાર કરેલ છે. ત્યાં સુધી ભગવાન પધાર્યા. તે દ્વારમાં હાથીને ઉભેલો જોયો. કાલ નિવૃત થાય તો ઉત્સવનો આરંભ થાય. ત્યાં ઉત્સવનું દર્શન થયું. તે કહે છે.

મૃત્યુ હાથીરૂપ છે. પંચમ સ્કંધમાં તેને મૃત્યુંને હાથી કહેલો છે. તે વચમાં ઉભેલો છે. તેને મારવા માટે પહેલાં નજરે જુએ છે. મારવાનું કારણ કે તે આખી પૃથ્વીને પીડનારો છે. સર્વને દુઃખ આપે તેને મારવો જોઈએ. અંબાષ્ટ તેનો માવત છે. શંકરથી પેદા થયો છે. જાતનો હલકો છે.

તેને હાથીને ભગવાનની સામે હાંકી મૂકયો. તે હાથી મારવા માટે સામો આવે છે. ભગવાન તેને મારે તો અકિલષ્ટ કર્મા કહેવાય. એ કૃષ્ણ કાલત્મા છે. એમ સાધારણ હસ્તી નથી. કાલાત્માને જોયા ત્યાં અબષ્ટનો બલનો ક્ષય થયો છતાં ભગવાને તેને ચેતાવ્યો તે હવે કહે છે. (૨)

શ્લોકાર્થ :-૩

ભગવાને પીતામ્બરને કટિએ બાંધ્યું. કુટિલ અલકોને ભેગા કરી બાંધ્યા. પછી મેઘના શબ્દના જેવી ગંભીર વાણી વડે હાથીના માવત અંબષ્ટને કહેવા લાગ્યા. (૩)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ઉત્તરીય વસ્ત્ર કટિને લીધું. કુટિલ અલકોને હાથથી ભેગા કરી ચુડાના આકારે બાંધ્યાં. કાળને બે રીતે રોકયો. ભ્રમ મટાડવા માટે વાણીથી તેનો તિરસ્કાર કર્યો. હાથી દુષ્ટ હોય તેને માવતે રોકવો જોઈએ. માવત દુષ્ટ હોયતો તેને મારવો જોઈએ. એમ ન થાય તો બંનેને મારવા યોગ્ય છે. માવતને આધિન હાથી છે. તેથી માવતનો તિરસ્કાર કરે છે. તેને બીક લાગે તેમ સિંહના જેવો ગંભીર નાદ કર્યો. તેથી વસુદેવાદિ અન્તઃકરણ તપતાં હતાં. તે શાંત થયાં એમ કહ્યું (૩)

તેનો તિરસ્કાર કર્યો તે કહે છે.

निर्भर्त्सनमाह। अंबष्ठांबष्ठेति। निंदायां वीप्सा। पतिलोमं गजो यष्ट इति तस्य सह स्वरेषकीर्तनेनैव तिरस्कारो भवति। अनवहितस्य श्रवण र्थं वाद्विरुक्तिः। नौ मार्गं देहीति। अपभ्रस्माकमेव मार्गः। उत्सवो स्मद्व्य मेव कृत इति। अस्मभ्यं मार्गं देहीति चकथरे यमिति चेत्तत्राह। अपक्रमेति। इतो न्यत्र गच्छ चिरं मा। अन्यथा शीघ्रं गमने मरीयः कालो धिको रोमा रपिष्यतीति। किंवा यदि केनापि प्रकारेण मार्गं न दास्यसि ततो भयो हीं सकुंजरं त्वा मद्यैव यमसादनं नयामि। पापिष्ठा मिमध्येनत्यज्ञामीति। स्वस्वरेव यम गृह अन्यथा मत्त्वेभकं सयवनाद्ध तिगणनाविरुध्येत। कदाचिद्हस्ती मम सुहृदसाधनमिति न मंतव्यमित्यभिप्रायेणाह। सकुंजरमिति। अद्यैवे

अंबष्ठांबष्ठ मार्गं नौ देह्यपक्रम मा चिरं नो चेत्सकुंजरं त्वाद्य नयामि यमसादनं ४ एवं निर्भर्त्सि
तोंबष्ठः कुपितः कोपितं गजं चोदयामास कृष्णाय कालांतकयमोपमं ५ ॥

ति। तव मारणेपि विलंबो न भविष्यतीत्यर्थः। अद्येति वर्तमाने कालवाचकं नतु दिनवाचकं ४ ततो जज्ञातं तदाह। एवं निर्भर्त्सित इति। ए वमित्यसत्यं निर्भर्त्सनेनैतिरं भर्त्सितः अंबष्ठो हीनः। अतएव हितावाक्ये पि कुपितः हस्ती स्वर्वमेव तेन कोपितः कृतो सिंश्रुत स्तत्कर्मनि पुणः मूर्धः कृष्णाय सर्वानंदाय कालायवा प्रेरयामास। नतु पद्वसा यवेरणं ठपद्वेहिकालो निमित्तमन्यथा साधनानि विपरीतानि भ वेयुः अंतको मृत्युः स येन कृतं तश्चित जायेत ततो निरंभयं [illegible] कारीयमो चायषाज्ञारयात एवं मुंगक्षतित्वराणशास्वभेदेन तेष सगतेषु प्रयोजनाभावात किं प्रेरणयेत्याशंक्याह। कालांतकयमोपममिति त्रितयपति रूपो यंप चैतद्भावः तत्र तेषामपे ज्ञा सब वे

स्मिंच्च विषयमाने यमं वष्ठ पेरित। हस्तीति विशेषतोनोपक्र

यीत तद्दानमारयेदिति ५

**શ્લોકાર્થ :-૪**

હે અંબષ્ઠ ! અંબષ્ઠ. અમને જવાનો માર્ગ આપ. વાર ન લગાડ. જો વાર લંગાડીશ તો હાથી સાથે તેને પણ આ વખતે યમના ધામમાં પહોંચાડી દઈશ.(૪)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

બે વાર અંબષ્ઠ કહ્યો તે નિંદા માટે છે. અંબષ્ઠ પ્રતિ લોમ જાતિ છે. તેના સહજ દોષ કરીને તેનો તિરસ્કાર કર્યો. અથવા ન સાંભળે માટે બે વાર બોલાવ્યો. આ ઉત્સવ અમારે માટે કર્યો માટે આ માર્ગ પણ અમારો છે. તે માર્ગ અમારે માટે તું ખુલ્લો કરી દે. તું અહીંથી બીજે જા. વાર ન લગાડ.

તું જો વાર લગાડીશ તો તને કાળ મારશે. જો તું કોઈ રીતે માર્ગ નહિ આપે તો બંને દોષથી હાથીની સાથે હું તને આ વખતે યમલોકમાં પહોંચાડી દઈશ. વચમાં છોડીશ નહી. યમુનું ઘર એજ મૃત્યું છે. નહિ તો મકલેનકંસયતા એ ગણના ખોટી પડે. હાથી મારે લડવાનું સાધન છે એમ માનીશ નહિ. હાથી સાથે તેને મારીશ. તને મારવામાં વાર નહિ લાગે. તેથી વર્તમાન કાળવાચક અય અવ્યાય કહયો છે. આ વખતે જ મારીશ એમ સમયને કહેનાર છે.(૪)

પછી જે થયું તે હવે કહે છે.

**શ્લોકાર્થ :-૫**

અંબષ્ઠનો તિરસ્કાર કર્યો તેથી તે ગુસ્સે થયો. તેને ખીજેલો હાથી જે યમ અને કાળ અને મૃત્યું જેવો છે. તે કૃષ્ણને નુકશાન પહોંચાડે તેવું બુદ્ધિથી કૃષ્ણની સામે પ્રેયો. (૫)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

એ કથન અંબષ્ઠની સહન ન થયું. તેને અત્યન્ત તિરસ્કાર માન્યો. નીચને તેના હિતની કહીએ તો કોપ કરે. હાથીને તો

તેને પહેલેથી ખીજાવી મૂકેલ હતો. તે હાથી પાસે કેમ કરાવવામાં પ્રવિણ હતો. કૃષ્ણ કાળ અથવા સદાનંદ છે. તેની સામે હાથીને મૂકયો. ઉપદ્રવ માટે હાથીને પ્રેર્યો છે. ઉપદ્રવમાં કાળ નિમિત્ત છે. એમ ન હોય તે સાધન વિપરિત થાય. અન્તક એવું મૃત્યુંનું નામ છે. યમ તેનો અધિકારી છે તે આજ્ઞા આપે તો કોઈ મરે એમ અંગ શ્રુતિ, શાસ્ત્ર, પુરાણના ભેદથી તે કાળ અન્તક છે. યમ નથી છતાં આ કુવલયાપીડમાં તે ત્રણેવની કોઈ જરૂર નથી. એમ કહેવા માટે તેના જેવો હાથીને કહ્યો છે. જયાં કુવલયાપીડ હોય ત્યાં અન્તક કાળ અને યમની જરૂર નહિ. તે ન હોય તો ત્રણની જરૂર પડે.(૫)

જો અંબષ્ઠનો પ્રેરતો હાથી. જો અપકાર કરે નહિ તો ભગવાન તેને મારે નહિ તેથી નુકશાન કર્યું તે હવે કહે છે.

ह॰टी॰४०
८८९

तस्य विशेषापकारमाह । कं नीड इत्यत्र मभिद्रुत्येति । न तु भगवत्समीपागमनेनैवैषः कथं न स्यादित्याशंक्याह । नाहं इति ।
क्रियाशक्तिप्रधानः करी रूपायामभिपतति शुंडः ततो निःप्रसह्य तं भगवंतमभिप्रेत्य तरसा सीघ्रमेव करेण शुंडा रं
डेन भगवंतमगृहीत् क्रियया पि भगवान् व्याप्तो भविष्यतीति तु ज्ञात्वा तथा कृतवान् व्याप्तो भविष्यतीति तु ज्ञातथा
कृतवान् ॥ भगवांस्तु वश्य इति कराद्विगलितो जात इत्याह । विशेषेण गलितः करो हि यद्वै मे वा शक्तो जातः स्थू
लत्वाद्धृतः सूक्ष्मो जातः यतः स्वप्रसिद्धः सर्वशक्तिः ततः अमुं हस्तिनं निहत्य तस्याज्ञापनार्थं अंघ्रिष्वलीयत

करींद्रस्तमभिद्रुत्य करेण तरसाग्रहीत् । कराद्विगलितः सोऽमुं निहत्यांघ्रिष्वलीयत ६ संक्रु
द्धस्तमचक्षाणो घ्राणदृष्टिः स केशवं परामृशत् पुष्करेण स प्रसह्य विनिर्गतः ७ ॥

राम
८८९

स एव पारवत्तु स्वयं मध्ये गुप्तो जातः अनेन दैवाद्विभीतः पलायनं च व्यावर्तितं तस्यांतर्दृष्टार्थं च जिज्ञासायामेव प्राप्य
त इति ज्ञापनार्थं ६ ततोऽपश्यन् जातं तदाह । संक्रुद्ध इति । ततोऽनेन स्वतरां क्रुद्धः दृष्ट्वा हि प्रपन्नः कर्तव्य इति दर्शनार्थं प
तमानोऽपि नापश्यदित्याह तमचक्षाण इति भगवंतमपश्यन् पशुत्वात् घ्राणदृष्टिर्यातः तत्रापि पुष्करेण धृतः पुष्क
रे हस्तमुखे तदा भगवान् स्थूलो भूत्वा प्रसह्य बलात् पुष्कराद्विनिर्गतो जातः नहि पुष्कर नाभः पुष्करेण गृहीतं शक्यः ७

શ્લોકાર્થ :-૬

હાથી ભગવાનની પાસે આવ્યો અને સૂંઢથી ભગવાને પકડયાં. ભગવાન તેની સૂંઢમાંથી છટકી અને તેને મારીને તેના પગમાં સંતાઈ ગયા. (૬)

## ભાવાર્થ; સુબોધિનીજી :-

તે મારવા ભગવાનની સામે આવ્યો. તેને દેવો એ કેમ ન રોક્યો ? એવી શંકામાં કહે છે કે તે ઈંદ્રનો હાથી છે. તે ક્રિયા શક્તિ પ્રધાન છે. ક્રિયાના અધિપતિ ઈંદ્ર છે. અને તેથી તે હાથી ભગવાન પાસે આવ્યો અને તેને સૂંઢથી ભગવાને પકડયા. ભગવાન તો ભક્તિને વશ છે. ક્રિયાને વશ નથી. તેથી તેમાંથી છટકી ગયા. ભગવાન સૂંઢમાં પકડાય જ નહિ. સ્થુલ બુદ્ધિથી પકડયા ત્યાં ભગવાન સૂક્ષ્મ થયા. ભગવાનમાં બધી શક્તિઓ છે. તેમ છુટા થઈ હાથીને મારીને તે ન જાણે તેમ તેના પગ નીચે પેસી ગયા. તેના ચાર પગ વચ્ચે ગયા. તે દેખી ન શકે તેથી દૈવતથી છુટયા. એ વાત અહીં નથી. તેને અન્તર્દષ્ટિ થાય તો જ ભગવાન મળે અથવા ન મળે. એ બતાવવા ભગવાન છુપાયા છે. (૬)

પછી જે થયું તે હવે કહે છે.

શ્લોકાર્થ :-૭

તે હાથી અન્તત્ય કુદ્ધ થયો. ભગવાનને જોયા નહિ. તેને ગંધથી જાણ્યા. તેને સૂંઢ વડે પકડયાં ત્યાં ભગવાન તેમાંથી નીકળી ગયા.(૭)

## ભાવાર્થ; સુબોધિનીજી :-

ભગવાને હાથીને માર્યો. તેથી તે કુદ્ધ થયો. જોઈને પ્રયત્ન કરાય તે જોવાને પ્રયત્ન કર્યો. પણ ભગવાને જોઈ ન શકયો. પશુઓ ગંધથી જાણે. તેને સૂંઢ આજુબાજુ ફેરવી અને તેને કૃષ્ણને શોધી કાઢયા. સૂંઢથી ભગવાને પકડયા. તે બ્રહ્માદિને સુખ આપવા આવ્યા તે મને પણ સુખ આપશે એમ ધારી હાથીએ પકડયા ત્યારે ભગવાન સૂક્ષ્મરૂપ કરી તેની સૂંઢમાંથી નીકળી ગયા.

તે તો પુષ્કરનાભ છે. તે પુષ્કરથી પકડાય નહિ તેથી તે નીકળી ગયા. (૭)

પછી ભગવાને તેને વધારે કોપ કરાવવા પુંછડું પકડયું.

ततोभगवान्विशेषाकारेणकोपमुत्पादयितुंपश्चाद्गत्वापुच्छंगृहीतवानित्याह।पुच्छेप्रगृह्येति।प्रकर्षेणहस्तद्वयेनगृहीत्वाधनुषामानेनच तुर्हस्तेनपंचविंशतिसंख्यायावताभवतितावद्दूरंविचकर्षधनुषःपंचविंशतिः।पंचेत्यलुक्समासः।ननुमहान्स्तम्भइवभगवान्कथमा कर्षणंकृतवानित्याशंक्याह।यथानागमितिसुपर्णोहिमहान्तमपिनागमाकर्षतिभक्ष्णोहि।निःसत्वःकर्तव्यःअन्यथाभक्षणेप्रतिबंध कोभवेत्तथाभगवानपिमारणार्थंतस्यबलनाशंकरोति।पंचविंशतिसत्वानितस्मिन्संतितेषामेकरोधात्तत्पुच्छमुत्क्रमितिते नमिताःभूमिःजरद्धर्षमानहस्तस्तावतामार्गोभवतिशतहस्त्वेतुकरिणामितितावद्दूरेगतेमार्गस्यानंतापकारप्रभवतीतिधनुर्हस्तवत्

**पुच्छेप्रगृह्यातिबलंधनुषःपंचविंशतिम्।विचकर्षयथानागंसुपर्णइवलीलया ८ सपर्या वर्तमानेनसव्यदक्षिणतोच्युतः।बभ्रामभ्राम्यमाणेनगोवत्सेनेवबालकः ९ ॥**

एवमेतदपिलीलयाअनेनतस्यस्वबलमपिज्ञापितवान् ८ ततःसंमोचयितुंतपरावृत्तोभगवान्धर्नवइतिपत्रंकृतवानित्याह।सपर्या वर्तमानेनेति।सव्यदक्षिणतःवामेनदक्षिणेनचभागेनपरिवर्तमानेनकृत्वासप्रसिद्धोयेनाच्युतःभयाभावायाहअच्युतइति।ओतःशं कानिवृत्त्यर्थंसर्वदैवतथोक्तवान्स्वयमपिभगवानबभ्राम।सहिभगवदर्थंनृत्यंकरोतीतिकिंचभगवतैवसभ्राम्यमाणोजातःअतो भ्रामयन्स्वयंबभ्राम।ननुभगवान्सर्वसमर्थःकिमितिबभ्रामेत्यत्राह।गोवत्सेनेवबालकइति।बालकोहिलीलयापरिभ्रमतितथाली लाप्रदर्शनार्थंतथाकृतवान् ९

શ્લોકાર્થ :-૮

જેમ ગરૂડ નાગને ખેંચે તેમ ભગવાને અતિબલવાળા કુવલયાપીડને પુચ્છથી પકડીને પાછળ ખેંચ્યો. તે કર્મ પણ ભગવાનને પ્રયાસરૂપ ન થયું. પણ અનાયાસથી તેમ કરવામાં તે લીલારૂપ થયું.(૮)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ભગવાને પૂચ્છને બે હાથે પકડીને ચાર હાથનો એક ધનુષ્ય પાછળ ખેંચ્યો. ધનુષના પચીસ એમાં અલુક સમાસ છે. તે

મોટો અને ભગવાન નાન્હા તેને કેમ ખેંચ્યા? ત્યાં કહે છે કે ગુરૂડ સાપને પૂછથી પકડીને ખેંચે તો મોટા નાગને પણ ખેંચી શકે . ભક્ષ્ય કરવાની વસ્તુને નિઃસત્વ કરવી જોઈએ. અશે નહોય તો ખાવામાં વિધ્ન કરે તેથી ભગવાન તેને મારશે. તેથી તેના બલનો નાશ કરે છે. તેનામાં પચ્ચીશ તત્વો છે. તેથી પચ્ચીશ ધનુષ ખેંચ્યો. ધનુષ રક્ષણ કરનાર હોવાથી ધનુષથી ભૂમીનું માપ લીધું. તેને ખેંચ્યો તેથી તેટલી પૃથ્વી તેને માટે તૈયાર કરી હોવાથી સો હાથ છેટા રહેવું. એમ હાથીને માટે કહેલું છે. ભગવાને તેને દૂર રાખ્યો. ચાર હાથનું એક ધનુષ કહેવાય એ પણ ભગવાને લીલાથી કર્યુ. તેથી ભગવાને તેને પોતાનું બળ બતાવી આવ્યું. (૮)

પોતાને છોડાવવા માટે તે સમર્થ છે. પાછા ફરીને સ્થિર થવાને સમર્થ છે. તેથી શરીરને ડાબી જમણી બાજુ ફેરવી ભગવાનને પકડવા માટે યત્ન કરવા લાગ્યો.

**શ્લોકાર્થ :-૯**

તે ડાબો જમણો ફર્યો. ભગવાન પણ વારાફરતી ભમ્યા. જેમ ગાયના પૃચ્છને પકડીને બાળક ભમે તેમ હાથીના પૃચ્છને પકડીનેભગવાન પણ ભમ્યા. (૯)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

ડાબા જમણી વારાફરતી ફરીને તેને ભગવાનને ખેંચ્યા. ભગવાનને ભય નથી. તે માટે અચ્યુત કહેલ છે. ભગવાન પણ તેની સાથે ભમ્યા. તે પણ ભગવાનને માટે યત્ન કરવા લાગ્યો.પણ તે ભગવાનથી ભમી ગયો. તેને ભમાવીને ભગવાન ભમ્યા. ભગવાન તો સર્વ સમર્થ છે. તે શા માટે ભમ્યા? ત્યાં કહે છે કે જેમ બાળક રમવા માટે ગાયનું પૃચ્છ પકડે પછી તેને છોડે નહિ તો ભમવું પડે તેમ ભગવાનને તેવી લીલા બતાવવા ભ્રમણ કર્યુ. (૯)

ભગવાનને લીલા માટે તેમ કર્યુ. પછી તે લીલા છોડી દીધી. પ્રૌઢ લીલા બતાવવા માટે સન્મુખ આવીને હાથી સાથે યુદ્ધ કર્યુ તે વાત હવે કહે છે.

१०.री.४० ८५०

लीलार्थमेव तथाकरणमिति पश्चाल्लीलां त्यक्त्वा पौरुषलीलाप्रदर्शनार्थं अभिमुखमागत्य युद्धं कृतवानित्याह ततइति। पुच्छं विसृज्य अभिमुखमभ्येत्य हस्तिसंमुखे गत्वा सजातीयबालकसंमुखमिव पौरुषख्यापनार्थं पाणिना मुखे आहत्य प्राद्रवत् स हि हस्ती वारणः सर्वानेव निवारयितुं शक्नोति तादृशोऽप्यप्रयोजको जात इति वक्तुं तथोक्तवान्। किं च तथैव प्राद्रवत् यथा पदे पदे स्पृश्यमानो भवति तथा भवने प्रयोजनमाह। पातयामासेति सूक्ष्मो भगवा

ततोऽभिमुखमभ्येत्य पाणिनाहत्य वारणं प्राद्रवन्पातयामास स्पृश्यमानः पदे पदे १० स धावन्क्रीडया भूमौ पतित्वा सहसोत्थितः। तं मत्वा पतितं क्रुद्धो दन्ताभ्यां सोऽहनत्क्षितिं ११

न्महांस्तु दैत्यः स्थूला पर्यन्तमिति नीचो भवन्पतति १०. एवमनुलोमप्रतिलोमाभ्यां क्रीडां कृतवान् ततो विप्रलम्भनेन दैत्यां शः स इति सोऽपि प्रकारो ज्ञायत इति ज्ञापयितुं लीलां कृतवानित्याह। स धावन्निति। क्रीडया धावन् अनवहित इव भूमौ पतितः पतनपर्यन्तमेव सदृष्टवान् भगवान् पतित्वा सहसैवोच्छितः ततः सप्रभ्रमकार्यमाह। तं मत्वेति। भगवन्तं तथा मत्वा स्वदेम प्रकृतः क्रुद्धः सन् दन्ताभ्यां पतितस्थाने हनत ११

राम ८५०

શ્લોકાર્થ :- ૧૦

હાથીની સામે આવીને તેને હાથથી મારીને ભગવાન ત્યાંથી દોડ્યાં. હાથી પગલે પગલે પડતો ચાલ્યો કારણ કે ભગવાન મોટા દેખાય છે. તે સૂક્ષ્મ થવાથી હાથી પડી જાય છે. (૧૦)

ભાવાર્થ; સુબોધિનીજી :-

પૂચ્છ છોડી સામે આવી પોતાનું સામર્થ્ય બતાવવા હાથથી હાથીને મોંઢા પર લાત મારીને ભગવાન દોડયાં. તે વારણ છે. બધાને વારે પણ ભગવાનને ન વારી શકયો. તે અપ્રયોજક થઈ ગયો. ભગવાન એમ દોડયા કે હાથી પગલે, પગલે, અટકતો જાય. તેનું કારણ ભગવાને તેને પાડી દીધો. તે મોટો ભગવાન નાન્હા તેથી તે ભગવાન પર પગ મૂકવા જાય ત્યાં ભગવાન સૂક્ષ્મ થાય તેથી તે પડે. એમ અતિલોકા, પ્રતિ લોકા ક્રિયા કરી.(૧૦)

તેને છેતર્યો તેથી દૈત્યનો અંશ તે સાબીત થયો તે પ્રકાર ભગવાન જાણે છે તેથી તેવી ક્રીડા ભગવાને કરી.

શ્લોકાર્થ :-૧૧

તેને છતર્યો તેથી દૈત્યનો અંશ તે સાબીત થયો તે પ્રકાર તે રમતાં દોડયા અને પૃથ્વી ઉપર પડીને તરત જ ઉઠી ગયાં. તેને પડેલા જાણીને હાથી પોતે જલદી ઉભો થઈ ગયો. તેને પોતાના બન્ને દાંતો ભગવાન પડયા તે જમીનમાં પેસારી દીધા.(૧૧)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ક્રીડાથી દોડતાં ધ્યાન ન હોય તેમ જમીન પર પડયા. ભગવાન પડયા ત્યાં સુધી હાથીને ખબર રહી. ભગવાન તો પડીને તુરત ઉભા થઈ ગયા. તેને ભ્રમ થયો કે ભગવાન જમીનમાં પડયા છે. તેથી ક્રોધ કરીને પોતાના દાંતથી ભગવાન પડયા હતા તે જમીનને તાડન કર્યું. તેથી તેને પોતાને દુઃખ થયું. એમ ત્રણ સાધનો મારવાના કાર્યમાં તેમાં તે ફાવ્યો નહિ. (૧૧)ત્યારે ક્રોધ કરીને જે કર્યું તે હવે કહે છે.

ततोतिव्यर्थोऽभवत्साधनत्रयमपि तस्मै व्यर्थं जातं ततः क्रुद्धो यज्जातवान् सदाह स्वविक्रम इति। सहि साधन
वलेन्नीने संपूर्णेनैव शरीरेण तदुपरि पतिष्यामीति बुद्ध्या प्रवृत्तः यतः कुंजरेंद्रः स्वरूपतो महान् अतः साधनेन्नाणेपि
न निवृत्तमः किंतु साधनंत्रमः रोषहेतुरेव जात इत्याह। अन्यमर्षण इति। अधिकममर्षणं क्रोधो यस्य तादृशो जातः
तत्रापि महामात्रैः उपरिस्थैः प्रेरितश्च चोद्यमानः कृष्णं सर्वमारकं रक्षितं रासीपतं दैत्यपक्षस्यैव शुद्धभावेन न चेत् कृष्णोत् रुषा

स्वविक्रमंप्रतिहतंकुंजरेंद्रोत्यमर्षणः।चोद्यमानोमहामात्रैःकृष्णमभ्यपतद्रुषा १२
तमापतंतमासाद्यभगवान्मधुसूदनः।निगृह्यपाणिनाहस्तंपातयामासभूतले १३

तार्थावाभवेत् १२ किंतु रुषा अभ्यपतत् ततः भगवान् सर्वात्मा नासमायातीति मारितवानित्याह। तमापतंतमिति
तिरुपरि पतंतं आसाद्य स्वयमग्रे गत्वा मारणप्रकारानभिज्ञः भगवान् दंशकादामारणं वा न संभावितमिति ज्ञापक
पिमाहमधुसूदन इति यो हि मधुकैटभौ मारितवान् तस्याल्पसत्वस्यास्य हनने कः श्रयास इति किंतु स्वपाणिना त
स्य हस्तं एवसार्यमाणं निगृह्य नितरां लक्षितत्वं श्रद्धाता शाभिव भूतले पातयामास स्थूलशरीरस्य पातनेनैव शुद्धी संपन्ना १३

શ્લોકાર્થ :-૧૨

પોતાનું બલ ખલાસ થતાં હાથી બહુ ક્રોધ કરીને મારવા તૈયાર થયો. તેને માવતે પ્રેરણા આપવાથી હાથી કૃષ્ણની ઉપર ક્રોધ કરીને ચઢી આવ્યો.(૧૨)

ભાવાર્થ; સુબોધિનીજી :-

તેના સાધનબળ ક્ષીણ થતાં સર્વ શરીરથી તે ભગવાન ઉપર પડવાને તૈયાર થયો. કારણ કે તે હાથીનો રાજા છે. શરીરથી મોટો છે. સાધનબળ ક્ષીણ થતાં તોપણ નિવૃત ન થયો. પણ ક્રોધી બન્યો. તેમાં માવતે આગળ પાછળથી તેને પ્રેર્યો. તે કૃષ્ણની ઉપર આવ્યો. શુદ્ધ ભાવથી ભગવત્સમીપ આવે તો કૃતાર્થ થાય પણ તે તો ભગવાનને મારવાની બુદ્ધિથી આવ્યો. હમણાં તો દૈત્યનેમારવા તે તૈયાર છે. તેમાં હાથી આવ્યો. એટલે તેને ।મારવાનીઅનુકુળતા થઈ. (૧૨)

ત્યારે ભગવાને જાણ્યું કે આ મરવા જ આવે છે. તેથી તેને માર્યો.



શ્લોકાર્થ :-૧૩

તે સામે આવ્યો ત્યારે મધુને મારનાર ભગવાન તેને આવતો જોઈ પોતાના હાથથી તેની સૂંઢને પકડીને પૃથ્વી પર પાડી દીધો. (૧૩)

ભાવાર્થ; સુબોધિનીજી :-

આવતા હાથીને પડવા આવતાં હાથીને પહોંચી ગયા. ભગવાન મારવું જાણતા નહિ હોય અથવા તે મારી નહિ શકે એવી શંકા થાય તે માટે મધુસૂદન કહયાં. જેને મધુકૈટભને માર્યો તેના પાસે આ કાંઈ હીસાબમાં ન ગણાય તેને મારવામાં શું પ્રયાશ ? તેથી તેને માર્યો . પોતાના હાથથી તેને ભગવાન તરફ લંબાએલી સૂંઢને પકડીને જમીન ઉપર પછાડયો. મોટુ શરીર પડતાં હાથીને મૂર્છા આવી ગઈ. ત્યારે ભગવાને જે કર્યું તે હવે કહે છે.

टि०टी०४० ८।१।२

ततोयत्कृतवांस्तदाह।पतितंपराक्रम्येति।अथयत्रव्यापारेणैवपतितःतादृशंमस्तकेपादंधृत्वादंतमुत्पाट्यतेनैवदंतेनाह न्तत्रउत्पाटनेप्रकारमाहमृगेंद्रइति।सहिसिंहःकुम्भस्थलंविदार्यतत्रदंतमूलंविधंकृत्वापश्चाद्दंतमेवोत्पाटयति।पर महताप्रयासेनभगवांस्तुलीलयेतिविशेषः।ततस्तेनैवदंतेनसर्वानेवमहामात्रान्येयैःप्रेरितःतान्हननंचकारात्र

पतितस्यपदाक्रम्यमृगेंद्रइवलीलया।दंतमुत्पाट्यतेनेभंहस्तिपांश्चाहनद्धरिः ॥ १४ ॥

हस्तिनंहतवान्गजःकिमितिहतःमूर्खइतरस्यपक्षस्थितइतिचेत्तत्राह।हरिरितिसिंहोहिमारयत्येवशास्त्रतिमोवि रोधइतिभगवांश्चहरिःसर्वदुःखहर्ता।मूर्खस्यजीवनेमहान्क्लेशइतिवस्तुदेवादीनामपिदुःखहरीकर्त्तव्यमिति ॥ १४ ॥ राम ८।१।२

શ્લોકાર્થ :-૧૪

હાથી પડયો તેની ઉપર ભગવાને ચરણ ધર્યાં અને સિંહની લીલા દેખાડી અને દાંતને રમતમાં ખેંચી કાઢયા તે દાંતો વડે માવતને મારી નાખ્યા.(૧૪)

એમ હાથીને મારતાં રંગમંડપમાં જવાના માર્ગે કોઇ પ્રતિબંધ રહ્યો નહિ ત્યારે અંદર ગયા.

ભાવાર્થ; સુબોધિનીજી :-

પહેલી ચોટે જ પડયો. તેના માથા પર પગ દઇને હાથીના દાંતને ખેંચી કાઢયા,તેના વડે માવતોને માર્યા. ખેંચવાનો પ્રકાર બતાવે છે કે હાથીના દાંત સિંહ ખેંચે તેમ ખેંચ્યો. સિંહ કુંભસ્થ ચીરીને દાંતના મૂળને ખુલ્લો કરી પછી દાંતને કાઢી નાખે. પણ તેને બરાબર બહુ મહેનત પડે પણ ભગવાને રમતમાં તે કામ કર્યું.

તે દાંત વડે બધા મહામાત્રોને માર્યા.હાથીને પણ પુરો કર્યો. હાથીને ભગવાને શા માટે માર્યો ? અધમૂઓ કેમ ન છોડયો? ત્યાં કહે છે તે હરિ છે. હરિ શબ્દનો અર્થ સિંહ થાય છે.

તે સિંહ માર્યા વગર ન છોડે. ભગવાન સર્વના દુઃખ હરનાર છે. અર્ધ મરેલાને જીવવામાં મોટો કલેશ થાય માટે તેને માર્યો. વસુ દેવાદિના દુઃખ દૂર કરવાને માટે પણ તેને માર્યો.(૧૪)

એમ હાથીને મારતાં રંગમંડપમાં જવાના માટે કોઈ પ્રતિબંધ રહ્યો નહિ ત્યારે અંદર ગયા.

एवंहस्तिनंहत्वाप्रतिबंधकापगमेतन्निवृत्तिंसूचयन्नंतःप्रविष्टइत्याह।मृतकमिति।सहिसर्वमेवासमर्थः।अप्रमेयो जकोजीवःपुनःपानेत्युभयसापेक्षः।अतस्तंविसृज्यदंतपाणिर्भूत्वासम्यगेवाथआविशत।तदाप्रविष्टस्यभगवतःस्व रूपंवर्णयति।अंसन्यस्तविषाणइति।लोकानामेतावत्पर्यंतंहंतोयंमहाभाइतिअंसेस्थापितवान्साप्येकालीलात तः।असृग्मदयोःबिंदुभिरंकितोपिप्रातःसर्वांगेसमाकर्षणेनदंतस्यतत्रस्थितःमदःरुधिरंवकणाः।शोभगवति

मृतकंद्विपमुत्सृज्यदन्तपाणिःसमाविशत।अंसन्यस्तविषाणोसृग्मदबिंदुभिरंकितः।विरूढस्वेदक
णिकावदनाम्बुरुहोबभौ १५

संवृक्षःयथापूर्वंहिवसेमालयावरनेसुखमेरवमिदानीमपिरदंतेनमदबिंदुभिश्चस्वस्थभेविषाणमितिकदाचिदायविषा णेगोपालाःस्कंधेपिबिभ्रतिनापूर्वमितिख्यापयितुंकुवलयापीडवबल्यवर्ण्यंज्ञापयितुंकिंचविरूढेतिविशेषेरूपया। स्वेदकणिकाःतावदनाम्बुरुहेयस्यभक्त्यार्थंभगवानेवप्रयासंकुरोतीतिज्ञापयितुंकणिकोद्गमःएतादृशोपिबभौस र्वोत्कृष्टकांतियुक्तोजातइत्यर्थः १५

શ્લોકાર્થ :-૧૫

મરેલા હાથીને છોડીને હાથમાં તેના દાંતોને લઇને રંગમાં પ્રવેશ કર્યો ત્યારે ખભા પર શીંગડું હતું. હાથીના મદના બિંદુઓ શરીરને લાગ્યા હતા. પસીનાના બિંદુ મુખકમળ પર શોભતા હતા. એવી રીતે ભગવાન રંગમાં પહાચ્યાં.(૧૫)

ભાવાર્થ; સુબોધિનીજી :-

તે પહેલથી જ નજીવો જીવ હતો. તેને પીવામાં બેની જરૂર લઇ વ્યગ્રતા વગર રંગમંડપમાં પહોંચ્યા. તે વખતનું ભગવદ સ્વરૂપ કહે છે. લોકની દૃષ્ટિથી આ દાંત મોટા ભારરૂપ છે. હાથીના લોહીના અને મદના બિંદુઓ શ્રીઅંગને લાગ્યા. પ્રથમ દિવસે માલા અને ચંદનથી શોભયા. એમ આ જે દાંત , મદ અને રૂધિરબંધુથી શોભ્યા.

વિષાણ એટલે શીંગડુ ગોવાળીઆઓ કેટલીક વખત વાજામાં શીંગડું રાખે છે. કુવલીયાપીડને બેલ માનો તો તેનું આ શીંગડું સમજો. પસીનાના બિન્દુઓ મુખારવિંદ ઉપર આવ્યા તેથી ભકતોને માટે ભગવાન આવીમહેનત કરે છે એમ બતાવ્યું. ભગવાન શોભે છે. અને સ્વેદ કણીકાઓ દેખાય છે. તેતી કાન્તિ ઉત્કૃષ્ય દેખાય છે. (૧૫)

ટી.૪૦ एवंभगवंतंवर्णयित्वासर्वेषांस्वस्वेनरंगप्रवेशमाहाहत्ताविति।केचनगोपालाइतस्ततःपलायिताःकेचनांतःप्र
५२ विष्टाकेचनैवास्थिताः।अतःकतिपयैरेवगोपैर्युतोवल्लभद्रेणपिइतितोयोरंतोगृहीतःहस्तिनःसर्वस्वंतरितिश्रो
रोर्ईनयाप्यमिति।अमेसार्थस्यापोपेत्तितत्वात्तत्रप्रवेशोरेत्पवधार्यसामर्थ्यसहजंदेषंस्नतपितवलरेवरस्तुक्तं

हत्तोगोपैःकतिपयैर्वलदेवजनार्दनौ रंगंविविशतराजनगजदंतवरायुधौ १६

वान्जनार्दनःअविद्यामपिमारयितीति।किंतस्यतद्दहीतमारणेषयासइतिएवमिति।ताद्दशौरंगप्रदेशंगजदंता।
वेववरेउक्तरेआयुधेययोःताद्दशौद्दतानीमेवमारयिष्यावइतिबोधयंताविवनिर्विशतः।निःशंकातयाप्रविष्टौ १६ राम

**શ્લોકાર્થ :-૧૬**

કેટલાક ગોપબાળકોથી વિટાએલા બલદેવ અને જનાર્દન હાથીના દાંતરૂપ શ્રેષ્ટ આયુધને લઈને હે રાજન ! તે બધા રંગમંડપમાં પહોંચ્યાં. (૧૬)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

કેટલાક ગોવાળીયા આમતેમ ભાગી છુટયા. કેટલાક અંદર બેસી ગયા. ત્યારે થોડાક સાથે રહ્યા હતા. બલદેવજીએ પણ બીજો દાંત લીધો છે. હાથીનું તે સર્વસ્વ છે. રાજા જીતે તે શત્રુનું ધન લઈ લે તેથી ભગવાને તેના દાંત લીધા. આગળ સાધનની પણ જરૂર છે. રંગ દૈત્યથી સહેજ દ્વેષ છે. માટે તે હાથીને માર્યો ત્યારે બલદેવને સાથે રાખ્યા છે. આવિદ્યાને પર મારે તો આવિદ્યાવાળાને મારવામાં શું વાંધો હોય ? તેવા રંગપ્રદેશમાં ગયા. ગજદંત ઉત્કૃષ્ટ આયુધ છે. હમણા જ બધાને મારી નાખશે. ભગવાન એમ બોલતાં શંકા રહિત થઈને અંદર દાખલ થયા. (૧૬) રંગમાં પ્રવેશનું પ્રયોજન કહેતાં ભગવાનનું સ્વરૂપ બલદેવ સાથે બધાએ જોયું તેમાં જેનો જેવો ભાવ હતો તેવાં તેને દર્શન થયાં તે હવે કહે છે.

तादृशप्रवेशेण प्रवेशस्य प्रयोजनं वदन् भगवतः स्वरूपं बलभद्रसहितं सर्वैर्दृष्टं यथाधिकारं नानाभावान् जनयतीत्याह। मल्लानामशनिरिति। प्रमेयेण निरोधो न कर्त्तव्यो हरिणा किन्तु लोकाः स्वदर्शनाभिप्रायतो दर्शविशेषो भवति। यस्य भावो यथा लोके तस्य तु स्मरणे ज्ञाते निरोधो जायते सम्यक् अन्यथा वैषम्यं भवेत्। गुणा नवविधाः प्रोक्ताः स्मरभावस्तथा परः। शृङ्गारादिरसाश्चैव तेषामेव निरूपकाः। राजसास्त्रिविधाः सर्वे तामसाश्च ततः स्मृताः। आध्यात्मिका

मल्लानामशनिर्नृणां नरवरः स्त्रीणां स्मरो मूर्तिमान् गोपानां स्वजनोऽसतां क्षितिभुजां शास्ता स्वपित्रोः शिशुः। मृत्युर्भोजपतेर्विराडविदुषां तत्त्वं परं योगिनां वृष्णीनां परदेवतेति विदितो रंगं गतः साग्रजः ॥ १७ ॥

स्तथा सर्वे वैदिकास्तु ततः परं। रौद्रोऽद्भुतश्च शृङ्गारो हास्यो वीरो दया तथा। भयानकोऽपि वीभत्सः शान्तो भक्तिरसस्तथा। एतान् दर्शयितुं भगवान् हरिरेव भौम स्थानं। अत स्मिन् गुणा एव सर्वे भावा न चान्यथा। आद्यो मल्लाः प्रति योगिन मत्त्वेषमाणाः भगवान् नव इति योगी किन्तु विसर्गशक्ति सोऽपि सर्वेषां मारक एवेति ज्ञातं वक्तुमाह। मल्लानामशनिरिति। विदितः साग्रजो बलभद्रसहितः रंगं गत इति यत्नादि विद्युत्पतति दृष्टिश्चेतनन

टी. ४०
॥५२

समीचीनमिति ज्ञात्वा विघटते तिवेगात् प्रलापनेऽप्यसक्ता जाता इत्यर्थः। तेन मल्लस्वभावा निरूद्धा येरौद्रपक्षात्
पः। ततोऽन्ये साधारणाः राजसाः भगवन्तमद्भुतं ज्ञातवन्त इत्याह। नृणां नरवर इति अद्भुतो नरः नरश्रेष्ठ इति भगवन्त
दृष्ट्वा अद्भुतदर्शनमिति। अद्भुतरस एवोत्पन्नः। साधारणस्त्वद्भुतरसेनैव वशो भवति सर्वज्ञेति विवृतो रंगगत इ
ति संबध्यते। तादृशावस्थापन्नमपि स्त्रीणां राजससात्त्विकानां भगवान् स्वफलस्वरूप एव प्रतिभात इत्याह। स्त्री
णामिति। इत्थमागता नान्ताः कामदेवनाः कदापि स्वस्वामिनं न दृष्टवत्यः स्मरो हि स्मृत्वा प्रात्मा स इदानीं मूर्तिमा
न्वेत्र जातः तदासनाया जाताः। अतः परं सर्वैरेवेन्द्रियैः शरीरेणान्तःकरणेन च सेव्यो जात इति एवमेकविधस्व
यो निरूप्ताः। सर्वापधर्माः मल्लाः उन्नमाः स्त्रिय इति पुष्टिमार्गे क्रमउक्तः। आधिभौतिकाभिमानिनामेषा रीतिरिति
। एवं सामर्थ्यप्रकरणेऽपि गोपानां राजससात्त्विकानां स्वजनः। अस्मदीय एव पायं बन्धुः परस्वत्कर्षापन्नः अतो भग
वतावेशः कृतो विलक्षणः सत्ये स्वरसजनको जातः यथा स्वकीये वेशे कृते आत्मिके एते हेरस्वरूपाद्भिय
रूपास्त्वमिमाः आत्मरूपाः सन्त इति इत्यत्वेन इंद्रियतल्पता राज्ञा भगवन्तं दृष्ट्वा तेषां वीररस उत्पन्न इत्याह। अ
सतां क्षितिभुजां शास्तेति। सन्तो येते दृश्यत्वेन वक्तव्याः भक्त्यधिकारिणः ये चलौकिकाः असन्तस्तेषामराएव

राम
८५३

कष्टापन्नत्वं। स्वस्वपोऽहि यादवा भगवदीयास्तुग्रणातीताः येषां सात्त्विकं तेपरमनिरोधो वक्तव्यः शय्यासनाटनाली
पेति तेषां भगवति परत्वं स्वामित्वं देवतात्वं च विहितं जातं तदा स्वस्पृहि स्वामी पामकः सयोक्तिकोऽपि भवतीति तथा
इत्यर्थे देवतापरं स्वस्मिन्नलौकिकोऽपि प्राकृतानबुद्धिरेव अतः परं देवतात्वं भगवति युक्तं भगवांस्तु यादृशस्ता
दृश एव सर्वविलक्षणः सर्वरूपश्चेति यत उक्तमिति विवृत इति रंगस्थानं गतः यत्र सर्वेषामेव रसः पुष्टो भवति
यद्यपि शान्तरस्य न विशेषाभिनयः तथापि तथोपवेशनेन सामान्याभिनयोऽस्त्येव आष्टैनाद्ये रसा इति विशेषा
भिप्राये भक्तिरसोऽपि रसदृष्टित्वान्निरूपणीयः अभिनयः इति सर्वेषामेवार्थे रंगगतः साग्रजो बलभद्रसहितः स
मान्यया सर्वनिरूपणे अन्ये गोपानां वै सह भावमेवोक्तवान् अन्यथा हि वचनेनैव वदेत्। वरसहभावोऽपि भगव
ति वक्तव्यः। अलौकिकत्वात्तन्नापि सर्वरससंबंधोऽपि ज्ञापितः स्यात् इति सामञ्जस्येन युक्तं [illegible] गोपानामपि लीला
याः कृतत्वात्तन्न हास्यरसत्वं तस्मात् सख्यत्वात् सहभाव एवोक्तः रसोत्पत्तौ तत्तद्बुद्धियोग्यत्वेनैव निरूपिताः फल

प्रवत्वाय २७

શ્લોકાર્થ :-૧૭

ભગવાન મલ્લોને વ્રજ જેવા દેખાયા. મનુષ્યોને રાજા જેવા દેખાયા. સ્ત્રીઓને મૂર્તિમંત કામદેવ જણાયા. ગોપોને સ્વામી દેખાયા. દુષ્ટ રાજાઓને શિક્ષા કરનાર જેવા દેખાયા. માબાપને પોતાના બાળક લાગ્યા. કંસને કાળ જેવા લાગ્યા. ન જાણનારને વિરાટ રૂપે દેખાયા. યોગિ લોકોને પરમ તત્વરૂપે જણાયા. યાદવોને પોતાનું પરમ દૈવત છે એમ બળદેવની સાથે રંગમંડપમાં ગએલા કૃષ્ણમાં ભિન્ન ભિન્ન લોકોને ભિન્ન ભાવે દર્શન થયાં.(૧૭)

કારીકા-૧ : આ પ્રકરણમાં ભગવાનને ભકતોનો નિરોધ સ્વરૂપબલથી કરવો છે. તેથી અહીં ભગવાન દશ પ્રકારથી સ્વરૂપવાળા થઈ દર્શન કરાવે છે. કારણ કે લોકો દશ પ્રકારથી ભિન્ન ભિન્ન પ્રકારના હોવાથી જુદા જુદા પ્રકારના અધિકારી છે.

કારીકા-૨ : લોકમાં જેનો જેવો સ્વભાવ હોય તે પ્રમાણે અનુસરણ કરે. તો સારી રીતે નિરોધ થાય છે. જો તેમ ન અનુસરે તો ભાવ લૌકિક થતાં બંધનરૂપ થાય છે.

કારીકા-૩ : ગુણોના ભેદ ૯ છે અને એક ભેદ નિર્ગુણ મળી ૧૦ ભેદ છે. તે ભાવના નિરૂપક શ્રુંગારાદી રસો પણ ૧૦ છે.

કારીકા-૪: પૂર્વે ૩ પ્રકારના રાજસો છે. પછી સાત્વીકો છે. પ્રથમ અધ્યાત્મીકો છે. પછી આધિદૈવિકો છે. તેની પહેલા આધિભૌતિકો છે.

કારીકા -૫ : રૌદ્ર, અદ્ભૂત, શ્રુંગાર, હાસ, વીર, દયા, ભયાનક, બિભત્સ, શાંત અને ભક્તિ રસ તેમ રસો પણ ૧૦ છે.

કારીકા-૬ : આ ભાવના રસો બતાવવા માટે હરિ ગુણોથી શોભ્યાં છે. ગુણો સ્વભાવરૂપ છે. ભાવ શીવાય બીજું કાંઈ નથી.

ભાવાર્થ; સુબોધિનીજી :-

પ્રથમ મલ્લો લડનારને સોધે છે. ભગવાન જુદા પ્રકારના છે. તેના પ્રતિયોગી નથી. તે મારવાવાળા છે. તેથી મલ્લોએ વ્રજ

જેવા ભગવાન પોતાના ભાઈ બળદેવ સાથે દેખાયા. જયાં વિજળી પડે, વરસાદ થાય ત્યાં રહેવું ઠીક નહી. તેમાં પણ વિજળીનો વેગ મોટો તેથી ભાગી પણ ન શકે. તેવા દર્શન આપીને પ્રભુએ મલ્લોનો વિરોધ કર્યો. જે રૌદ્ર પ્રકૃતિવાળા છે. તે બધા રાજસો તેમને ભગવાનને અદ્‌ભૂત જાણ્યાં. તેથી કોઈ વિલક્ષણ પુરૂષે ભગવાને જોયા. તેથી ભગવાનના દર્શનથી તેમને અદ્‌ભૂત રસ ઉત્પન્ન થયો. લોકો સાધારણરીતે અદ્‌ભૂત રસથી વશ થાય છે. જાણ્યા અને ભાઈ સાથે રંગમાં પધાર્યા. એ બધે રહેવાનું છે. એવી અવસ્થામાં સ્ત્રીઓ રાજસ સાત્વીક છે. તેને તો ભગવાન ફલરૂપ દેખાયાં. તે સ્ત્રીઓ જોવાને આવેલી હતી. તેમ સમજવી. તે તો કામદેવની સેના છે. તેમને પોતાના પતિ ભગવાનને કોઈ દિવસ જોયાં નથી. કેમ કે સ્મર તો સ્મરણાત્મક છે. તે સ્વરૂપ તો ભગવાને હમણાં ધારણ કરેલું છે. ત્યારે સ્ત્રીઓ ધાણીવાળી થઈ. અત્યારે સર્વ શરીર, દેહ, ઈંદ્રીયો અન્તઃકરણથી સેવ્ય થયાં. એમ એક પ્રકારની સ્ત્રીઓ કહી. સર્વથી અધર્મ મલ્લો ઉત્તમ સ્ત્રીઓ એમ પૃષ્ટીમાર્ગનો ક્રમ કહ્યો. આધિભોતિકમાં અભિમાનવાળાનું આ રીતી છે. એમ સામર્થ્ય પ્રગટ કર્યું. ગોપો રાજસ તામસો છે. તેને તો આ અમારા બંધુ છે એવી પ્રતિતિ થઈ પરંતુ તે ઉત્કૃષ્ટને પામેલા છે. તેથી ભગવાને વેશ કર્યો તે હાસ્યજનક છે. જેમ પોતાનો અધ્યાત્મિક વેશ કરે આ દેહ સ્વરૂપવાળા આધિભૌતિક છે. ઈંદ્રિયરૂપ આગળ કહેવાશે. તે પછી આત્મારૂપ કહેવાશે. દમ્યપણાથી ઈંદ્રિયની તુલ્યતા રાજામાં કહી છે. ભગવાનને જોઈને રાજાઓને વીર રસ ઉત્પન્ન થયો. દુષ્ટ રાજાઓને ભગવાન શિક્ષા કરનાર છે. તેવું ભાન થયું. સત્ તો વૃષ્ણિઓને ગણવા તે ભક્તિના અધિકારી છે. લૌકિક અસત્ તે પામર છે. તેને બિભત્સ રસ કહેવાશે. જે રાજસ રાજસો છે. તે રાજસ ભાવની સિદ્ધિને માટે પૃથ્વીપતિ કહેવાય છે. તેમને વીર રસ ઉત્પન્ન થયો. ભગવાનને જોઈને દુષ્ટ રાજાઓને યુદ્ધ કરવાની બુદ્ધિ થઈ. પરંતુ તેઓ લડયાં નહી. કારણ કે ભગવાન પોતાની ઉપર શાસન કરે તેવા છે. પણ વીર રસ તો ઉત્પન્ન થયો. જેમ હીન પુરૂષને પણ મહારાજાની રાણી જોવાથી શુંગારરસ ઉત્પન્ન થાય. પરંતુ રાજાને રાણી હીનને જુએ તો તેને શૃંગાર રસ ના ઉત્પન્ન થાય. કારણ કે તે તેને અધર્મ ગણે. પોતાને શ્રેષ્ઠ ગણે. તે શૃંગાર રસ આવવામાં અધમ બુદ્ધિ બાધક થઈ. પોતાનાથી ઉત્તમ બુદ્ધિ રસપોષિકા છે. અતિ વિર છતાં અસતો વિચાર વગરના ગર્વવાળા, તે ભગવાનને પોતાનાથી વધારે બલવાળા માણે છતાં તેમને વીરરસ ઉત્પન્ન થાય તે યોગ્ય છે.

જેમ સ્ત્રીઓને સ્નેહ ભગવાનમાં છે. પણ વસુદેવ દેવકીને પણ તે સ્નેહ અધિક છે. તે સ્ત્રીઓનો સ્નેહ કામરૂપ છે.જ્યારે વસુદેવ દેવકીનો  સ્નેહ મોહ જનક છે. મોહમાં રાજસ સત્વ છે. સ્નેહ તો સાત્વિક છે. લૌકિકપણાથી રાજસત્વ, નિષેધપણાથી તામસત્વ, વિહિતપણાથી સાત્વિકસત્વ સમજવું. એ સ્નેહમાં ત્રણ ભેદ છે. તેથી અધીકારીઓનો નિરોધ કહ્યો. વસુદેવ દેવકીને ભગવાન બાળક જણાયા. કરૂણનો બીજો શબ્દ દયા રસ તેણે ઉત્પન્ન થયો. તે સ્નેહનો અંતરંગ ધર્મ છે. તે દયા કરૂણારૂપ છે. સ્નેહ ધર્મ બાળકમાં હોય છે. તેમને બાળકરૂપે દેખાયાં.

જે મુખ્ય અધિકારીઓ છે. તે સાત્વિકો છે. તે અલૌકિકો છે. તે ભય, બીભત્સ અને શાંત રસના અધિકારી છે. તેમને હમણાં જ મુક્તિ થશે એવા દુષ્ટ કાર્ય કરનાર કંસ, તામસ સાત્વિક છે. તેને ભગવાન મૃત્યુરૂપ લાગ્યાં. મૃત્યુ ભયરૂપ છે. મોતથી મોટુ ભય જગતમાં કોઈ નથી. લોક ન્યાય પ્રમાણે નરકથી પણ મૃત્યુ મોટુ છે. ભોજનાપતિ એટલે એની મોટાઈ કહી. અવિદ્વાને વિરાટ લાગ્યાં. જે ભગવાનમાં નિષ્ટાવાળા ભક્તો છે. તે રાજસ સાત્વિક છે. તેમને ભગવાનમાં સ્નેહ છે. તેમને રુધીર અને મદ બિંદુવાળા ભગવાનને જોતાં બિભત્સ રસ ઉત્પન્ન થયો. જેમ પોતાનો છોકરો ખરાબ દ્રવ્ય હાથમાં લે તો તેના માબાપને ગ્લાની થાય. જો તેમ ન હોય તો માબાપ તને છોડવાનો પ્રયત્ન ન કરે. નિંદા તો ભગવાનનું લીલાનું જ્ઞાન થવાથી થાય છે. ત્યાં મોટાઓને બિભત્સ રસ ઉત્પન્ન થાય. પણ બીજાને થાય નહી. એમ ન હોય તો તેમને નિરોધમાં ગણ્યા ન હોત. અતિ પ્રાકૃતો કંઈ ભગવાનના નિરોધના અધિકારી થતાં નથી. તેમનો ભાવ જોયો નથી  અને તેવા ભાવનો સંભવ પણ નથી. તેમને અવિદ્વાન કહી શકાય.

પરંતુ યોગીઓ સાત્વિક સાત્વિક સ્વભાવવાળા હોય છે. ગુણાતીતો પણ લેવાય. તેઓ પોતાના ઈષ્ટની સિદ્ધી માટે આત્મપણાથી સ્મૃર્તિ થાય તેને બે પ્રકારે સ્નેહ થાય છે. તેથી યોગીઓને પરમતત્વ પુરૂષોત્તમરૂપે દેખાય છે. યોગીઓને બધું તત્વરૂપ હોવાથી આત્મા પણ તત્વરૂપ છે. યોગ અને સાંખ્યમાં એવી વ્યવસ્થા છે. પર એટલે પરમકાષ્ટાપણ એમ સમજવું. જેનાથી પર બીજું ના હોય તે પર છે. વૃષ્ણિઓ, યાદવો, ભગવદીયો ગુણાતીતો, પરમ નિરોધ સાત્વિક પ્રકરણના અંતમાં કહેવાશે. તેમાં ભગવાનનો પરમ પરત્વ, સ્વામીત્વ તેમજ દેવાત્વ જણાયું. દાસના નિયામક સ્વામી હોય છે. તે લૌકિકપણ હોય છે. તેથી દેવતા કહ્યા. પોતાનામાં અલૌકિક બુદ્ધિ હોવાથી હીનતાના અભાવે દૃઢ ભક્તિ નહિ પેદા થાય તેથી પોતામાં પ્રાકૃત બુદ્ધિ થશે. તેથી

ભગવાનમાં દેવતાનો ભાવ થશે તે યોગ્ય ગણાય. ભગવાન તો જેવા છે તેવા સર્વ વિલક્ષણ અને સ્વરૂપ છે. તેથી જાણ્યા એમ કહ્યું. રંગ સ્થાનમાં ગયા ત્યારે જાણ્યાં. જે રંગમાં જતાં બધો રસ પુષ્ટ થાય છે જો તે શાંત રસ ન હોય અભિનય નથી કહ્યો. તો પણ સામાન્ય અભિનય જ છે. *અષ્ટોનાટયેરસાસ્મૃતાઃ* એ વિશેષણથી કહ્યું છે. ભક્તિરસ પણ રસદષ્ટિની જેમ નિપુણો બતાવી શકે છે. સર્વ માટે ભગવાન રંગમંડપમાં પધાર્યા છે. બલભદ્ર સાથે ગયાં. વદેનો સ્વભાવ પણ ભગવાને કહેવો જોઈએ. કેમકે તે કહેવો જોઈએ. કેમકે તે અલૌકિક છે. આ સર્વ રસમાં પિત્રૌઃ કહ્યું છે. તે સુંદરતા દેખાડે એવું નથી. ગોપોને પણ લીલા નથી કહી. તેથી હાસ્ય રસ કહેવો યોગ્ય નથી. તેથી સ્વભાવ યોગ્ય છે. રસની ઉત્પતિમાં તે તે બુદ્ધિની યોગ્યતા જોઈએ. ફલોન્મુખતાને માટે જેની જેવી બુદ્ધિ તેવી તેની યોગ્યતા છે. તેને તે રસ ચોક્કસ ઉત્પન્ન થશે. બુદ્ધિમાં યોગ્યતા છે. પ્રધાનક્રમથી વર્ણન કરતાં કંસને ભય થયો તે કહે છે.

ટીકા
प्रधानक्रमेण कंसस्यापि भयमाह हतं कुवलयापीडमिति। स हि ज्ञातवानेवं वधयित्वा समायास्यतीति तत्र मारयित्वा समागत इति यद्यपि महाशूरः राजा पितृपापि भ्रष्टश्च द्विविजेयरिगजो हतः अशस्त्रेण तत्र्यन्यानपि मारयिष्यतीति युक्तिः प्रमाणमाह दृष्ट्वा ताविपि दुर्जयाविति॥ भयावयत्नः कर्तव्यः कृतश्च भ्रष्टः ततश्चापकृतस्तु पित्रादिर्वधने

हतं कुवलयापीडं दृष्ट्वा तावपि दुर्जयौ। कंसो मनस्व्यपि तदा भृशमुद्विविजे नृप ॥१८॥

राम
टीका

नत्वतो मारयिष्यत्येव नान्यथेति सम्बुद्धेगः दुःखेन योपयोरिति नाग्रजपो वक्तव्यः किंचित्तु अजेयावित्येव रूढोर्थः नृपेति संबोधनं शक्तो भयात्वदर्शनात विश्वासार्थं १८ ॥ ॥

શ્લોકાર્થ :-૧૮

હે રાજન ! કુવલયાપીડને કૃષ્ણે માર્યો અને તે બે ભાઈને જોયા ત્યાં તે જીવાય નહિ તેમ લાગવાથી કંસ શૂર છે છતાં તેના મનમાં અત્યંત ઉદ્વેગ થવા લાગ્યો.(૧૮)

ભાવાર્થ; સુબોધિનીજી :-

તેને જાણ્યું કે ભગવાન છેતરીને રંગમાં આવી જશે ત્યાં કુવલયાપીડને મારીને આવી પહોચ્યાં. જો કે કંસ પણ મોટો વીર છે. છતાં તેને બહુ ઉદ્વેગ થયો. ભગવાન પાસે હથિયાર નથી. છતાં હાથીને માર્યો તો બીજાને પણ મારશે એ યુક્તિ કરી તેમને જોયા. તે બંને પણ ન જીતાય તેવા લાગ્યા. મનથી અને આંખોથી જોતાં તેવો નિશ્ચિય થયો. છતાં મારે યત્ન કરવો જોઈએ. મેં તેને મારવા માટે મોટો યત્ન કર્યો છે. તેના બાપને કેદમાં નાખીને તેનું મેં ખરાબ કર્યું છે. તેથી મને મારશે જ. તેથી તેને ઘણો ઉદ્વેગ થયો. તેનો દુઃખથી જય થાય એવો યોગાર્થ અહીં લેવાનો નથી. પણ દુર્જન્યનો અર્થ રૂઢ ન જીતાય એવો એટલો જ કરવાનો છે. નૃપ ! એ સંબોધન મારા કહેવામાં તમને વિશ્વાસ થાય તે માટે જ એ સૂચન કર્યું. (૧૮)

एवं प्रधानस्य परस्य विभीषिकामुक्त्वा मल्लानामिति प्रतिविनानां भगवतो गुणश्रवणमपि अधिकमपेक्ष्यत इति तान् परित्यज्य
शिष्टानां रसानां विभावो जात इत्याह तौ रेजतुरिति निरीक्षतां प्रभया मनः क्षिपन्तौ रेजतुरिति मनो हि प्रतिबन्धकं तेन नरस्या
तरमुत्पाद्यते अतः [illegible] इति प्रतिबन्धकनिवृत्त्यर्थं प्रथमतो भगवच्छोभा वर्ण्यते। शोभायां
उभयोरपि तुल्यत्वात् [illegible] मणी नरवदेव भगवतो रूपान्तरं गृहीतवन्तौ तौ वेदं रङ्गगतौ भवतः क्लेशः सार्थको भवती
ति परमार्थतः लोकेऽपि रङ्गस्थानमेव न [illegible] रङ्गगतौ रेजतुः सर्वापेक्षयापि। ननु परं गः [illegible] कथमत्र
मणमिति चेत्तत्राह महाभुजाविति [illegible] सर्वं निराकर्तव्यमिति उक्तौ वशो भानतु तथापि ये रसा न भि

तौ रेजतू रङ्गगतौ महाभुजौ विचित्रवेषाभरणस्रगम्बरौ। यथा नटावुत्तमवेषधारिणौ मनः क्षिपन्तौ

[illegible] विचित्रवेषाभरणस्रगम्बराविति। प्रभया निरीक्षतां १९
विचित्रवेषा यथा भवति तथा आभरणानि स्रजः अम्बराणि [illegible] अन्यथाभरणानि वैचित्र्यं जनयन्तीति। अन्येषामपि रसयोगपत्ती
न्द्वितयोः नरवद्रूपान्तरग्रहणमिति [illegible] न सर्वेषां तत्कथं नरत्वाभावात् रसोत्पत्तिरिति चेत्तत्राह। यथा नटाविति।
नरवदेव तत्र नीभाभिनयत्वात् अतः सर्वेषामेव नरत्वमिति। ननु स्वाभाविका वेषाश्च वेशदर्शनात् तयोः कथं न भवेरित्याशङ्क्या
ह उत्तमवेशधारिणाविति। उत्तमवेशधारयता इति नराभिनयोऽपि सर्वेषामेव स्वप्रभया मनोहरणमुक्तं १९ ॥

શ્લોકાર્થ :-૧૯

જેમ ઉત્તમ વેશધારી નટો શોભે તેમ વિચિત્ર વેશ આભરણ માલા વસ્ત્રોવાળા, મોટી ભૂજાવાળા રામ અને કૃષ્ણ શોભવાં લાગ્યા અને દર્શન કરનારના મનને પોતાની કાંતિથી ખેંચવા લાગ્યા.(૧૯)

## ભાવાર્થ; સુબોધિનીજી :-

તે જોનારના મનને પોતાની કાંતિ વડે ખેંચતા શોભવા લાગ્યા. મન પ્રતિબંધક છે. ક્ષણવારામાં રસાન્તર ઉત્પન્ન કરે છે.તેથી તેનો આક્ષેપ કહેવો જોઈએ. જેથી બીજો રસ પેદા ન કરે. પ્રતિબંધ નિવૃત થવા માટે પ્રથમ ભગવાનની શોભાને કહે છે. શોભામાં તો બંને સરખા છે. જેમ શ્યામમણી અને મુક્તામણિ. ભગવાને રૂપાન્તર કર્યું તે નટની જેમ કર્યું છે. તે જો રંગમાં આવે તો વેશ સાર્થક થાય. ખરેખર લોકમાં પણ રંગમાં નટની શ્રેષ્ઠતા ગણાય. બીજે વેશ દેખાડે તે સારો ન ગણાય તેથી રંગમાં ગયા અને શોભ્યા એમ કહ્યું. પહેલા કરતાં રંગમાં વધારે શોભાવાળા દેખાયા ત્યાં કહે છે કે આ તો બનાવટી છે. ત્યાં ભગવાનનું રમણ કેમ સંભવે? ત્યાં કહે છે કે ભગવાન મોટી ભુજાવાળા છે. બધાને ભુજાથી હરાવનારા છે તેથી તે શોભે તે યોગ્ય જ છે. પરંતુ જે રસ ન જાણનારા પ્રાકૃતો છે. શુદ્ધ સ્વાંગરસને જાણતા નથી. તેને રસ કેમ પડશે? ત્યાં કહે છે કે તેને માટે ભગવાને વિચિત્ર વેશ કર્યા છે. તેવા આભરણ, ફુલની માળાઓ અને વસ્ત્રો ધર્યા છે. ત્રણ જાતના આભરણો યોગ્યતા થશે. ભગવાન નટની પેઠે વેશ કરે તે મોટાઓને જણાશે. બધા તેમાં બનાવટ કરી છે. એમ નહિ જાણે. જેને નટ બુદ્ધિ નહિ થાય. તેને રસ કેમ થશે? ત્યાં કહે છે કે નટના જેવાં લટકાં મટકાં કરે છે. તેથી બધા તેને નટ જાણશે. અપૂર્વ દર્શનથી તેમને સાધારણ જ્ઞાન કેન ન થાય? તેમને ઉત્તમ વેશ ધર્યો છે.તેથી સાધારણ જ્ઞાન કોઈને નહી થાય. તેથી પોતાની કાંતિથી મનને હરણ કરશે તે યોગ્ય જ છે. (૧૯)

પછી તેમને રસ પેદા થયો, ભગવાનને પ્રેમપૂર્વક જોવા લાગ્યા. તે કહે છે.

१०।४।४०
८५६

ततस्तयोरस्थाविर्भूतइतिवक्तुंभगवतिप्रेमसर्वकमवलोकनमाह।निरीक्ष्येतितुरुषमात्रमपिसुन्दरंदृष्ट्वाप्रमोदोभवेदेतौतुपुरुषोत्तमौउत्तमःपुरुषःपरमात्मेतितथात्मनोपिनियामकोजनाःसर्वएवप्राणिनःसाधारणाःततोविशिष्टाःमंचस्थिताःदर्शनयोग्यत्वायमंचस्थितत्वनागरराष्ट्रकाःनगरवासिनोदेशवासिनश्चनगरवासिनोरसाभिज्ञादेशवासिनोबहुज्ञाःअतउभयेविशिष्टागणिताःततोपिनृपाश्चिविधाश्चतुर्विधावासर्वेषामपिनियन्तारंदृष्ट्वामुदिताजाताःनकेवलंहर्षमात्रंकिन्तुप्रहर्षस्यवेगःतेनोत्कलितविकासाभितुखमाननयेषाप्रथमदर्शनएवैतत्त्त्रयेवाक्यैर्विकाशंवक्ष्यतिअतएवानंदपयेमार्गेणातःप्रवेशितवंतःनयनैरितिनयनरूपाणपेवतानिश्चतोतुरवमपिनीतवंतइतिइयमेवतदासक्तिःपरतर्वर्द्धिसएववदशपते २० नकेवलयोगिव

निरीक्ष्यतावुत्तमपूरुषौजनामंचस्थितानागरराष्ट्रकानृपाप्रहर्षवेगोत्कलितेक्षणाननाःपपुर्नतृप्तानयनैस्तदाननं २० पिबंतइवचक्षुर्भ्यांलिहंतइवजिह्वया।जिघ्रंतइवनासाभ्यांश्लिष्यंतइवबाहुभिः २१

रंतःस्थापयितावचरिताऽयोजाताःस्वितुभक्ताःरूपपरमभ्यांत्राज्ञाकाःइवक्षुधिताःइवबुभुक्षाइवप्रोष्यागताइवपरमस्निग्धाइवजाताइत्याह।पिबंतइवेतिचक्षुर्भ्यांपिबंतइवजाताःअत्यंतरूपंचक्षुर्भ्यांनातदतःस्वहृतापशांतएवअंतर्निवेशितवंतःपथापानसमयेजलमंतर्वेशियंतितिइतितयाभगवान्जातइत्यर्थःयथागोवत्सोजातोजिह्वयाप्रेमरूपंर्थलेहनंकरोतितथाज्ञानानंतरभावमाविःकृतवंतःयथापितावत्स्यंमेवसंपादितपदार्थःप्रोष्यागतामूर्द्धिजिघ्रतिजातेवातयाभगवतिसर्वेजाताःज्ञानप्रेमानंतरंबहिरात्मत्वेनव्यवहृतवंतइत्यर्थःयथावाभिन्नाणिस्त्रियोवाचिरागतआलिंगंतितथाभगवतिसर्वएवजातभावाजाताःज्ञानप्रेमात्मव्यवहारेषुसिद्धेषुसर्वात्मभा

तस्समर्पणंतंवाभक्तिसाधनानिक्रियंतेतथाकृतवंतः २१

राम
८५६



શ્લોકાર્થ :-૨૦

તે ઉત્તમ પુરૂષોને સારી રીતે જોઈને માંચડા ઉપર બેઠેલા નગર અને દેશવાસીઓ આનંદના વેગથી ઉત્કંઠવાળા નેત્ર અને મુખ જેનાં થયાં છે એવા તે લોકો પોતાના નેત્ર વડે તેના મુખને જોતાં તૃપ્ત ન થયા.(૨૦)

ભાવાર્થ; સુબોધિનીજી :-

પુરૂષ માત્રને સુંદર જોઈને હર્ષ થાય. આ તો પુરૂષોત્તમ છે. ઉત્તમ સાધારણ છે. તે આત્માના નિયામક છે. જન એટલે સાધારણ જીવ. તેનાથી વધારે એવા જીવો બાંકડે બેઠા છે. દર્શન કરવાને લાયક છે. તેથી માંચડે બેસાડેલા છે. તેમાં નગરવાસીઓ અને દેશવાસીઓ છે.નગરમાં રહેનારા રસને જાણે છે. દેશવાસીઓ બહુ જાણનારા છે.તેથી બંનેમાં વિશિષ્ટતા હોવાથી બે ગણાવ્યાં. તેથી પણ રાજાઓ ચારગણા છે. બધાનાં નિયંતાને જોઈને બધા પ્રસન્ન થયા. કેવળ હર્ષ માત્ર નહિ પણ હર્ષનો વેગ તેનાથી

મુખનો વિકાશ થયો છે. એ પહેલા દર્શનમાં થવાની રીત છે. આગળ વિકાશ થયો છે. એ પહેલા દર્શનમાં થવાની રીત છે. આગળ વાકયોથી વિકાશ કહેવાશે. તેથી તેના મુખનું પાન કર્યું. તે નેત્રના માર્ગે મુખને હૃદયમાં દાખલ કર્યું. નયનના માર્ગે મુખને ભીતર લઈ ગયા. આનું નામ આસક્તિ જે અંદર અને બહાર તેમજ જુએ. (૨૦)

કેવળ યોગીની પઠે અંદર સ્થાપન કરીને ભૂખ્યા હોય, મોહિત થયા હોય, ઘણા દિવસ બહાર રહીને આવ્યા હોય પરમ પ્રેમવાળા એવા થઈ ગયા.

શ્લોકાર્થ :- ૨૧

આંખ દ્વારા જાણે અન્તઃકરણમાં લઈ લેતા હોય, જીભથી જાણે ચાટતા હોય, નાસીકા વડે સૂંગતા હોય. બે હાથથી જાણે આલિંગન કરતા હોય તેવા થયા.(૨૧)

ભાવાર્થ; સુબોધિનીજી :-

નેત્રથી પીતા હોય તેવા, બધા બે નેત્ર વડે દુઃસહ તાપ મટાડવા અંદર લઈ જવા લાગ્યા. પાન વખતે જલ બહાર અને અંદર વ્યાપિ જાય છે. તેમ બંને રીતે ભગવાનને જોયા. જેમ ગાય પોતાના વાછડાને જીભથી ચાટે છે. તે પ્રેમપૂર્ણ કરવા માટે ચાટે છે. તેમ જ્ઞાન થયા પછી ભગવાનમાં ભાવ દેખાડવા લાગ્યા. બાપ જેમ બહાર ગામથી આવે ત્યારે બાળકનું મસ્તક સૂંગે છે. અથવા બાળક જન્મે ત્યારે તેમ કરવાનો શિષ્ટાચાર છે તેમ બધા ભગવાનમાં કરવા લાગ્યાં. જ્ઞાન અને પ્રેમનો વહેવાર ભગવાનમાં થયા પછી સખ્ય સુધી અને આત્મનિવેદન સુધી ભક્તિમાં સાધનો કરે છે. તેમ આ લોકો ભગવાનમાં કરવા લાગ્યાં. (૨૧)

એમ જ્ઞાન ક્રિયાશક્તિનો ભગવાનમાં વિનિયોગ કરીને અન્તઃકરણ અને શરીરને ભગવન્નિષ્ઠ કર્યાં. લેહન-અઘ્રાણથી ઈંદ્રિય અને પ્રાણનો વિનિયોગ ભગવાનમાં તેમની આસક્તિ કહેવાઈ. પણ તે આસક્તિને થાંભલાને મજબૂત કરે તેમ દઢ ન કરે તો રસ દઢ ન થાય તેથી ભગવાનમાં વાચનિક ઉપચાર કરે છે.

एवंज्ञानक्रियाशक्तिविनियोगेनअंतःकरणशरीरयोर्भगवतिविनिवेशनमुक्तंइदानींप्राणमिंद्रियप्राणयोरपि
एवंतदुक्तौक्रियाज्ञानशक्तिनिरूप्यतेअनेनतदाशक्तिःसिद्धैवतथापिस्मरणरूपेणत्यायेनयद्विनस्थिरीक्रियते
रसस्तदारूढोनभवतीतिभगवतिवाचनिकमाहात्म्यद्वारितायद्यपिसर्वेजानंतितथापिवक्तारःश्रोतारश्चसर्वए
वजाताःशाब्दकरणस्यैवप्रयोजकत्वात्अतःपरस्परमेवोचुःयतस्तेप्रसिद्धानिरुद्धानिरुद्धासर्वएवतथाजाता
इतिवक्तानिश्चयमाहतत्रभगवन्माहात्म्यंज्ञात्वावक्तव्यमितिज्ञानार्थंदर्शनंश्रवणंचाहयथादृष्टंयथाश्रुत

ऊचुःपरस्परंतेवैयथादृष्टंयथाश्रुतम्तद्रूपगुणमाधुर्यप्रागल्भ्यस्मारिताइव ॥ २२ ॥

मितिनतुकल्पनयाश्रुतंकीर्तितइतिसिद्धंदृष्टमसंभावनादिनिराकरणायाननुकाश्चसंगोत्रभगवद्गुणनिरूपणे
तत्राहतद्रूपेतितत्स्वरूपंगुणाःमाधुर्यकोमलताप्रागल्भ्यंसामर्थ्यंतैरेवदृष्टंश्रुतंयेश्रुतेनसंस्कारोद्बोधात्संयोगापे
क्षयासंस्कारस्यबलवत्वात्ऊचुरेवअन्यथाश्रवणत्वविधायपरिदृश्यमानेअनुवित्ततानस्यात्ताववक्तुंतत्तुभग
वद्गुणाःस्वरूपंचभगवतःकृपयातेषामाविर्भूतमेवतथास्मृताइवववदंतीत्यपैवेत्युक्तं ॥ २२ ॥

શ્લોકાર્થ :-૨૨

જેવા ભગવાનને સાંભળ્યા હતા. તેવા દર્શન કરીને તેમના રૂપ, ગુણ અને તેની મધુરતા અને પ્રગલ્ભતાને યાદ કરીને તેઓ પરસ્પર કહેવા લાગ્યા. (૨૨)

ભાવાર્થ; સુબોધિનીજી :-

જો કે ભગવાનને બધા જાણે છે. પણ પરસ્પર વકતા અને શ્રોતા બની ગયા. કેમકે તેમને તો આસકિત દઢ કરવાનું કામ છે. તેથી એકબીજાને કહેવા લાગ્યા. કારણ કે તેઓ બધા નિરૂધો હતા. તેનો નિશ્ચય કરે છે. તેમાં ભગવાનનું મહાત્મ્ય જાણીને કહેવું જોઈએ. તે જાણવા માટે દર્શન અને શ્રવણ કહે છે. જેવા જોયા અને જેવા

સાંભળ્યા હતા તેવા કહેવા લાગ્યા. પોતે કલ્પના કરી નથી. સાંભળેલું કહે છે તે સિદ્ધ છે. એમ ન હોય તે માટે દષ્ટ જેવું જોયું. તેવું જ કહે છે. ત્યાં શંકા કરે છે કે અહીં ભગવદ ગુણ કહેવાનો પ્રસંગ કયાં છે. તેના ઉત્તરમાં કહે છે કે તેનું રૂપ અને ગુણો માધુર્ય અને કોમલત્તા પ્રાગલ્ભ્ય એટલે ધાષ્ટર્ય તે જોએલું અને સાંભળેલું યાદ કરીને કહેવા લાગ્યા. નહિ તો અપ્રત્યક્ષ વિષયને જોઈને બીજામાં ચિત્ત ન જાય.. સંયોગ કરતાં સંસ્કાર બળવાન છે. તેથી પરસ્પર કહેવા લાગ્યા.

ખરી રીતે ભગવાનના ગુણો અને સ્વરૂપ ભગવાનની કૃપાથી તે ભક્તોના હૃદયમાં પ્રાગટયાં તો પણ સ્મરણ કરીને એમ કહે છે. ઈવ પણ કહ્યો છે. (૨૨)

તેના વાકયો કહે છે.

हरि०४०
८८७

तेषांवाक्यान्याह।एतावितिपद्यभिः।अंशेस्वर्गाणिवक्तव्यानीति।उभौः सहभगवानृषभमाणंचेतिवा।जन्मावधिसर्वमा हुः।ततोभयोरुक्तत्वौज्जल्पतामाहुः।एतौहरूस्वरामोभगवतः।स्वरूपेणतमस्यसाक्षात्स्वयमागत्यसर्वदुःखनिवा रकस्यसएवस्वस्मिन्नत्तानांनीयसकीयान्तरेहारीनतेभ्रसंपाद्योद्धारंकर्त्तुंनसमागतइत्याह।नारायणस्येति।अ नेनमूलमध्यअस्याउभावानिरूपितौ।तस्यैतावानुसमारंभःसर्वस्मात्कार्यः।सभगवद्दवतारव्यतिरेकेणसभवतीति उक्तएवतस्यावतारइतिशेषः।अवतारोऽपियेउक्तव्याः।तेषांमध्येअवतरणंरूपेपतितौ।हिउभौस्वयमागत्यवोक्

एतौभगवतःसाक्षाद्धरेर्नारायणस्यहि।अवतीर्णाविहांशेनवसुदेवस्यवेश्मनि २३ ॥

यतोतत्राऽङ्गोस्वागमनमेवोचितमिति।अवतीर्णाविह।रूपयंचैषांवतांशेनस्तेऽद्गताभवंतितावतमेवांशंव्याहृतवानि त्याह।अंशेनेति।अंशत्वंस्वरूपत्वेचसर्वत्रपूर्णं।उभौकेआनंदमात्रकरपादमुखोदरादावनंतमूर्त्तीप्रसंगेनविरुध्यते सर्वप्रसिद्धमेतादितिवदन्वसुदेवस्यवेश्मनि।इहभार्यायांवेत्युक्तं।अतोऽयमपिसमर्थितं।तश्इहेत्यादिभावएवेतियथा कृतमितिवाक्यात्।तावदेवतैःकृतमितिवाक्यात्।तावदेवतैःकृतमिति २३ ॥ ॥

राम
८८७

**શ્લોકાર્થ :-૨૩**

આ સાક્ષાત નારાયણ ભગવાન અંશરૂપે અહીં વસુદેવજીના ઘરમાં પોતાના અંશ બળદેવજી સાથે અવતાર ધરીને પધાર્યા છે.(૨૩)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

આઠ ઐશ્વર્ય કહેવાનાં છે. ગુણ છ છે. અને ધર્મિ તથા પ્રમાણ એમ આઠ ઐશ્વર્ય સમજો. જન્મથી લઈને કહે છે. તેમાં બંનેની ઉત્પત્તિ સરખી છે. આ કૃષ્ણ અને રામ. તે ભગવાન પુરૂષોત્તમ સાક્ષાત્ પધારી સર્વ દુઃખ દૂર કરનાર છે.તે પોતે જ તેને અહીં લાવ્યા. પોતાના દેહાદિ તેને આપ્યા અને ઉદ્ધાર કરવા માટે અહીં આવ્યાં. એ નારાયણના અંશ છે. તેથી કહ્યું તેનાથી મૂળરૂપ, મધ્યરૂપ અને બ્રહ્માંડરૂપ કહયાં. તેમનો આ પ્રયાશ સર્વની મુકિત માટે છે.

તે સર્વ મુક્તિ ભગવાન અહીં ન પધારે તો ન થાય. તેથી અવતાર યોગ્ય જ છે. એ બતાવવા હિ શબ્દ વાપર્યો છે. જેનો ઉદ્ધાર કરવો છે. તેની વચ્ચે ભગવાનનું આવવું તે ભગવાનનો અવતાર કહેવાય. કુવામાં પડયો તે દોરડાથી બહાર નીકળે અથવા તો પોતે પડી તેને કાઢે એ ઉદ્ધાર કરવાના બે માર્ગો છે. તેમાં મૂર્ખોને માટે તો આવવું હિતકારી છે. તેથી આ પ્રપંચમાં આવે છે. જેટલા અંશથી તેનો ઉદ્ધાર થાય તેટલા અંશ સાથે ભગવાન અહીં આવે છે. અંશત્વ અને સ્વરૂપત્વ એ સર્વત્ર પૂર્ણગુણમાં જ સંભવે છે. ભગવાન આનંદ માત્ર કરપાદ મુખોદરાદિ પૂર્ણ ગુણવાળા છે. તે અનંત મૂર્તિ છે. પૂર્ણ છે. તેમાં કાંઈ વિરોધ આવતો નથી એ વાત સર્વ પ્રસિદ્ધ જ છે.

તેથી કહે છે કે વસુદેવને ત્યાં ઘરમાં પ્રગટ થયા છે. ઘર એટલે સ્ત્રી લેવી એટલે દેવકીજીમાં ભગવાનનું પ્રાગટ્ય થયું છે. એમ પણ અર્થ લેવો. તેથી બંનેનું સમર્થન કર્યું. ઘરમાં જે પ્રાગટ્ય સાંભળ્યું હતું તે જ કહયું. તેને આવું જ સાંભળ્યું હતું. (૨૩)

એમ બંનેનું સામાન્યરૂપ કહીને ભગવાનમાં વિશેષ કહે છે.

एवमुभयोः सामान्यरूपमुक्त्वा भगवति विशेषरूपमाह। स एष इति। एष कृष्णः। वै निश्चयेन किलेति प्रसिद्धौ देवक्यां जातः। गो-
कुलं च नीतो वसुदेवेन। चकारात् तत्रत्यां तिष्ठितेन कन्या प्रानीता। नारदवाक्यादेषा प्रसिद्धिः। ततः एतावत्कालं एका-
दशवर्षपर्यन्तं नैव वसन् नन्दवेश्मनि ववृधे। तर्हि कथं सर्वैर्न व्यवहृत इति चेत्तत्राह। गूढ इति गुप्ततया गुप्तत्वेनैवान
व्यवहृत इत्यर्थः। वृद्धिर्ज्ञानेन वर्तमानेति न केवलं कृष्णो वृद्धिं गतः २४ किं तु चरित्राण्यपि कृतवानित्याह। प्रतने

एष वै किल देवक्यां जातो नीतश्च गोकुलम्। कालमेतं वसन् गूढो ववृधे नन्दवेश्मनि २४ प्र
तेनानेन नवीतातत चक्रवात स्व दानवः। अर्जुनौ धेनुकः केशी प्रत्यको ऽन्ये च तद्विधाः २५

तारिषं तभिः। दुष्टनिग्रहः। शिष्टदुःखहरीकरणं तेभ्यः फलदानं चेति तत्र दुःखं त्रिविधं आधिभौतिकमाध्यात्मिकमि-
ति तत्राधिदैविकं पूर्वविधं तत्र प्रथममाह। अनेन कृष्णेन नीता प्रथमं ततः चक्रवात स्तृणावर्तः। अतं नीताः सबदानवो म-
हान् ततोऽर्जुनौ यमलौ वृक्षौ। ततो धेनुकः। ततः प्रापतं केशी वत्सकः। शंखचूडः। अन्ये चारिष्टादयः। तद्विधाः। सर्वेऽपि ते
समानाः। च वै ते प्रतिपन्नाः स्व इन्द्रियाणीव रूपिताः। अतिरिष्टास्तथा चान्ये सर्वे तु न्यायतः परे २५ ॥

શ્લોકાર્થ :-૨૪

આ કૃષ્ણ દેવકીમાં પ્રગટ્યા. ત્યાંથી તેને ગોકુલ લઈ ગયા. આટલો વખત નંદરાયના ઘરમાં ગુપ્ત રીતે તે રહ્યા અને મોટા થયાં.(૨૪)

ભાવાર્થ; સુબોધિનીજી :-

આ કૃષ્ણ વૈ નિશ્ચયાર્થક અવ્યય છે. કિલ પ્રસિદ્ધિને કહેનાર છે. દેવકીમાં તે પ્રગટ થયા. તેને ગોકુલ લઈ ગયા. વસુદેવ પોતે લઈ ગયા. ચકાર છે એટલે ત્યાંની કન્યાને એના બદલમાં લેતા આવ્યા. નારદના કહેવાથી આ વાત જાહેરમાં આવી છે. તેમને અગીયાર વર્ષ થયા ત્યાં સુધી નંદરાયના ઘરમાં રહીને મોટા થયા છે. ત્યારે બધાના પરિચયમાં કે ન આવ્યા? એવી શંકામાં ઉત્તર કહે છે કે તે ગુપ્ત રીતે; કોઈ ન જાણે તેમ રહ્યા હતા. ગુપ્ત રહેવાથી પ્રસિદ્ધ ન થયા. વૃદ્ધિ તો લોકની પ્રતિતીથી

જાણવી.

**શ્લોકાર્થ :-૨૫**

પુતનાનો અંત તેમને કર્યો છે. તૃણાવર્તને, અર્જુન વૃક્ષો શંખચૂડ, કેશી, ધેનુક અને બીજાઓને તેમને ઠેકાણે પાડયા છે. (૨૫)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

દુષ્ટનો નિગ્રહ કરવો, શિષ્ટનું દુઃખ મટાડવું અને તેનેફલ આપવું એ તેમનું કાર્ય છે. તેમાં દુઃખ ત્રણ પ્રકારનું છે. આધિભૈતિક, આધ્યાત્મિક, આધિદૈવિક પછી ચરિત્ર પાંચ પ્રકારનું છે તે કહે છે. આ કૃષ્ણે પુતનાનો અંત કર્યો, તુણાવર્તને માર્યો, પછી અર્જુન વૃક્ષો બે હતાં તેને પાડયાં. પછી ધેનુકને માર્યો, હમણાં કેશીને માર્યો, ગુહયક, શંખચૂડ અને બીજા અરિષ્ટોને પણ આમને જ માર્યા છે.

કારીકા-૧: આ છ શત્રુઓ ઇંદ્રિયોની પેઠે કહ્યા છે. બીજામાં તેનો અતિ દેશ કર્યો છે. કેમ કે તે બધા સરખા છે (૨૫)

આધિ ભૌતિક ઉપદ્રવનો પરિહાર કહે છે.

૯૦૨૦૪૫ ૮૯૮

आधिभौतिकोपद्रवपरिहारमाह।गावः सपाला इति।एतेन भगवता सपाला गावः दावाग्नेः सकाशात् परितो मोचिताः। अचेतनबाधनिराकरणमुक्त्वा सचेतननिराकरणमाह।कालीयः सर्पो दमितः। आधिदैविकोपि अत्र तत्कल्पो जात इति वक्तुं अस्य कीर्त्तनं इंद्रश्च विमदः कृत इति सुकारान्तं ब्राह्मणाः वरुणादयश्च २६ आधिदैविकोपद्रवनिराकरणमाह।सप्ताहमिति।एकहस्तेन अद्रिवरो गोवर्द्धनः कृतः धारितः।अव्यायासार्थमेकहस्तेन कृत इत्युक्तं।सर्वत्रापि योज

गावः सपाला एतेन दावाग्नेः परिमोचिताः।कालियो दमितः सर्प इंद्रश्च विमदः कृतः २६
सप्ताहमेकहस्तेन धृतोद्रिवरोमुना।वर्षवाताशनिभ्यश्च परित्रातं च गोकुलं २७

नीयाः इत्यर्थः उक्तिविशेषः। पयः कालीयसर्प इति सर्पोहि रमणे दुःसाध्य इति अत्र नाम भगवतेति बालकत्वं प्रदर्शितवंत।।किं बहुनाप्ययं कृतमित्याशंकायामाह।वर्षवातश्च अशनिभ्यश्च अशनिः पाषाणाः यद्वा त्राणं तिष्ठेयुस्तरा शनयो पिपते स्थापितिनिर्द्धारितत्वाद्युक्तं २७ ॥ ॥

राम ८९८

શ્લોકાર્થ :-૨૬

ગોવાલીયા સાથે ગાયો દાવાગ્નિમાં બળતી હતી તેણે આણી છોડાવી. કાલીય સર્પનું દમન કર્યુ. ઈન્દ્રનો મદ ઉતાર્યો. એ બધા કાર્યો કરનારા આ કૃષ્ણ જ છે.(૨૬)

ભાવાર્થ; સુબોધિનીજી :-

આ ભગવાને ગોપાલ સાથે ગાયોને દાવાગ્નિમાં બળતાં બચાવ્યાં કાલિય સર્પનું દમન કર્યુ. તે આધિદૈવિક છતાં ભુત તુલ્ય એટલે આધિભૌતિક થઈ ગયો એમ કહેવા માટે સાથે કહ્યો છે. ઈન્દ્રનો મદ ઉતાર્યો. ચકાર છે. તેથી બ્રાહ્મણ વરૂણને શિક્ષા કરી. (૨૬)

આધિદૈવિક ઉપદ્રવથી વ્રજને બચાવ્યું. તે કહે છે.

શ્લોકાર્થ :-૨૭

આ ગોવર્ધન જે પર્વતોમાં શ્રેષ્ઠ છે તેને આ કૃષ્ણે સાત દિવસ સુધી એક હાથમાં અધર તોળી રાખ્યો અને ગોકુલવાસીઓની વર્ષા, વાયુ અને વિજળીથી રક્ષા કરી.(૨૭)

ભાવાર્થ; સુબોધિનીજી :-

શ્રેષ્ઠ ગોવર્ધન પર્વતને કૃષ્ણે શ્રીહસ્તમાં ધર્યો. અનાયાસે કહેવા માટે એક હાથે ધર્યો છે.કાલિય સર્પને કાબુમાં લેવો તે દુઃસાધ્ય ગણાય. તેને આ ભગવાને દમ્યો. એમ ભગવાનનું બાલકપણું બતાવ્યું છે. ગોવર્ધન ધારીને શું કર્યુ? ત્યાં કહે છે કે વર્ષા,વાયુ અને વ્રજ જેવા પથરા જો થોડીવાર રહે તો વ્રજ પણ પડે. એવો નિશ્ચય કર્યો હતો તે કહ્યો. ચકાર છે તેથી ઈંદ્રયાગ તે પણ પાખંડ હતો તેને છોડાવી વ્રજના લોકોને પાખંડમાથી બચાવ્યા. (૨૭)

ભગવાને અધ્યાત્મીક પીડા મટાડી તે કહે છે.

आध्यात्मिकपीडापरिहारमाह गोप्य इति। अशालिभ्य इति वकारात् दंडयागा इव पितृपथमीतपरिपालिता इति गोप्यो हि अस्पष्टमुखं श
पंत्यः विविधास्तापाः जरूः। नित्यमुदितं चतत्र हसितप्रेक्षणं प्रेक्षितं यत्र ता दृशं च नित्यमुदितत्वेन तत्र न किंचित्कर्तव्यं दृष्टिश्च स्वतः प्रवृत्ता
भवति विवेकेनाज्ञानेन क्लेशाः ये वा अज्ञानेन ते उभये हसितप्रेक्षिताभ्यां निराकृताः मुखं हि परमानंदरूपं विविधास्तापाः कामादयः विधाय
क रोधादयः अंतरणे पासिद्धे स्वप्रमाणं अश्रममिति कर्मज्ञानभक्तिमार्गेषु श्रमो प्यस्त्यतः अत्र तु श्रमाभाव २८ किंच नैकयानया
स्तरणे श्रमाभावो सिद्धः न तु दृष्टे स्पर्शिकं एवं दुःखाहानं भविष्यमाह। वदंतपनेनैवं शोयमिति। अनेन भगवता कृत्वा परत्रोर्वंशः विगी

गोप्यः सुनित्यमुदितहसितप्रेक्षणं मुखं पश्यंत्यो विविधांस्तापांस्तरंति स्माश्रमं मुदा २८

वदंतपनेनैवं शोयं परोः स्व वद्भु विकृतं अपि यशो महत्त्वे चलस्यातेपरिरक्षितः २९

नोपि स्वदद्भु विकृतो भविष्यति। दुःखेहि न सूपतेत्तो पि गुणप्राप्ते विश्वं भवति अलौकिके तद्गुणे वद्भु विकृतं भवति मोहं
ज्ञानार्थं भगवति समागतो स्वद्भु विकृतं भवति। किंचापि यत्र चलस्यातेपूर्वं स्मारणं विकृतं। पशश्च श्रियो हि सा सिद्धिकारो
यो लोभ इति तत्रिरूपयथ यशः सो निरूपणाद् हि शोभै षा। अन्तः शोभार्थमाह। महत्त्वं चेति महत्त्वेन सत्पारयः स्वयं गुणा
उक्ताः चकारान्मोहं च मास्यति। अनेन च परिरक्षितः भविष्यतीति। नतु सनिपातेन म्रियमाणः यथा गंगायां मुक्तः क्रियते तत्

गोप्यस्तु नित्यमुदितहसितप्रेक्षणं मुखं वदंतपनेन भगवति समायाति २९

શ્લોકાર્થ :-૨૮

કૃષ્ણનું નિત્ય મુદિત અને પ્રક્ષિતવાળું મુખ જોઈને ગોપીઓ નાના પ્રકારના તાપને છોડીને મુક્ત થયાં. તે તાપોને શ્રમ વગર જ તરી ગયાં. દર્શન માત્રમાં જ તેમને સાધન કલેશ જરા પણ ન થયો.(૨૮)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ગોપીઓ કૃષ્ણના મુખના દર્શન કરીને નાના પ્રકારના કલેશથી મુકત થયાં. નિત્ય હસતું અને પ્રેક્ષણ હસતી આંખે જોવાથી તાપ જાય છે. તેમાં કાંઈ કરવું પડતું નથી. દૃષ્ટિ તો સ્વતઃ પ્રવૃત થાય છે. વિવેક કે અજ્ઞાનથી કલેશ છે. તે હસવાથી અને જોવાથી ગયા. મુખ તો પરમાનંદરૂપ છે. વિવિધ તાપ કામાદિના, અજ્ઞાનાદિ વિધિના અનુરોધથી

પણ તાપ જ તેને દર્શનથી તર્યા. કર્મ, જ્ઞાન, ભક્તિમાં શ્રમ પડે અહીં તો વગર શ્રમે તાપ તર્યાં.

નાવમાં બેસીને નદી તરીએ તો મહેનત ન થાય. અહીં તો આનંદ અધિક છે.(૨૮)

એમ દુઃખનો અભાવ કહીને થવાનું સુખદાન કહે છે.

શ્લોકાર્થ :-૨૯

આ કૃષ્ણથી યદુવંશ બહુ પ્રસિદ્ધ થશે. એટલું જ નહિ પણ વધશે. તે બંધુ ભગવાન તેની રક્ષા કરશે તેનાથી થશે. (૨૯)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

આ ભગવાનને લીધે યદુનો વંશ નિંદાપાત્ર છે છતાં પ્રખ્યાત થશે. દુષ્ટને કોઈ સાંભળે નહિ પણ પોતે તેનો દોષ ગયા પછી સાંભળે ખરા. તેમાં ગુણ આવે તો તેની પ્રસિદ્ધ થાય. અલૌકિક ગુણ આવે તો બહુ વિશ્રુત થાય. મોક્ષ આપવા ભગવાન આવે તો સબહુ વિશ્રુત થયા. પહેલાં કરતાં ઘણી વધારે લક્ષ્મી તેને મળશે.

તેની નિવૃત્તિ માટે યશ વધ્વાનું કહ્યું છે. લોભ કરે તો અપકિર્તિ થાય તે અપકિર્તિ તેની નહિ થાય. એ યશથી તેની બહારની શોભા કહી. અંદરની શોભા માટે મોટાઈ આવશે.

તેનાથી સત્વાદિ ગુણો તેના વંશમાં આવી જશે. ચ છે તેથી મોક્ષ પણ મેળવશે. આ કૃષ્ણથી તેની રક્ષા પણ થશે. જેમ સંનિપાતથી પીડાતો હોય તેને ગંગામાં નવડાવીને મુકત કરે છે. તેમ કરે તો ભગવાનમાં સર્વોત્કર્ષ ન આવે. (૨૯)

એમ ભગવાનનું ચરિત્ર કહયું. હવે બલદેવનું ચરિત્ર કહે છે.

ह.टी.४० ८ पृष्ठ

एवं भगवच्चरित्रमुक्त्वा ज्ञमाणबलमिव निरूपयन् बलभद्रचरित्रमाह। अयं चेति। यथा भगवान् षड्गुणैश्वर्यसंपन्न एवमयमपीति चकारार्थः। तेन तत्तुल्यत्वनिरूपणेऽपि उपदेशातिदेशाभ्यां वैलक्षण्यमुक्तं भवति अस्य भगवतः अयमग्रजो ज्येष्ठभ्राता तस्य ज्येष्ठत्वे भगवत्वे च हेतुमाह। श्रीमानिति शोभातिशयवान् अधिकस्वरूपते राम इति प्रसिद्धः। अनेन साधनरूपता तस्योक्ता। कमललोचन इति रात्रिवत् सर्वतापनाशक इति अस्य पौरुषं तथान प्रसिद्धमिति रूपमेव हृद्वर्णितं पौरुषमप्याह। प्रलम्बो निहतो येनेति प्रलम्बः कालोके बलभद्रेण हत इति प्रसिद्धत्वात् अन्यौ तौ धेनुकादयः इतितत्संबधिनः तान् अपरिगणितान् भगवता निषेधकोहत इति प्र

अयं चास्याग्रजः श्रीमान् रामः कमललोचनः। प्रलम्बो निहतो येन वत्सको न्ये बकादयः ॥ ३०

जनेष्वेवं ब्रुवाणेषु तूर्येषु निनदत्सु च। कृष्णरामौ समाभाष्य चाणूरो वाक्यमब्रवीत् ॥ ३१

सिद्धिः अतः सर्वमुक्तं येन बकादय इति पाठः अप्रसिद्धत्वात् तदुद्धारः आदिशब्देन व्याख्याः एवं सर्वे भगवद्गुणतत्पराः कायवाङ्मनोभिर्भगवत्प्रपन्ना जाताः ३० ततो गुणश्रवणे मल्लानामपि रसः आविर्भूत इत्याह। जनेष्विति। अन्यथा भयात् रौद्ररसउत्पन्नोऽपि शान्तिवद्धः स्थितः भीता एव रौद्ररसेन जाताः गुणश्रवणे तु रौद्रगता गतेति इदानीं संभाषणार्थं प्रवृत्ताः एवं सर्वेष्वेव जनेषु प्रकर्षेण गुणान् ब्रुवत्सु तूर्याणि च निरंतरं वाद्यमानानि जातानि च कारात् मल्लविस्फोटनानि एवं मंगले संपन्ने स्वस्य जयमाशंक्य कृष्णरामौ समाभाष्य सम्यगाभाषणं कृत्वा ऋजुशब्दप्रश्नादिकं विधाय ततः प्रसन्नो जात्वा चाणूरो वाक्यमब्रवीत्। मुख्यत्वात् पद्मार्थास्तद्दीपावाधिता

राम
८ पृष्ठ



શ્લોકાર્થ :-૩૦

આ તે કૃષ્ણના મોટાભાઈ, કમળ સરખા નેત્રવાળા શ્રીમાન બલરામ છે. આમને પ્રલંબને માર્યો, વત્સક અને ધેનુકને મારનાર પણ તેઓ પોતે જ છે.(૩૦)

ભાવાર્થ; સુબોધિનીજી :-

જેમ ભગવાન ષડ્ગુણ ઐશ્વર્યવાળા છે તેમ આ પણ છે. ચ કારથી તેમાં ગુણો બતાવે છે. તેની તુલ્યતા કહી. પણ ઉપદેશ અને અતિદેશકૃત વૈલક્ષ્યણ રહ્યું. આ ભગવાનના મોટાભાઈ છે. તે શ્રીમાન છે. અતિશય શોભાવાળા

રામ એવું પ્રસિદ્ધ નામ છે. એનાથી તેની સાધનરૂપતા કરી. કમલલોચન કહ્યા. તે દષ્ટિ માત્રથી તાપને દૂર કરે છે. આનું પૌરૂષ તેવું પ્રસિદ્ધ નથી તેથી રૂપ જ બહુ વખાણયું. તેનો પુરૂષાર્થ પણ કહે છે. તેને પ્રલંબને માર્યો. વત્સકને માર્યો અને તેના સંબંધિ તાલો ગણાવ્યા. તેને ધેનુકને માર્યો એ વાત પ્રસિદ્ધ છે. બકાદય અને દર્દુરાદિને પણ માર્યા છે.

પણ તે બહુ પ્રસિદ્ધ નથી. એમ બધા કાયા, વાણી અને મનથી ભગવદગુણમાં તત્પર થયાં. ભગવદ પ્રયન્ન થયા. (30) તે ગુણ સાંભળતા મલ્લોને પણ રસ આવ્યો. તે કહે છે.

શ્લોકાર્થ :-૩૧

મનુષ્યો એમ બોલવા લાગ્યાં. વાજાં વાગવાં લાગ્યાં. તે વખતે રામકૃષ્ણને સારી રીતે બોલાવીને ચાણુર મલ આ પ્રમાણે બોલ્યો.(૩૧)

ભાવાર્થ; સુબોધિનીજી :-

જો એમ બોલે નહિ તો ઉત્પન્ન થએલો રૌદ્રરસ પ્રતિબદ્ધ થાય. રૌદ્રરસથી ભય પામ્યાં કહેવાય. ભગવાનના ગુણના શ્રવણમાં રૌદ્રતા જતી રહી ત્યારે ભગવાન સાથે સંવાદ કરવા લાગ્યાં. એમ બધાં બોલ્યા ત્યારે વાજાં વાગવાં લાગ્યાં.

એમ મંગળ થયું. ત્યારે પોતાના જયમાં શંકાને લીધે કૃષ્ણ રામને બોલાવી તેની સાથે સારી રીતે ભાષણ કરી તેને કુશલ પ્રશ્નો પૂછીને બલદેવ અને ભગવાનને પ્રસન્ન જાણીને ચાણુર વાકય બોલ્યો. યુદ્ધ કરવું એવો તેનો અર્થ છે. તેનો બાધ થતો નથી. તેથી વાકય શબ્દ લખ્યો છે. (૩૧)

તે ચાણુર ચતુર છે. જે ગોપ્ય છે. તેનું ગોપન કરીને નિરૂપણ કરતો કહે છે.

वाक्यार्थः परमबाधितः। अतो वाक्यमित्युक्तं। स हि चाणूरः गोप्यं गोप्ये नैव निरूपयन्नाह हे नंदसूनो इति। वस्तुतो जानात्येव नायं नंदसूनुरिति तथा सति भ्रातरमिव भागिनेयमपि सदैव न संज्ञापात् कंसः रामेति वचनं नाममात्रेण संतोषार्थं संकर्षणत्वं तु गोप्यमेव नाम ग्रहणानंतरं स्तुतिमाह हे भवंतौ वीरसंमताविति। पराक्रमे विषये सर्वैः स्तुतौ न कोऽपि युवयोः पराक्रमे विप्रतिपद्यत इति अतः राज्ञा आहूतौ। किंच नियुद्धकुशलौ मल्लानामिव बाहुयुद्धे समर्थौ राज्ञा श्रुतं प्रामाणिकमेव भवति अतो हि रहस्यार्थं बाहुयुद्धं राज्ञा आहूतौ ३२ न तु राज्ञा दर्शने सुखं भवति

हे नंदसूनो हे राम भवंतौ वीरसंमतौ। नियुद्धकुशलौ श्रुत्वा राज्ञाहूतौ दिदृक्षुणा ३२ प्रियं राज्ञः प्रकुर्वत्यः श्रेयो विंदंति वै प्रजाः। मनसा कर्मणा वाचा विपरीतमतोऽन्यथा ३३ ॥ ॥

अस्माकं कः पुरुषार्थ इति चेत्तत्राह। प्रियं राज्ञ इति। राज्ञः प्रियं प्रकर्षेण कुर्वत्यः तदधीनाः प्रजाः श्रेयः उत्तमफलं धनादिकं विंदंति परकाप्येषु फलं न भवतीत्यभिप्रेत्याह। मनसा कर्मणा वाचेति। ये हि कायवाङ्मनोभिः प्रियं कुर्वंति ते श्रेयो वै निश्चयेन विंदंति न केवलं प्रियकृत एव श्रेयः प्राप्नुवंति अन्यथा तु ते पित्रादयः विपरीतं यः प्रियं न करोति कायवाङ्मनोभिः सः अतः अस्माद्धेतोः अन्यथा अश्रेयो मारणादिकं च प्राप्नोति यतः प्रजानामयं स्वधर्म इति ३३ ॥ ॥

શ્લોકાર્થ :-૩૨

હે નંદકુમાર ! હે રામ ! તમે વીર લોકોમાં સારી રીતે વીર ગણાવ છો. બાહુ યુદ્ધમાં કુશળ છો. એમ સાંભળ્યું છે. રાજાને બાહુયુદ્ધ જોવું ઈષ્ટ છે. તેથી તમને રાજાએ બોલાવ્યાં છે. (૩૨)

ભાવાર્થ; સુબોધિનીજી :-

રાજાને ખરી રીતે એ જાણે છે કે આ નંદરાયના પુત્ર નથી. રામ એ સંબોધન નામ માત્રથી સંતોષ થવા માટે છે. સંકર્ષણપણું તો ગુપ્ત છે. નામ બધા પછી તેની સ્તુતિ કરે છે. તમને વીર લોકોએ પરાક્રમની બાબતમાં વખાણ્યા છે. તમારા પરાક્રમમાં કોઈ પહેલવાન વિસંમત નથી. તેથી તમને રાજાએ બોલાવ્યા છે. મલ્લોની જેમ હાથોહાથના યુદ્ધમાં તમે કુશળ છો. બાહુ યુદ્ધ જોવાની રાજાની ઈચ્છા છતાં તમને બોલાવ્યાં છે.(૩૨)

રાજાને જોઈને રાજી થવું છે. અમારો તેમાં શું પુરૂષાર્થ સિદ્ધ થાય ? તે કહે છે.

શ્લોકાર્થ :-૩૩

રાજાનું પ્રિય કરે તો રાજાનું શ્રેય થાય છે. તેથી મન, કર્મ અનેવચનથી પ્રજાએ રાજાનું પ્રિય કરવું જોઈએ. એમ ન કરે તો તેનું ફલ વિપરીત થાય છે. (૩૩)

ભાવાર્થ; સુબોધિનીજી :-

પ્રકર્ષથી રાજાનું પ્રિય કરવાથી પ્રજા તેને આધિન રહેવાથી ઉત્તમ ફલ ધનાદિ મેળવે છે. પણ કપટ કરે તો લાભ ન મળે તેથી કર્મ, મન અને વચનથી કરવાનું કહ્યું છે. જે કાયા, વાણી અને મનથી પ્રિય કરે છે. તે નકિક શ્રેયને મેળવે છે. કેવળ પ્રિય કરવાથી શ્રેય મળે છે. એવું નથી પણ તેમ કરે તો શ્રેય ન મળે એટલું જ નથી. પણ વિપરીત રીતે અશ્રેય મળે .રાજા એવાને મારી પણ નાખે તેથી રાજાનું પ્રિય કરવું એ પ્રજાનો સ્વધર્મ છે. (૩૩)

અમો બાલક છીએ. વનમાં રહનાર છીએ. મલ્લયુદ્ધ હવે કયાં શીખ્યાં હોઈએ? જે યુદ્ધ બતાવી રાજાને ખુશી કરીએ.? ત્યાં કહે છે.

૨૦રી.૪૦
૯૦૦

नन्वस्माभिर्बालैर्वनस्थैः कमल्लयुद्धं शिक्षितमिति चेत्तत्राह नित्यं प्रमुदिता इति। एके हि जीवितार्थं शिक्षन्ते अन्ये तु वंशार्थं पुरुषाः संतः शिक्षकाः परंपराप्राप्ताः परंते लौकिका भवंति अतः शास्त्रीयेभ्यः फलतो हीना अपि स्वरूपतः पुष्टा भवंति तदाह नित्यमेव प्रमुदिता गोपाः बाल्येपि वत्सपालाः स्फुटमेव वनेषु मल्लयुद्धेन क्रीडंतः गाश्चारयंति गोचारणे हि श्रमे दुग्धपाने सति सिद्धं द्वयमाप्नोति नियुद्धं च बलिष्ठैरेव भवति ३४ अतः सर्वथा कृतं सत्तस्माद्राज्ञः प्रि

नित्यं प्रमुदिता गोपा वत्सपाला यथा स्फुटं। वनेषु मल्लयुद्धेन क्रीडंतश्चारयंति गाः ३४ तस्मा
द्राज्ञः प्रियं यूयं वयं च करवामहे। भूतानि नः प्रसीदंति सर्वभूतमयो नृपः ३५ ॥

यं कर्तव्यमित्याह तस्मादिति। राजा हि सर्वाराध्यः अतो यूयं लौकिका वयं च शास्त्रीयाः चकारात् एवमन्ये विद्यावंतोपि प्रियं करवामहे। सर्वानेकीकृत्य पक्षद्वयं तिरस्कार्य मार्गप्रवृत्ता नो हि खल्वपि उत्सरणं युक्तमिति अस्माभिश्चेत्कर्तव्यं भवद्भिर पि कर्तव्यमेवेति ततः किं भवत्विति चेत्तत्राह भूतानि नः प्रसीदंति सर्वभूतमयः प्राणी अतस्तेषां हितं कर्तव्यमन्यथा त्वेशापूर्य सा रे कृतापराधा भवेत् फलहानार्थं यतः सर्वभूतमयो नृपः भूतान्यत्रदेवतारूपाणि तस्य विविक्तानि वस्तुतस्तु पांचभौति कएव ३५

राम
९००

શ્લોકાર્થ :-૩૪

વાછરડાં ચરાવનારા અને ગાયો ચરાવનારાઓ ગોપો નિત્ય વનમાં આવીને મલ્લયુદ્ધથી રમત કરતાં ગાયોને ચારે છે. તેથી તે વિદ્યાને જાણે છે.(૩૪)

ભાવાર્થ; સુબોધિનીજી :-

કેટલાક જીવિકા માટે યુદ્ધ શીખે છે. બીજાઓ બંલને માટે મલ્લયુદ્ધ કરે છે. તે લૌકિક હોઈ પુષ્ટ થઈને પરંપરાએ શિખવાડનારા બને છે. તે સ્વરૂપથી પુષ્ટ થાય છે. તે કહે છે કે ગોપો નિત્ય આનંદમાં આવીને બાલકપણાથી વાછરડાં ચારતાં વનમાં સ્પષ્ટ રીતે મલ્લયુદ્ધથી રમતા ગાયોને ચારે છે. ગાયો ચારવામાં શ્રમ થાય તો દુધ પીવાનું તો સહજ બને. બાલકોને કાબુમાં રાખવા તે બળીયાનું કામ છે. તેથી હમે જે કાંઈ સાંભળ્યું તે સત્ય જ છે.(૩૪)

માટે તમોએ રાજાનું પ્રિય કરવું જોઈએ તે કહે છે.



શ્લોકાર્થ :-૩૫

માટે તમે અને અમે મળીને રાજાને મલ્લયુદ્ધ બતાવી ખુશી કરે તો પ્રાણીમાત્ર આપણી પ્રસન્ન થશે. કારણ કે રાજા સર્વભૂતમય ગણાય છે. (૩૫)

ભાવાર્થ; સુબોધિનીજી :-

રાજા સર્વનો આરાધ્ય છે. તમો લૌકિક અને અમે શાસ્ત્રીઓ બીજા વિદ્યાવાળા મળી રાજાનું પ્રિય કરીએ. આ બધાને એક કરીને બોલે છે. એક માર્ગમાં ચાલનારે મુખીને અનુસરીને ચાલુવું જોઈએ. આમ કરીશું તો પ્રાણીમાત્ર આપણી ઉપર પ્રસન્ન થશે. પ્રાણી સર્વભૂતમય છે. તેનું ભલું કરવું જોઈએ. અન્યર્થા કરીએ તો શાપ કે પ્રસાદ કરે તો કૃતઘ્નતા થાય. ફલ આપવામાં સર્વ ભૂતમય રાજા ગણાય છે.ખરી રીતે તો તે પણ પંચ મહાભૂતથી બનેલો છે. (૩૫)

ભગવાને તો યુકિત યુકત હોય તે ગ્રહણ કરવું. લૌકિકમાં બાધ ન આવે તેમ પોતે અકિલષ્ટ કર્મા છે. તે ઉત્તર આપે છે.

ततो भगवान्नियुद्धं तत्त्यात्यमिति लौकिकमपि न बाधनीयमिति पत्रिष्टकर्माऽत्तरहेत्याह। तन्निशम्येति। तद्युक्तिभिरुक्तं वचः कृष्णस्तदर्थमेवावतीर्णः समागतस्तथापि देशकालयोरुपयुक्तं चितं तदाह लौकिकत्वात्तस्य स्वशास्त्रादियुक्तत्वात् पयानियुद्धमात्मनोऽभीष्टं त्रिया(क्रि)याणां हि शत्रुवधः प्राणोऽपि तु शेवर्षे उपनयनानन्तरं वशित्वाच्छ्रुत इदानीं बाहुयुद्धमेवाभीष्टं मन्यमानाः देशकालावस्थानां मध्ये उचितत्व वचनेन चापरमभिनंदय चकारात्तराजानं च उवाच ३६ इयमत्रवक्ता

तन्निशम्याब्रवीत्कृष्णो देशकालोचितं वचः। नियुद्धमात्मनोऽभीष्टं मन्यमानोऽभिनंदय च ३६ प्रजा भोजपतेरस्य वयं चापि वनेचराः। करवाम प्रियं नित्यं तन्नः परमनुग्रहः ३७ ॥ ॥

वयं राज्ञः प्रियं कर्तव्यमेव परं त्वया सह नियुद्धं न कर्तव्यं अतुल्यबलत्वादिति तदाह इयेनाप्रजा इति। अस्य भोजपतेः कंसस्य प्रदर्शनेन तिरस्कृत इव वयमिति प्रदर्शनेन न कार्यबाधुतात्वमित्युपहसितः वयं च का[illegible]व कृतस्का। प्रथमे पचत्वर्थं वयं तु वनेचरा इति नास्माकं राज्ञा कृतं तथापि नित्यं करवाम फलं तु नापेक्ष्यत इत्याह तन्नः परमनुग्रह इति ३७

द०टी०४०
ए०१

मातुलाद्धि राजा स्वेच्छया गिनेयस्त्रपाान्प्रपत्रतत्पदा अतुरक्षीयाद्देवेतिद्युक्तत्वाद्दनभिनंदनं एतावामर्थः साधारणः विशेषमाह। बालावयमिति प्रदर्शनमेवतानुप्रयोजनं नत्वन्यतरवेत्तदा बाहुयुद्धं शास्त्रानुसारेण कर्तव्यमिति तथैव करिष्यामइत्याह। बल्लावयमिति नियुद्धं शास्त्रेहि समानवयस्कैरेव समानबलैरेव हि युद्धं कर्तव्यमिति हि स्थितिः अतः बालैः समानवयस्कैः तुल्यबलैरेते गोपैः सह क्रीडिष्यामः तथा सत्युचितं भवति तदाह यथोचितमिति। न चाज्ञाप्रमाणं का

बालावयं तुल्यबलैः क्रीडिष्यामो यथोचितं। भवेन्नियुद्धं माधर्मः स्पृशेन्मल्लसभासदः ३८

कृचितोत्पाशंकाह। भवेन्नियुद्धमिति। असमानैः क्रियमाणमेतद्युद्धमधर्मो मा भवेत् ततो दुष्टं महल्लसभासदां दोषोऽपि न भवेदित्याह। मल्लसभासदः मा स्पृशेदिति तत्पाणे रोज्ञो हि लौकिको धर्मः तद्विरुद्धोयं शास्त्रीयो धर्मइति युक्तमुक्तं भगवता पित्रा एतराद पौर्हेत्याइति छलेनैव तावान्न बलं संबंधित्वो वयं बालाः तुल्यबलाः इतीति काः सखित्वा च गोपाः बलभद्रो वा भवेत्स्तु न तुल्यबलः किंतु हीनबल इति अभिप्रायेणैव तदुक्तं ३८ ॥ ॥

दाम
ए०२

શ્લોકાર્થ :-૩૬

બાહુ યુદ્ધ પોતાને શ્રેષ્ઠ છે. તેના વખાણ કરીને દેશ કાલને યોગ્ય એવા વચન કૃષ્ણે તેનું કથન સાંભળ્યાં પછી કહ્યાં. (૩૬)

ભાવાર્થ; સુબોધિનીજી :-

તેનું યુકિતવાળું વચન સાંભળ્યું. કૃષ્ણ તેટલા માટે જ અવતર્યા છે. અહીં પણ આવવાનો ઉદ્દેશ તેજ છે. દેશ અને કાલને યોગ્ય જ વચન બોલ્યાં. આ પ્રશ્ન લૌકિક છે. શસ્ત્રથી રમવા કરતાં હાથો હાથની રમત પોતાને પ્રિય છે. ક્ષતિઓ સોળમે વર્ષે શસ્ત્ર ગ્રહણ કરે છે. જનોઈ લીધા પછી ધનુર્વેદની શિક્ષા ગ્રહણ કરે છે. તેથી હમણાં તો હાથનં યુદ્ધ ઉત્તમ માનતા કૃષ્ણ દેશ કાલ અને અવસ્થાને અનુકુળ વચન બોલનાર ચાણુરને અભિનંદન આપી બોલ્યાં. (૩૬)

અહીં બે કહેલું છે. રાજાનું પ્રિય કરીશું પણ તારી સાથે યુદ્ધ નહિ કરીએ કારણ કે તે બે પક્ષની તુલ્યતા નથી. તે હવે કહે છે.

શ્લોકાર્થ :-૩૭

અમે પણ કંસ રાજાની પ્રજા છીએ. પણ વનમાં રહેનારા છીએ. નિત્ય રાજાનું પ્રિય કરનારા છીએ. અમે રાજાનો અનુગ્રહ માનીએ છીએ. પરંતુ અમે બાળક હોવાથી અમારી બરોબરીના બળવાળાની સાથે અમે રમીશું. મલ્લોની સભામાં અધર્મ ન થવો જોઈએ.(૩૭-૩૮)

ભાવાર્થ; સુબોધિનીજી :-

આ કંસની અમો પણ પ્રજા છે. એમ તિરસ્કારથી જોતા હોય તેમ બાલ્યા. વયં એમ કહ્યું તેથી અમે તેની પ્રજા કેમ કહેવાઈએ તેથી હસ્યા. અમે છે તેમ તમે પણ પ્રજા છો. અમે વનમાં રહેનારા છીએ. તેથી રાજા સાથે અમારે કંઈ કામ પડતું નથી. છતાં તે કહે તેમ કરવા અમે તૈયાર છીએ. તે ખુશી થાય તો અમારી ઉપર મોટી કૃપા સમજો. મામો રાજા છે. તે ભાણેજના ગુણ જુએ તો જરૂર અનુગ્રહ કરે જ તેથી અમારે બતાવવા પુરંતુ બાલપણું છે. જો બીજું બાલપણુ ન હોય તો શાસ્ત્ર મુજબ બાહુ યુદ્ધ કરો. તે માટે અમે તૈયાર છીએ. પરંતુ બાહુ યુદ્ધમાં સમાન બલ અને સમાન બલવાળા દેહવાળા અને સમાન ઉંમરના સાથે યુદ્ધમાં ઉતરવું જોઈએ એવો નિયમ છે. માટે અમારી ઉંમરના બાળકો સાથે અમે યુદ્ધ કરીશું. અમો ગોપો સાથે લડીશું એજ યોગ્ય છે. અહીં તો આજ્ઞા પ્રમાણ

છે. ઔચિત્ય અને અનૌચિત શું છે? ત્યાં કહે છે અસમાન સાથે લડવાથી આ યુદ્ધ અધર્મરૂપ થશે અને જોનારને પણ દોષ થશે. માટે તે દોષ ન થાય એમ કરવું જોઈએ. ચાણુરનો કહેલો લૌકિક ધર્મ છે. ભગવાને કહેલું શાસ્ત્રીય ધર્મ છે. તેથી ભગવાને યોગ્ય કહેલું છે. ચાણુર વિગેરે દૈત્યો છે. તેને કપટથી ધર્મ કહ્યો છે. બળના સંબંધિ અમે બાલ છે. તુલ્ય બળવાળા દેખાઈએ છીએ. તમે અમારી તુલ્ય બળવાળા નથી પણ હીન બલવાળા છે. એ અભિપ્રાયથી ભગવાને કહ્યું. (૩૭-૩૮)

चाणूरस्तु विपरीतं ज्ञात्वा अनिष्टफलार्थं विपरीतमुक्तं संपादयन् युद्धार्थमेव वर्ण्यते। न बाल इति द्वाभ्यां। उपपन्नाबलं साधयति न बालस्त्वं बालः बालाभिप्रायेण यत्त्वमात्मानं कथयसि इदि मत्वा अङ्गीकारेण तत्परिहारार्थमाह। न किशोर इति वृषभवद्बलादिनि यामकं न भवतीत्यभिप्रायः त्वत्तोऽपि तथा बलश्चेति चकारात् त्वं शौर्येऽपि न बालो न किशोरः किं तु बलिनां वरः सोऽपि भवान् उभयोर्बलमपि प्रतिज्ञाप्य अन्यत स्फलसाधनं हष्टान्तेनतरत्नसाधयति स सहस्रद्विपानां सत्त्वं बिभर्तीति इति तावद्रूपः। कुवलयापीडः द्विपस्य बलेशास्त्र सिद्धं उरुषकृत तद्गुणं बलमिति भावः। हतिगजः इति तादृशोऽपि लीलयैव हतः न तु साधनेन न सलक्षनहतः पुरुषेण बालेन वा हन्तुं शक्यः अतो नितरां पुरुषकारस्त्वयि वर्तत इति न भवान् पुरुषेभ्यः ३९ एवं बलभङ्गोऽपि ततः किमत आह तस्मादिति। भवद्भ्यां सह गजारपि बलिष्ठैर्योद्धव्यमेव युद्धे नानयः शत्रुभिर्योद्धव्यमेव न्याय विरोधोऽपि

**चाणूर उवाच । न बालो न किशोरस्त्वं बलश्च बलिनां वरः। लीलयेभो हतो येन सहस्रद्विपसत्त्वभृत् ॥ ३९ ॥ तस्माद्भवद्भ्यां बलिभिर्योद्धव्यं नानयोऽत्र वै। मयि विक्रम वार्ष्णेय बलेन सह मुष्टिकः ॥ ४० ॥ इति श्रीभागवते महापुराणे दशमस्कन्धे कुवलयापीडवधश्चत्वारिंशोऽध्यायः**

नास्ति वै निश्चयेनातर्हि गोपालानां यथा विश्वासः संतितौ सह युद्धं कर्तव्यमिति चेत्तत्राह मयि विक्रम इति वाष्णेय इति सम्बोधनं छलं दूरीकरोति। कपटपरित्यज्य स्व स्वं मया सह युद्धं कुरु त्वं कं स स्वभागिनेयं हतः किमिति छलवादः क्रियते छलं परित्यज्य मया सह युद्धं विधास्व एवं युद्धं कर्तव्यं तरां हि विक्रमेति पराक्रमं कुरु बलेन सह मुष्टिकः पराक्रमं करोतु अनेन मुष्टिको हीनः बलः स्वबलः अहं महाबलस्त्वत्तोऽपीति निरूपितवान् अत एव भगवता चाणूरो हतः अन्यथा अक्लिष्टकर्मा न हन्यात् हननस्य अशक्तिज्ञानत्वात् एवं वाग्वक्ष्यवधि सर्वेषां दुष्टानां भगवत्पासक्तिर्निरूपिता ४० इति भागवतसुबोधिन्यां श्रीमद्वल्लभदीक्षितविरचितायां दशमस्कन्धविवरणे चत्वारिंशोऽध्यायविवरणं॥

શ્લોકાર્થ :- ૩૯-૪૦

ચાણુર બોલ્યો તમે બાળક નથી. કિશોર નથી. બળદેવજી પણ બલિમાં શ્રેષ્ઠ છે. તમે તો હજાર હાથીના બળવાળો કુવલયાપીડ હાથી રમત કરતાં મારી નાખ્યો. તેથી તમારી સાથે તો મોટાં બલવાળાએ યુદ્ધ કરવું જોઈએ. તેમાં કાંઈ અન્યાય નથી. હે વૃષ્ણિ કુલનંદન આપ મારી સાથે લડો. બલદેવ મુષ્ટિક સાથે લડે. (૩૯-૪૦)

સુબોધીનીજી; ભાવાર્થ :-

આપનું વય બલાધિકનું નિયામક નથી. એવો અભિપ્રાય છે. બલપણ બાળક કે કિશોર નથી. પણ તે બલવાળામાં શ્રેષ્ઠ છે. તે અને તમે બંનેનું બલ કહ્યું. તેમાં એકનું પણ બલ સિદ્ધ કરવા દષ્ટાંત આપે છે. એક હજાર હાથીનું બલ ધરાવનારો કુવલયપીડ નામે હાથી હતો. શાસ્ત્ર સિદ્ધ હાથીમાં પુરૂષ કરતાં સો ઘણું બલ હોય છે. એક ભાર પુરૂષ ઉઠાવે તો સો ભાર હાથી ઉઠાવે. એવા હાથીને તમે રમત કરતાં મારી નાખ્યો. સાધનવાળા હાથીને સાધનવગરનો બાળક ન મારી શકે તેથી પુરૂષ કરતાં વધારે પુરૂષાર્થ તમારામાં છે. તેથી પુરૂષની બરાબર તમે ન ગણાવ. એમ બલભદ્રનું પણ સમજો. તેમ કહીને તમારે શું કહેવું છે?

ત્યાં કહે છે કે તમારી સાથે તો હાથીના કરતાં પણ ઘણા બલવાળાએ લડવું જોઈએ. આપની સાથે યુદ્ધ કરવામાં અન્યાય થતો નથી. શત્રુની સાથે યુદ્ધ કરવું જ જોઈએ. તેથી તમે મારી સાથે યુદ્ધ કરો. કપટ છોડી મારી સાથે યુદ્ધ કરો. તમે કંસના ભાણેજ છો. છલવાળું શા માટે બોલો છો. છલ છોડો હું તમારો શત્રુ છું. એમ સમજો. મારી સાથે લડો. બલદેવજી પ્રબલ છે. હું મોટા બલવાળો છું તેથી તમારાથી પણ બલિષ્ઠ છું એમ ચાણુર બોલ્યો. માટે જ ભગવાને ચાણુરને માર્યો. એમ ન બોલે તો ભગવાન અકિલષ્ટ કર્તા તેને ન મારે. ભગવાને હું મારીશ એવી પ્રતિજ્ઞા કરી નથી. એમ બોલવું બંધ કર્યું ત્યાં સુધી સર્વ જોનારની ભગવાનમાં આસકિત નિરૂપણ કરી. (૩૯-૪૦)

## દશમ સ્કંધ પૂવાર્ધ

## રાજસ પ્રમાણ પ્રકરણ અધ્યાય ૪૦ મો

## સમાપ્ત

દશમ સ્કંધ પૂર્વાર્ધ અધ્યાય ૪૧ મો

# રાજસ પ્રમેય પ્રકરણ

## ચાણુર મુષ્ટિક અને કંસનો ઉદ્ધાર

ह०टी.४१ पृ०२

एकचत्वारिंशत्तमे वधः कंसस्य रूप्यते। तत्रादौ सहतल्लादिपित्रोरोधः श्रुतीनयोः १ बलक्षयाय लीलापि वाक्यान्यासक्ति वोधने। भक्तार्थं मारणं यास्य कंसस्यापितथैव च। इति वधनिरूपणार्थमेतावद्भगवत्कृतं। निरुद्धास्तेपि तत्काहि स्वस्माद् विशिष्टता। वोधिता ज्ञानकथनात्तथासक्तिश्च स्थिते वहि। निविधाः सर्व एवैते गुणातीतोपि सात्विकः। अथ शौतेस्तु नर्वा स्वाम्ये कोप्यावितास्वतः। निरुद्धा। स्वकाल्योज्ञापितरोश्र्वतो धिकौ। गुरुर्ध्योपेद्धा थवा। एराकारणस्तं तु आह्लतो न निवर्तेति तिशस्त्रात्पहीनवलेनापि हार्यप्रज्ञा वित्पारूपमिति चर्चितो विचारितः। स्वकस्यायेन परस्य वाचर्चाति

॥श्री शुक उवाच॥ एवं चर्चितसंकल्पो भगवान्मधुसूदनः॥ आससादाथ चाणूरं मुष्टिकं रोहिणीसुतः॥ १

विचाराल्मिकाश्च विचार्य चेतदुर्वलेन सह युद्धं कार्यमेतत्तरारोषो भवेत्तर्किं च भगवानतद्वरयममिजानाति युद्धाभावेन निवर्तेत इति शंकाल्लनाम्नी सा हमक स्वरदरति यो मकमपि हतितत्तवायको वराक इति अतएवास ससारहनिकटे संवद्धो ज्ञानः अथेति प्रथमं चाणूरस्य पश्चात्तरस्य तस्य स्मिन्नयो जितः भिन्नपक्षे मारितो हरीकृतो वाञ्चयतरनंतरं चाणूरमा ससार तु मुष्टिकं तु रोहिणी सुतः रोहितमुष्टिको त्वपयोजकः विभेतिन्तस्ततः स्वयं च नोक्तवान् तथापि चाणूरे संलग्ने तदा कृपात् स्वयमपि संलग्नः। तदस्तु चितमिति रोहिणीसुत इत्युक्तं १ ॥ ॥

रास पृ०२

કારીકા :-

એકતાલીસમા અધ્યાયમાં કૃષ્ણે કંસનો વધ કર્યો તે કહે છે. તે પણ તેના ભાઈઓની સાથે તેનો વધ કર્યો. તેમ કરીને વસુદેવ-દેવકીજીનો નિરોધ સિદ્ધ કર્યો. મલ્લનું બળ ક્ષીણ કરવા-દેવકીજીનો નિરોધ સિદ્ધ કર્યો. મલ્લનું બળ ક્ષીણ કરવા માટે લીલા કરી. ગામની સ્ત્રીઓમાં વાક્યો મા-બાપને આસક્તિ થવા મટે કહ્યાં છે. આ કંસને માર્યો તે ભક્તોને માટે જ માર્યો છે

અને મલ્લોને મારવાનું કારણ પણ તેજ છે. પ્રતિબંધ દૂર થવા માટે ભગવાને એટલુ કર્યું. જેને ભગવાને માર્યા. જો કે દ્વેષી હતા તો પણ ભગવાને મુકિત આપી..ભકતોએ ભગવાનને જાણ્યા. તે તામસ કરતાં વિશેષતા છે. આસક્તિ પણ હતી તે વધી છે. તામસોમાં આસકિત પણ હતી તે વધી છે. તામસોમાં આસકિત નવી પેદા થઈ હતી. આ બધા ભકતો ત્રણ પ્રકારના છે. વસુદેવ ગુણાતીત છે છતાં તે સાત્વિકમાં ગણવામાં આવ્યા છે. તેમાં કેટલાકને દુઃખથી મુક્ત કર્યા. નિરૂધ થયા તેને ફલ પણં આપ્યું છે. પૂર્વ નિરોધ જેનો કર્યો છે તેનાથી પણ માબાપ અધિક છે. એટલે ગુણાતીત છે. તેને મુકત કરવા બીજાને મુક્તિ આપી છે. સ્વરૂપમાં આસકિત કરાવી નિરોધ કરાવી મુક્તિ આપી છે.(૧-૫)

પૂર્વાધ્યાયના અંતમાં ચાણુરે ભગવાનનો બોલાવીને યુદ્ધ કરવાનું કહ્યું. યુદ્ધનું આહવન કરે તો લડવાનું ના ન કહેવાય એવું શાસ્ત્ર છે. તેથી ભગવાન હીનબલવાળા મલ્લો સાથે યુદ્ધ કરવા તૈયાર થયા તે કહે છે.

**શ્લોકાર્થ :-૧**

શુકદેવજીએ કહયું. મધુ દૈત્યને મારનાર ભગવાને પોતાનો વિચાર કરી બતાવ્યો પછી ભગવાન ચાણુર સાથે અને બલદેવે મુષ્ટિક સાથે યુદ્ધનો આરંભ કર્યો.(૧)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

ભગવાને મનનો સકલ્પ કરી બતાવ્યો. અહીં ચર્ચા વિચારાત્મક છે. વગર વિચારે દુર્બલ સાથે મોટો યુદ્ધ કરે તો મોટાને દોષ લાગે. વળી ભગવાન તે મલ્લોના હૃદયને પણ જાણે છે. કે તે યુદ્ધ કર્યા વગર છોડશે નહિ. ભગવાનને યુદ્ધના પરિણામમાં તો શંકા નથી જ તે માટે મધુસુદન એમ સંબોધન છે. જે મધુ જેવો દૈત્યને માટે તેને મલ્લો બીચારા શું હિસાબના? તેથી ભગવાન તેની પાસે લડવાને ગયા. ત્યારે ચાણુરને ભગવાને પોતાની પાસે લઈ લીધો એટલે તેને માર્યો. પછી ભગવાને ચાણુરને માર્યો. મુષ્ટિકનું યુદ્ધ રોહિણીસૂત સાથે થયું. મુષ્ટિક નકામો છે. ડરે છે. પોતે બોલ્યો નહિ પણ ચાણુર ભગવાન સાથે જોડાયો. એટલે બલદેવજી સાથે ચાણુરના કહેવાથી લડાઈ શરૂ થઈ.(૧)

મલ્લ જેવી રીતે યુદ્ધ કરે તેમ કર્યું તે ચાર શ્લોકથી કહે છે.

કારીકા :- શરીરનું બલ લડવાની કેળવણી, કપટ કરવાની રીતો અને ગુરૂની કૃપા એ ચાર વસ્તુને અહીં નકામી કરવી છે. તેથી ચાર શ્લોકથી તેનું વ્યાખ્યાન કર્યું છે.

मल्लयुद्धप्रकारेण प्रवृत्ताविति। तत्राह चतुर्भिः। बलं शिक्षा च माया च प्रसादश्च गुरोर्मृधा। चत्वारोऽपि निराकार्या अतः श्लोकचतुष्टयं। हस्ताभ्यामिति। हस्तौ हस्ताभ्यां बध्वा पादौ च पादाभ्यां विचकर्षतुः प्रयमसन्नत्वा पादहु अन्योन्यं प्रसह्य विजिगीषया आकर्षणं कृतवतौ। येनैवाकृष्टो परः आकृष्टो भवति स पराजितो भवतीति। अरत्नी नाम बन्धनं परस्परं

हस्ताभ्यां हस्तयोर्बद्ध्वा पद्भ्यामेव च पादयोः। विचकर्षतुरन्योन्यं प्रसह्य विजिगीषया २
अरत्नी द्वे अरत्निभ्यां जानुभ्यां चैव जानुनी। शिरः शीर्ष्णोरसोरस्तावन्योन्यमभिजघ्नतुः ३

भयोरपि चैव जये महाबलत्वं २ ततस्ताडनात्सर्वाङ्गसंयोगेन युद्धमाह। अरत्नी द्वे इति। हस्तमध्ये अभयत्रापि हस्तसंबन्धे अरत्निर्वा भवति। तथा जानुद्वयमपि च योग्यम्। सहितं जानुद्वये न संवेष्टितं भवति क्रमेण तत्र ताडनं एवं द्वयं। शिरः शीर्ष्णा उरसा उरः ३

શ્લોકાર્થ :- ૨

બે હાથ વડે તેના હાથ પકડીને બે પગ વડે તેના પગને બાંધીને બન્ને પરસ્પર ખેંચે છે. તેમાં એકબીજાને જીતવાની ઈચ્છાથી તેમ કરે છે. (૨)

ભાવાર્થ; સુબોધિનીજી :-૨

હાથના આંગળાંથીતેના હાથને પકડયા અને પગના આગળના ભાગથી પગને ખેંચ્યો. પરસ્પર બલાત્કારે જીતવા માટે એકબીજાને પોતાની પાસે ખેંચવા લાગ્યા.

જેના ખેંચવાથી બીજો ખેંચાઈ આવે તે હાર્યો ગણાય. બંને બલવાળા હોવાથી જીતવાનીબંને ઈચ્છા કરે છે.(૨)

પછી સર્વાંગનો સાક્ષાત સંબંધ કરી યુદ્ધ કર્યું તે કહે છે.

શ્લોકાર્થ :-૩

બે હાથ બે હાથથી, બે જાનુ બે જાનુ સાથે, બે માથા એકબીજાને અથડાવ્યાં. છાતી મીલાવી અન્યોન્યને પરાજીત કરવા માટે લડવા માંડયા.(૩)

ભાવાર્થ; સુબોધિનીજી :-

બંનેના હાથનો કોણી સુધી સંબંધએ અરન્તિ શબ્દથી કહેવાય છે. તેમ બે ગુંઠણ પણ નીચેના ભાગ સહીત બે ગોઠણને વીંટાઈ જાય છે. એ કમથી જાણવાં માથું માથાથી છાતીની સાથે મેળવીને બંને એકબીજાને મારવા લાગ્યા.

એ ચાર કહેવાથી તેનું બલ અને શિક્ષા કહેવામાં આવી.(૩)

કપટથી શાસ્ત્રીય પ્રકાર હવે કહે છે.

२०री•५१ ५०२

एवंतौ अन्योन्यमभिमुख्येन जयप्रतिबन्धेन निरूपितौ । ताप्रकारमाह । परिभ्रामणेति । परितो भ्रामणमेकस्यैकेन ततो दूरे विक्षेपः ततः पुनरागत्य परिरम्भः गाढालिंगनं ततो मिलितावेव भूमावपातनं एवं चत्वारः एकक्रमेण ततो विश्लिष्टयोः उत्सर्पणमूर्ध्वं विक्षेपः अपसर्पणं कृत्वा पश्चात्सर्पणमधः सर्पणं वा पतितो मल्लः ऊर्ध्वं सर्पणेनापि [illegible] परितनं जयति उपरितनो वा अधः सर्पणेनैव मन्योन्यं प्रत्यरुध्यतां अन्योन्यस्य बलं यथा प्रतिरुद्धं भवति ४ ततः प्रसारेण

परिभ्रामणविक्षेपपरिरंभावपातनैः । उत्सर्पणापसर्पणैश्चान्योन्यं प्रत्यरुंधतां ॥ ४ ॥ उत्थापनैरुन्नयनैश्चालनैः स्थापनैरपि । परस्परं जिगीषंतावपचक्रतुरात्मनः ॥ ५ ॥

[illegible] प्रकारैर्द्वन्द्वमाह । उत्थापनैरिति । उपविष्टं स्थिरं पतितं वा उत्थापयन् उत्थापनं करोति स जयति यस्मै इति पतितं पुनरुन्नयति सोऽपि जयति तथा यः स्थिरो भवति न चलयति स चालयति पतितः पश्चात्पतितया पश्चलतो विमुक्तः ततः स्थिरीकरोति सोऽपि एवमेते चत्वारः प्रकाराः तैः जिगीषन्तौ मल्लौ आत्मनः अपचक्रमतुः देहस्यापकारं कृतवन्तौ अवसंघातः प्रत्यङ्गः स्थूलः कार्पासरजवत् [illegible] सूक्ष्मो [illegible] वयस्येव भगवतः ५ ॥ ॥

रास ५०३

શ્લોકાર્થ :-૪

ફેરવીને દૂર ફેંકવું. બાથમાં લઈને પાડવું. ઉંચોનીચો કરવો એમ એકબીજાની પરસ્પર લડતાં એકબીજાને રોકવા લાગ્યાં.(૪)

ભાવાર્થ; સુબોધિનીજી :-

એકબીજાને લઈને ચારબાજુ ફેરવે છે. પછી દૂર ફેંકે છે. ફરીને આવીને મળે છે. બન્ને ગાઢ આલિંગન કરે છેહ. બંને સાથે ભૂમી ઉપર પડે છે. એમ ચાર તો એક ક્રમથી થયા. પછી પાછા છુટા પડીને ઉંચે ફેંકે છે. તેને મારીને પોતે નીચે બેસી જાય છે. ઉંચે લઈ જાય તેને ઉંચો રાખે તો જીતે. નીચે પાડે તેને ઉંચે ન જવા દે તે જીતે એમ એકબીજાને રોકવા લાગ્યા. જેમ

પહેલો બીજા ઉપરી પોતાનું બલ અજમાવે ન તે માટે પ્રતિબંધ કરવા લાગ્યા.(૪)

પછી ગુરૂએ પ્રસન્નતાપૂર્વક બતાવેલ પ્રકારે યુદ્ધ કરે છે.

શ્લોકાર્થ :-૫

બેઠેલાને ઉઠાડે છે. ઉંચો લઈ લે છે. પરસ્પર જીત મેળવવા એકબીજાના દેહને ક્ષીણ કરે છે.(૫)

ભાવાર્થ; સુબોધિનીજી :-

બેઠો હોય તેને ઉઠવા ન દે તે જીતે. બેઠેલાને ઉઠાડે તે જીતે છે. જે ઉભો રહે છે તેને બેસાડે તે જીતે. સ્થિર હોય તેને ચલાવે તે જીતે. જે ચાલે છે તેને રોકી દે તે જીતે.

આ ચાર પ્રકારથી જીતવાને ઈચ્છતા દેહનો અપકાર કરે છે. અહિં ચાણુરાદિના શરીર દેખાવમાં મોટા પણ રૂ જેવાં છે. ભગવસાનનું શ્રીઅંગ વ્રજ જેવું કઠણ છે. પણ ચાણુરનું અંગ મોટુ લાગે અને ભગવાનનું શ્રીઅંગ સૂક્ષ્મ લાગે છે.(૫)

એમ ફલથી ભગવાનનો જય છે. છતાં દેખાવમાં વિપરીત દેખાય છે. તેથી ભગવાને જેની આસક્તિ પોતાનામાં કરાવી છે. તેને ખોટું લાગે છે. તેમાં સ્ત્રીઓ ભોળી છે. તેઓ પોતાનો હૃદયનો ભાવ ખુલ્લો કરી બેઠી છે.

તે વાત ૧૧ શ્લોકથી કહે છે. તેમાં સાત શ્લોકથી જે જોયું તેનું વાર્ણન કરે છે. તે ભગવદપણાને માટે કહે છે. ભગવદચરિત્ર કહેલ માટે ચારથી પોતાની નિંદા અને ગોપીઓની સ્તુતિ કરશે. પ્રથમ યુદ્ધ જોઈને નારાજ થએલી સ્ત્રીઓ નિંદા કરવા લાગી. આ યુદ્ધ બલવાન અને નિર્બલની વચ્ચે છે. તેથી સ્ત્રીઓ દયા લાવીને બધી ટોળાં વળીને કહે છે. તે બોલી કે બળીઆ અને નિર્બલ વચ્ચે આ યુદ્ધ છે.

एवंफलतःभगवज्जयेपिसतीत्याविपरीतइतिपेहुर्वंस्यासक्ताःस्तताःतत्रापिस्त्रियोमुग्धातास्त्वसहमानास्त्वहृदस्थं
भावंप्रकाशितवत्यइत्याहतद्दितिएकादशभिःतत्रसप्तभिःस्वपक्षेणभगवच्चरित्रत्वायपञ्चभिःस्वनिन्दार्थगोपिकास्तो
त्रमितितत्रप्रथमंयुद्धहृष्टाखिन्नानांआक्रोशार्थंप्रश्नमाहतदेकंवालीबलवत्तद्युद्धमयोग्यःएतद्बलाबलयुद्धंतो
मितितत्रस्त्रियःपापाअप्ययेऊचुरितियोषितःतद्युद्धमालक्ष्यवासमेताःबलाबलवतोर्युद्धंबलंवाबलंचमत्तुरुभयत्र

तद्बलाबलवद्युद्धंसमेताःसर्वयोषितः।ऊचुःपरस्परंराजन्सानुकंपावरूथशः ६ ॥

संबंधस्तेतयोर्बलाबलयुद्धत्वंयथाभवतितथावायुद्धंसर्वेषांयोषितइतिनिरोधएवनिपातमकोनसंबन्धादिरित्युक्तंपरस्प
रमितिसमानशीलव्यसनतासर्वेषामुक्ताराजन्नितिस्नेहात्संबोधनमवधानायस्त्रीणांवचनमितिकरोतिचेदुपेक्षांकुर्या
दितिस्निग्धस्नेहस्यायंगुणःयत्समर्थेप्यसमर्थत्वबुद्धिरितिसम्भावतस्तेहिसम्पक्षश्रवणंभवतीतिरशांविभावाललो
लपासङ्गणानवनिधानिर्गुणाइति ६ ॥ ॥

શ્લોકાર્થ :- ૬

બલવાન અને નિર્બલનું આ યુદ્ધ જોઈને બધી સ્ત્રીઓ ભેગી મળી મનમાં દયા લાવીને હે રાજન ! ટોળે વળીને તે પરસ્પર કહેવા લાગી. (૬)

ભાવાર્થ; સુબોધિનીજી :-

તે યુદ્ધને જોઈને બધી સ્ત્રીઓ ભેગી થઈ. બળવાન અને નિર્બલનું આ યુદ્ધ છે. બન્નેમાં અતુલતાનો સંબંધ છે. પરસ્પર કહેવાથી સામનશીલ વ્યસનનું યુદ્ધ થયું છે. હે રાજન ! એવું સ્નેહનું સંબોધન છે. તે ધ્યાન રાખવા માટે કહેલ છે. નહિ તો સ્ત્રીનું વચન જાણી રાજા ધ્યાન ન આપે. સ્નેહનો આ ગુણ છે. સમર્થમાં પણ અસમર્થની બુદ્ધિ થાય. તેથી ભગવાન સમર્થ છે.

છતાં સ્ત્રીઓને અસમર્થ જણાયા. સમુહ બહુ હોય તો સારી રીતે શ્રવણ થાય. દશ લીલા વડે તેમાં સગુણ નવ પ્રકાર અને તેમાં ગુણાતીતનો એક એમ દશ પ્રકાર છે.(૬)

તેમાં કેટલીક નિતીમાં આગ્રહવાળી હતી. તેમને અન્યાય ન સહન થતાં બોલી દીધું.

દ્વી. ૪૧ / ૯૦૪

एवं दशप्रकारा [illegible] तत्रैकाः [illegible] अन्यायमसहमाना [illegible] महानयमिति वदन्ति खेदो [illegible] अधर्मे [illegible] इति अयं महानेवाधर्मः। एषां राजसभासदां भविष्यतीति [illegible] राजसभेव [illegible] अधर्मः। तत्रापि सभासदां [illegible] तत्राप्यधिकारः [illegible] अयं महानेवाधर्मः। [illegible] बलाबलवद्युद्धमिति। एको बालः अपरो बलवानिति [illegible] शास्त्रविरुद्धमिति। तत्रापि राज्ञः पश्यतः राजा हि धर्मं [illegible] तस्य दर्शने [illegible] अन्याये [illegible] अनिच्छन्तीति अनेन राजा [illegible] एते सर्वे [illegible] इति तासामाशयः ७ ननु भगवानपि सबलो लोके [illegible] अतो नाधर्मो भविष्यतीति चेत्तत्राहुः क्व वज्रसारसर्वाङ्गाविति। न हि बाधितमर्थं वेदो बोधयति [illegible] मल्लानामुपगान्यति कठिनौ।

**महानयं बतायधर्म एषां राजसभासदाम्। ये बलाबलवद्युद्धं राज्ञोऽन्विच्छन्ति पश्यतः॥ ७ ॥ क्व वज्रसारसर्वाङ्गौ मल्लौ शैलेन्द्रसन्निभौ। क्व चातिसुकुमाराङ्गौ किशोरौ नाप्तयौवनौ॥ ८ ॥**

नीत्यापि लोकप्रसिद्धिः [illegible] बलगुणा इति न्यायविरोधो [illegible] तत्राहुः वज्रसारसर्वाङ्गानि [illegible] शैलेन्द्रसन्निभौ महामेरुतुल्यौ [illegible] बालकौ [illegible] अतिसुकुमाराङ्गौ अत्यन्तसुकुमाराङ्गौ [illegible] किशोरावपि [illegible] यौवनाविर्भावतः [illegible] नाप्तयौवनौ [illegible] न समासः स्पष्टत्वयावदर्शनार्थः ८ ॥ ॥

રાસ / ૯૦૪

શ્લોકાર્થ :-૭

સ્ત્રીઓ બોલી. આ રાજસભાના સભ્યો મોટો અધર્મ કરે છે. જે બલવાળા અને બાલક ના યુદ્ધને જુએ છે.તેને અનુચરે છે.(૭)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

બત્ એટલે ખેદ બતાવવા કહ્યું છે. આ અનર્થ કેમ એકદમ પ્રવર્ત્યો? આ રાજસભાના સભ્યોને મોટો અધર્મ થશે. જોકે રાજાનો સંબંધ એજ અધર્મ છે. તેમાંપણ અધિકાર તે બધા કરતાં મોટો અધર્મ છે. આ યુદ્ધ બલવાન અને બાળક વચ્ચે છે. એક બાલક છે. જયારે બીજો બલવાન છે. તે યુધ્ધ શાસ્ત્રવિરૂદ્ધ કહેવાય. તેમાં પણ રાજાના દેખતાં આ યુદ્ધ થાય છે. રાજા ધર્મની મૂર્તિ ગણાય છે. તેના દેખતાં અધિકારીઓએ અન્યાય ન કરવો જોઈએ. રાજા જુએ છે છતાં તે અન્યાય કરે છે. તેથી રાજા પણ જાણશે કે અહીં બધા ખોટા છે. તે નજરે જોસે તો આપણો ઉપકાર પણ કરશે. એવો સ્ત્રીઓના જોસે તો આપણો ઉપકાર પર કરશે. એવો સ્ત્રીઓના મનનો ભાવ છે.(૭)

ભગવાન પણ બલવાળા છે તેથી અધર્મ નહિ થાય તે કહે છે.

**શ્લોકાર્થ :-૮**

વ્રજ કરતાં પર દઢ અંગવાળા મેરૂ પર્વત જેવા મોટા મલ્લો કયાં અને કોમળથી પણ કોમળ કિશોર અવસ્થાવાળા જેને હજુ યૌવન પ્રાપ્ત થયું નથી એવા બે ભાઈઓ કયાં?(૮)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

જે અર્થનો બાધ થતો હોય તેવું વેદ પણ બોલતો નથી. ભગવાનના શ્રીઅંગો અતિ કઠીન હોય એમ જગત કહી રહ્યું છે. તે ઉંચો છે. આ સૂક્ષ્મ છે. વ્રજના સારરૂપ આ મલ્લોના અંગ છે. તે જાતે મલ્લ છે. મલ્લવિદ્યામાં નિપુણ છે. તેમાં પણ મેરૂ પર્વત જેવા મોટા છે. જેના અતિ કોમળ અંગો છે તેમનું વય જુઓ. તે કિશોર છે. લોકમાં કિશોરનું હાડ મોટું હોય અથવા બીજને લીધે તે જુવાન દેખાય છે. તેવું પણ આમાં નથી કારણ કે તે યુવાન નથી થયા. અહીં સ્પષ્ટતાથી જોઈને ખાત્રી કરવા નગ સમાસ કહ્યો છે. (૮)



એમ અધર્મનું કારણ અન્યાય થાય એજ નથી પણ જે ધર્મના પ્રભાવથી આ ઐશ્વર્ય ભોગવે છે તે પણ દૂર જશે.

શ્લોકાર્થ :-૯

આ સમાજના ધર્મનો વ્યુત્ક્રમ થઈ જશે. એ વાત ચોક્કસ જાણો. જ્યાં અધર્મ ઉભો થયો ત્યાં પછી રહેવાય જ નહિ.(૯)

ભાવાર્થ; સુબોધિનીજી :-

આ સમાજનો ચોક્કસ ધર્મ, અધર્મમાં ફરી જશે. શુભ ફલ ધર્મથી થાય તેનો વ્યુત્ક્રમ એટલે ધર્મની જગ્યાએ અધર્મ

થશે તો શુભને બદલે નાશ થશે. તેથી પહેલાં વિષમ આજ્ઞાથી અધર્મ થયો. ખરેખર તો ધર્મના પ્રભુ બલવાન છે. ભગવાનને લાયક નહિ તેવા કાર્યમાં પ્રભુને યોજનાર દુઃખી થાય. તેથી અન્યથા લીલા જોનાર પર દુષિત થાય.

કેમકે તે ભગવાનના સેવકનો પણ સેવક છે. તે પ્રભુને તેમ કરાવવામાં યોગ્ય નથી. સેવક છે છતાં તેમ કહે તો તે પર અધર્મ થયો. ધર્મનો અતિક્રમ ન કરવો એમ ધર્મ શાસ્ત્ર કહે છે. તેથી આ સમાજમાં અધર્મ ઉત્પન્ન થયો માટે જ્યાં સારી રીતે અધર્મ ઉભો થાય. ત્યાં દુઃખ અવશ્ય થાય.

તેથી ત્યાં કોઈ વખતે પણ રહેવું નહિ. જોકે દુઃખની સભાવના નથી તો સર્પ પાસે સુવાય નહિ તેમ અહીં રહેવું ન જોઈએ.(૯)

**શ્લોકાર્થ :-૧૦**

સભામાં બોલનારને દોષ લાગે છે. તે યાદ કરીને ડાહ્યો માણસ સભામાંન જ જાય. મૂર્ખ માણસ સભામાં જઈને ન બોલે અથવા વિપરીત બોલે તો તેને દોષ લાગે છે.(૧૦)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

શું કહો છો? સભામાંથી ચાલ્યા જવું? વગર બોલે બેસી રહેવું ? એવી શંકામાં કહે છે કે સભામાં જવું તો જરૂર બોલવું. જો બોલવાનું સામર્થ્ય ન હોય તો ડાહ્યો માણસ સભામાંજ ન જાય. સભામાં ન જ જવું. જો જવું તો સૌને સારૂં લાગે તેવું બોલવું. બોલે અથવા વિપરીત બોલે તો માણસ પાપી થાય છે એમ મનુ સ્મૃતિનું વચન છે. આ સભાના દોષો છે. સભામાં બેઠેલાએ અવશ્ય બોલવુ જોઈએ. પૂંછવાથી કે ન પૂછવાથી જો ખરૂં ન બોલે તો તે નરક ભાગી થાય છે. જો ધર્મથી વિરૂદ્ધ બોલે અથવા અન્યાયથી પૂછે અથવા જાણતો હોવા છતાં હું નથી જાણતો એમ કહે તે મૂર્ખ ગણાય છે. એમ ત્રણ પ્રકારના નરક ભાગી બતાવ્યા. સભામાં પ્રવેશ કરતાં સભાના સ્મરણમાં તેમાં જવાના ગુણદોષનું પણ સ્મરણ આવશકય છે. તેથી એમ કહ્યું છે. કિલ્બિનો અર્થ અવશ્ય નરક થાય છે.(૧૦)

२०टी-४१ १७०५

एवंत्रिविधस्याप्येतेनरकभाजोभवंतिसभायांप्रविशानसभास्मरणेतज्जतदुर्णदोषाणामपिस्मरणमावश्यकंइति तयोक्तंकिल्बिषमावश्यकंनरकानतुभगवतोपिबलमवश्यमस्तिकुवलयापीडवधमत्तत्राहुःवल्गतःशत्रुमभितइ तिशत्रुणरममभितःबालातःमल्लशब्दंकुर्वतःकृष्णस्यसदानंदस्यअस्माकंसर्वस्यवावदनांबुजंपश्यत्स्वेदजलेर्व्या प्तंपश्यतयद्यधिकबलःसमबलोवास्यात्तदाशत्रोरिवास्यापिश्रमोनस्यात्शब्दश्चासमर्थस्यैवेतिलोके

वल्गतःशत्रुमभितःकृष्णस्यवदनांबुजं।वीक्ष्यतांश्रमवार्युप्तंपद्मकोशमिवांबुभिः ११

प्रसिद्धिःश्रमवारिभिर्व्याप्तंनतत्कोपिःश्रमेनांतःश्रमाधिक्यंद्योतितंनतुभवदकर्मणाश्रमःकोदोषइतिचेत्तत्रा हुःपद्मकोशमिवांबुभिरितिपद्मकोशेहिजलंदृष्टंभवतिनकदापिजलेस्पर्शतिपयाजलंवर्द्धतेतथातत्रा लमपिवर्द्धतइतितस्यजलव्याप्तिसंभाविततथाभगवतोपिश्रमजलसंबंधोऽसंभावितइत्यर्थः ११ ॥

राम १७०५

શ્લોકાર્થ :-૧૧

શત્રુની ચારેબાજુ મલ્લના શબ્દ કરતા કૃષ્ણનું મુખારવિંદ શ્રમબિંદુયુક્ત થયું છે. પદ્મનો કોશ જેમ જળથી અલિપ્ત રહે તેમ ભગવાનનું વદન શ્રમ રહતિ હોવું જોઈએ છતાં અત્યારે શ્રમ દેખાય છે. તેથી તેમાં બળ નથી.(૧૧)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ચાણુરની ચોતરફ મલ્લના શબ્દ કરતા સદાનંદનું આપણા બધાના સર્વસ્વ કૃષ્ણનું વદન કમલ પસીનાથી વ્યાપ્ત છે. તેને જુઓ.

ભગવાન અધિક બલવાળા છે કે સમાન બલવાળા હોય તો શત્રુને જેમ શ્રમ નતી પડતો તેમ કૃષ્ણને પણ શ્રમ ન પડત. શબ્દ પણ અસમર્થનાજ હોય એમ લોકમાં પ્રસિદ્ધ છે. શ્રમના કણ નથી પણ શ્રમનું જળ ચાલ્યું જાય છે. તેથી અંતર

શ્રમનું આધિક્ય કહ્યું. કર્મ કરવામાં શ્રમ તો થાય એમાં શું દોષ? ત્યાં કહે છે કે કમળની કળી જળની ઉપર રહે છે તે કોઈપણ દિવસ જળનો સ્પર્સ કરતી નથી. જેમ જળ વધે તેમ કમળનું નાળ વધે તે જળમાં વ્યાપ્ત કદિ ન થાય. તેમ શ્રીકૃષ્ણના મુખકમળ ઉપર સ્વેદ કદિ ન થવો જોઈએ.

ભક્તોની આસકિત વધારવા માટે શ્રમનો દેખાવ કર્યો છે. જેથી બીજામાં ભક્તો આસક્ત ન થાય. કંસ પણ શ્રાણભર રાજી થાય તેથી શ્રીકૃષ્ણે શ્રમ બતાવ્યો છે. (૧૧)

એ શ્રીકૃષ્ણનું શ્રીમુખ બધા જોઈ ન શકે તેથી તે પ્રગટ નથી. એ બોલનારીને પણ કોઈ દિવસ તેનું દર્શન થયું નથી. બલભદ્રના શ્રીમુખ પર શ્રમ જોઈ લો. એમ કહે છે.

तासामासक्तिसिद्ध्यै भगवता तथा प्रदर्शितं अन्यासक्ता मा भवेयुरिति कंसादीनां च श्रमतः सुखार्थं एतत्सर्वे पान-
श्रकरमिति वक्ष्णरपि करा विहृशंकाभावात् बलभद्रे सर्वजनीनत्वमिति सान्त्वयमाहुः किं न पश्यतेति। रामस्य
मुखमासमंतात्ताम्रलोचनं किं न पश्यति। भ्रातास्पेष्टो यत्रास्य श्रमः सर्वजनीनः अन्यथा क्षोभाविर्भावं न ज्ञा-
पयेत्। अशक्तस्यैवं तथाकरणात्। न च स्वभावतोपि नाम्रो भवेदित्याशंक्याह वृष्टिं प्रतिसमर्षमिति। वृष्टिको

किं न पश्यत रामस्य मुखमाताम्रलोचनं। वृष्टिं प्रति सामर्षं हाससंरंभशोभितं ॥ १२ ॥

मारणीयमिति कोपाविर्भावयतीति सतोत्य समर्थानां कामारयः सवर्णका भवंति। न चेतदपि सहजमिति चेत्त-
त्राह हाससंरंभशोभितमिति। हासेन यः क्षोभः संरंभः तेन शोभितो यद्वा सर्वदा हाससंरंभेण हासपूर्वक कामलीलया शोभितं सर्ववचने
... हासस्य संरंभाभ्यां शोभितं एतास्मान्न जानंतीति हास्यं दुःखं
प्राप्नुवंतीति शीघ्रं मारणीयमिति संरंभमपि करोति। उभाभ्यां वा अतिशोभितं अतो न सहजं किमपीत्यर्थः ॥ १२ ॥

શ્લોકાર્થ :-૧૨

રામનું મુખારવિંદ ચોતરફથી લાલ નેત્રવાળું કેમ જોતાં નથી? તે મુષ્ટિક પ્રતિ કોપવાળુ છે. તેમાં હાસ્ય ક્રોધની મિશ્ર શોભા છે. (૧૨)

ભાવાર્થ; સુબોધિનીજી :-

રામનું મુખ તામ્ર લોચનવાળું તેને કેમ જોતા નથી. આ તો તેના મોટા ભાઈ છે. તેમનો શ્રમ બધા જોઈ શકે છે. નહિ તો ક્રોધ ન કરે. અશકત જ કોપ કરે. સ્વભાવથી કોઈ લાલ થઈ જાયર છે.

મુષ્ટિકને મારવા માટે ક્રોધ પ્રગટ કર્યો છે. સ્વતઃ સમર્થ હોય તેને કામાદિ તેમ કરવા પ્રેરણા કરે છે.

હસવાથી ક્રોધ થયો તેનાથી મુખારવિંદ શોભે છે. અથવા પહેલાં હાસપૂર્વક કામલીલાથી શોભતા હતા. આ સ્ત્રીઓ અમારૂં સ્વરૂપ નથી જાણતી એમ જાણી ભગવાને હાસ કર્યો. ભકતો દુઃખ પામે છે.

તેથી મલ્લને જલ્દી મારવા ભગવાન ક્રોધ કરે છે. બંનેથી અતિ શોભાવાળી છે માટે કાંઈપણ શ્રમ કે ક્રોધ તેમાં સહજ નથી.(૧૨)

એમ સ્નેહને વશ થતાં થાકેલા નહિ એવા ભગવાને શ્રમીત માન્યા. સ્ત્રીઓ બોલી અપાણે ન જોવાની જગ્યાએ ભગવાનને જોયા તેથી આપણું ભાગ્ય નિંદ્ય છે.

એમ કહી ગોકુલવાસીઓના ભાગ્યને ચાર શ્લોકથી વખાણે છે.

**શ્લોકાર્થ :-૧૩**

આ વ્રજની ભૂમી પવિત્ર છે. આ મનુષ્યનાટચ બતાવતા પુરાણ પુરૂષ, વનના પુષ્પોની માળાવાળા, બલદેવની સાથે ગાયો ચરાવતા લક્ષ્મી અને મહાદેવે જેના ચરણની સેવા કરી છે એવા કૃષ્ણ આ વ્રજભૂમીમાં ક્રીડા માટે વેણુ વગાડતા ફરે છે.(૧૩)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

પ્રથમ તો સ્ત્રીઓ વ્રજભૂમીને અભિનંદન આપે છે. વ્રજની જમીનને ધન્ય છે. જેમાં કપટથી મનુષ્યનો વેશ ધરનાર ગુપ્ત રીતે પુરાણ પુરુષ વનમાં વિચિત્ર પુષ્પોની માળાવાળા,વ્રજની ગાયોનું પાલન કરતા ગાયોને ચારે છે. બલભદ્ર સાથે છે. વિશેષ ક્રીડા માટે વ્રજભૂમીમાં વિહાર કરે છે. પોતે તો શીવે અને લક્ષ્મીએ જેના ચરણનું પૂજન કર્યું છે તેવા છે છતાં મથુરાંમંડળમાં વ્રજની ભૂમીને જ પવિત્ર ગણી છે. પવિત્ર એટલે સુખનું ફલ છે. તેમાં રહેનાર હમેશાં સુખી હોય છે. અહીં તો તેથી વિપરીત છે. તેથી બત્ એ હર્ષવાચક અવ્યાય મૂકયો છે. ગુપ્ત હોય તેની સાથે ક્રીડા સુખ આપે છે. તેવી વજની ભૂમી સુખ આપનારી છે.ભગવાન પણ પુરાણ પુરૂષ છે. તેથી સ્ત્રીઓનું સ્વરૂપજ્ઞાન દઢ છે.

ગુપ્તની સાથે બધો વ્યહવાર કરી શકે તેમાં નિયામકને કહે છે. વનના વિચિત્ર પુષ્પોને ધારણ કરે છે. તેમાં નિયામકને કહે છે. અને સ્વરછંદ લીલા થાય છે. બલદેવને સાથે રાખે છે. રસનો બોધ કરવા માટે દિવસમાં પણ પરમાનંદનો અનુભવ કરવા વેણુને વગાડે છે.

અનેક વિધ ક્રીડા કરે છે. ભૂમીના પૂજનથી ભૂમીસ્યનું પણ પૂજન કરે છે. અન્યત્ર જયાંસુધી ગુપ્તતતા ન હોય ત્યાંસુધી પોતાને ઈષ્ટ સિદ્ધિ થતી નથી. અહીં ગુપ્તતામાં ચાણુરાદિ અતિક્રમ કહે છે. તેથી બંને રીતે અહીં દુઃખ છે. ગોકુલમાં સ્વરૂપ પ્રચ્યુત થઈને ભગવાન રહે છે. એમ સમજવાનું પૂજન કરે છે. મહાદેવ તો પશુના પતિ છે. તેમાં પશુ અને પાળ જેની

ભગવાન રક્ષા કરે છે. તેથી તેનું પૂંજન કરે છે. તેથી પોતાનો અપરાધ દૂર કરે છે. તેથી તેનું પૂંજન કરે છે.

તેથી પોતાનો અપરાધ દૂર કરે છે. મોટા નાનાનું કામ કરે તો નાનાને ભગવાને ગોવર્ધન ધર્યો તેમાં શિવ ઈંદ્રનો અપકાર કરે. અથવા ગોર્વધનને છિન્નભિન્ન કરી દે. તે પર્વતોને પાળે છે. તે સુદર્શનના મોક્ષનો પણ અંગિકાર ન કરે તેથી તે શિવનો વ્યવહાર સેવકપણાથી છે. લક્ષ્મી સ્ત્રીની મૂળ પ્રકૃતિ છે.

વિભુતિરૂપા ગોપીઓ છે.તેની ઉપર કૃપા કરે છે. ગોપીઓ ભગવાનની સેવામાં જોડાશે તો ભગવાન મારો ભાવ નહિ પૂછે. મારો આદર નહિ કરે એ ભયથી લક્ષ્મી ભગવાનને પૂજે છે. (૧૩)

६०टी०४४ ९०७

एवं श्रमिमभिनंद्यगोपिकाभिनंदनमाह॥त्रिभिः॥गोप्यस्तपःकिमचरन्निति भगवतो रूपं यादृशं ध्येयं तादृशं यतः पश्यंति भगवंतमेवचगायंतितदासक्ताश्चतिष्ठंतीति नत्वेतत्त्रयं स्वल्पतपसा वसिद्धतपसा वा भवति अन्यथा अन्येषामपिस्यात् अतो नज्ञायते किंवा तत्तपस्ताभिः कृतमिति यद्यस्माभिरपि भगवद्रूपं दृश्यते तथापि अस्य स्वैतद्रूपं लावण्यमेव सारभूतं यत्तु केवलं लावण्यमेवतत्त्वका शृतं लावण्यस्यापि वासारं इदानीं तु कोधाद्याविर्भावात् अवस्थापातिरोहितमिवप्रतिभाति॥ किंच॥ असमोर्ध्वं नसमस्तूर्ध्वं चयस्मात् तत्सा हि दृशे भगवानेकः

गोप्यस्तपः किमचरन्यदमुष्यरूपंलावण्यसारमसमोर्ध्वमनन्यसिद्धं॥दृग्भिःपिबंत्यनुस
वाभिनवंदुरापमेकांतधामयशसःश्रियऐश्वरस्य १४

वतिपतिभातिअत्रत्वदृष्टसंबंधीलावण्यंदिदृश्यतेऊर्ध्वंतावत्कंसारेर्मंचस्थितत्वात् प्रतीयते किंच अनन्यसिद्धं लावण्यपरस्य सेवलं भगवत्येवसिद्धं॥ अन्यथा तु वस्तुनेपि भाग्यप्रयुक्ता भवेत्॥ अत स्तादृशात्तपानतपसा विनानभवतीतिअवश्यंतपस्ताभिःसिद्धं किंचदृग्भिःपिबंतिदूरादपिपातुंशक्यते दृशातत्रापिनानाविधैःकटाक्षैः अनेसवलि

राम ९०७

क्षादिभिः पानमनेन सर्वोपरि माणप्रकारस्तासां सूचितः। चर्वितचर्वणत्वव्यावृत्त्यर्थमाहुः। अत्र तु सर्वाभिनव
मिति। अत एव सर्वप्रतिक्षणं रसजननमेव भवतीति प्रतीतः। अतः रसोऽपि कृष्णेनापि तत्सर्वं स्थलमभिप्रायादुरापमिति स
र्वेषामेव दुःखेनापि शास्त्रमशक्यं तासां तव पानं सिद्धं जातमिति। न तु केवलं भोग एव भगवतः सिद्ध इति कुत्र
सर्वा कृष्णता यदि सर्वमेव फलं साधयतीति तत्सर्वेषां न समिति चेत्तत्राह एकान्तधामेति। भोगस्त्वेहि कथं सर्व
किं किं सर्वो कृष्ण इति वीर्यस्य नव यश उपयोगः। ज्ञानवैराग्ययोश्च अत स्वयमेवावशिष्यते। यशः श्रीः ऐ
श्वर्यं चेति। तेषामेकान्ततः भगवल्लावण्यासारमेव वक्तमतस्मिन्धाम्नि ऐश्वर्यादिकं सर्वं सिद्ध्यतीति नतो
भमात्रपरत्वात् ऐश्वर्यमिति भावः। चकारात् पञ्चानामपि ज्ञानवैराग्यादीनां ग्रहणं ॥ १४ ॥

શ્લોકાર્થ :-૧૪

અન્યને સિદ્ધ ન થાય તેવું, લાવણ્યના સારરૂપ જેની બરોબર કે ઉત્તમ કોઈ નથી. એવું દરેક સમયે નવું, શ્રીયશ અને ઐશ્વર્યનું એકજ ધામ એવા ભગવદરૂપનું નેત્રોદ્વારા પાન કરે છે. તેથી ગોપીઓએ એવું કયુ તપ કર્યું હશે? .(૧૪)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ભગવાનના રૂપનું જેવું ધ્યાન કરવું જોઈએ તેવા ગોપીઓ તેના મુખના દર્શન કરે છે. ભગવાનનું તે ગાન કરે છે. તેમાં નિત્ય આસકિત રાખીને રહે છે. એ ત્રાણ થોડા તાપથી પ્રાપ્ત ન થાય તેમ પ્રસિદ્ધ તપ શાસ્ત્ર સિદ્ધ છે. તેથી પાણ તે ત્રાણ પ્રાપ્ત થતુ નથી. જો એમ થતું હોત તો બીજાને પાણ તેવું સુખ પ્રાપ્ત થતુ હોત તે તો થતું નથી. તેથી ગોપીઓએ શું તપ કર્યું હસે? એ જાણવામાં આવતું નથી. અમે પાણ ભગવાનનું સ્વરૂપ જોઈએ છીએ.

પરંતુ એમનું એ રૂપ તો લાવણ્યના સારરૂપ છે. તેમને કેવળ લાવણ્યના સારરૂપ છે. તેમને કેવળ લાવણ્ય જ દેખાય છે. અથવા લાવણ્યના સાર દેખાય છે. અત્યારે તો ભગવાનને ક્રોધ થયો છે. અવસ્થાથી લાવણ્ય નિરોહીત થયું હોય એમ

દેખાય છે. વળી કોઈ તેની સમાન નથી. તેમ કોઈ તેનાથી વધારે નથી. તે ગોપીઓ દષ્ટિમાં ભગવાન એકલાજ દેખાય છે. અમને તો તેના સંબંધવાળો ચાણુર સાથે દેખાય છે. કંસ મોટા મોંચડશ ઉપર બેઠો છે. તેથી તેનાથી ઉર્ધ્વ પણ કોઈ દેખાય છે. તે લાવણ્યરસ કેવળ ભગવાનમાંજ સિદ્ધ છે. નહિ તો પૃથ્વીમાં બીજા પણ ભાગ્યશાળી કહેવાય. તેથી એવા અમૃતનું પાન કરવાનું ભાગ્યવગર બને નહિ માટે ગોપીઓનું તપ તો અવશ્ય સિદ્ધ છે. તે ગોપીઓ લાવણ્યરસને દષ્યિ વડે પાન કરે છે.

દષ્ટિથી પાન કરવાનું તે તો દૂરથી કરી શકાય છે તે પણ અનેક પ્રકારના કટાક્ષભેદ અલસવલિતાદિથી પાન થઈ શકે એ કઠનથી સર્વ રમણનો પ્રકાર તેમાં સિદ્ધ થયો છે. એ વાત પણ કહેવામાં આવી. દગ્ભિઃ પશ્યન્તિ એ પદથી તેનું સૂચન કર્યું છે. તે પણ વારંવાર એકનું એક કર્યા કરે છે એવું પણ નથી. દરેક વખતે નવીન એટલે પહેલાં જે રસનો અનુભવ કર્યો તેનાથી બીજી વખતે નવો જ આનંદ અનુભવે છે. એ રસ સર્વને સુલભ નથી.

દુઃખથી પણ તે બધાને તો મળતો નથી. તે ગોપીઓને વગર પ્રયત્ને મળે છે. અહીં શંકા કરે છે કે ભગવાનથી એ ગોપીઓને ભાંગ સિદ્ધ થાય છે. તેનાથી એની મોટાઈ કેમ કહી શકાય? જે બધા ફૂલોને સિદ્ધ કરી આપે તે સર્વોત્તમ ગણાય. તેના ઉત્તરમાં કહે છે કે ભોગ તો આ લોક અને પરલોકનો અતિ ઉત્તમ મળ્યો છે.

તેથી વીર્યનો જુદો ઉપયોગ નથી. તેમ જ્ઞાન અને વૈરાગ્યનો પણ ગોપીઓને ઉપયોગ નથી. તેથી બીજા ત્રણ ભોગો ભગવાનમાં બાકી રહે છે. યશ, શ્રી અને વૈરાગ્ય એ ત્રણનું તો ભગવાનમાં લાવણ્યમૃત ઉત્પત્તિ સ્થાન છે. તે મળતાંજ ઐશ્વાર્યાદિ સિદ્ધ થાય છે.

તેથી કેવળ ભગવાનનો તે ભોગ કરે છે. એમ જાણવાનું નથી. ઐશ્વર્ય શબ્દ ભાવમાં ધજ પ્રત્યય લાગવાથી સિદ્ધ થયો છે. ચ કાર છે.તેથી અપેક્ષિત જ્ઞાન અને વૈરાગ્યનો તે ઉપયોગ કરે છે.(૧૪)

સર્વથી ઉત્તમ તો ભગવાનની ભકિત છે. ગોપીઓમાં તો મુખ્ય કામ છે. તેથી કામવાળી સ્તુતિ કે કરાય ? ત્યાં કહે છે.



या दोहनेऽवहनने मथनोपलेपप्रेंखेंखनार्भरुदितोक्षणमार्जनादौ। गायंति चैनमनुरक्तधियोऽश्रुकंठ्यो धन्या व्रजस्त्रिय उरुक्रमचित्तयानाः ॥ १५ ॥

શ્લોકાર્થ :-૧૫

જે ગોપીઓ ગાયોના દોહનમાં માખણ કાઢવામાં, છાશ ફેરવવામાં, છોકરાંને રૂદન કરતાં રાખવામાં, ઝાડને જળ સીંચવામાં અને ઘર સાફ કરવાના કાર્યમાં શ્રીકૃષ્ણનું ગાયન કરે છે. તે વખતે તેમને ચિંતન કરતાં તેની બુદ્ધિમાં પ્રેમ અને કંઠમાં અશ્રુ આવી જાય છે. તે કારણ થી તે ગોપીઓ ધન્ય છે. (૧૫)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ગાયોને દુધ કાઢવાનું સાંજે અથવા સવારે હોય છે. પછી ખાંડવાનું પછી દહીમાંથી માંખણ કાઢવાનું અને જમીનને લીપવાનું કામ એ ચાર કામ સવારમાં થવાં જોઈએ. વ્રજની બધી સીઓનું સહજ તે કામ છે. એ બધા તે ઘરનું કામ કહે છે. પછી હીંચકે હીંચકવાનું કામ કરે છે. બાળકો રોતાં હોય છે તેને પલનામાં સુવડાવી હીંચકાવતાં વૃક્ષાદિને જળ સીંચન કરતાં, તે

ભગવાનનું ગાન કરે છે. ચ કાર છે. તેથી સ્મરણ અને ભાવના કરે છે. ધર્મવાળા પણ શ્રવણ સ્મરણાદિ કરે તેવું આનું નથી. આ તો પ્રેમથી કરે છે. બુદ્ધિને રંગ ચઢાવી દે છે. પ્રેમ માત્ર ભકિત ન કહેવાય. ભક્તિમાં તો ઉત્કંઠ ભાવ જોઈએ. તે આમાં નહિ હોય. તે તો લૌકિક પ્રેમવાળાને ધર્મમાર્ગમાં તેવો ભાવ દેખાય છે. ત્યાં કહે છે કે ગોપીઓને તો ભગવાન યાદ આવતાં નેત્રમાં આંસુ અને કંઠમાંથી નીકળતો ગદ્ ગદ્ સ્વર તે બેને દેખાય છે. અથવા આંખને સ્મરણ ન હોવાથી અંદર દષ્ટિ હોવાથી અશ્રુ કંઠમાં રોકાય છે. તેથી અશ્રુકંઠ એમ કહેવામાં આવ્યું છે. ગોપીઓ સ્વભાવથી શરણે આવેલા હોવાથી યોગ્ય ફલ પ્રામ કરે છે. અમે વ્રજ સ્ત્રીઓને ધન્ય કહીએ છીએ. વળી તે ચીંતન પણ ઉત્ક્રમ કરે છે . એવું ભાવ તેને કયારેક થાય છે. એવું નથી પણ સર્વદા તેનો ભાવ ભગવાનમાં એક રસ રહ્યો છે. તેને સર્વદા ભગવાનનું ચિંતન આવે છે.(૧૫) એવી તે પણ યોગીની પેઠે સાક્ષાત્કાર રહીત નથી પરંતુ તપસ્વીઓ વરદાન આપવા આવેલા ભગવાનમાં દર્શન કરે છે. તેમ આ ગોપીઓ પણ ભગવાનના નેત્રદ્વારા દર્શન કરે છે.

किंचैतास्तपोपि न केवलं योगिवत्साक्षात्काररहिताः किंतु तपस्विन इव वरदानार्थमागतं भगवंतं सर्वैरेव पश्यंतीत्याह। प्रातर्व्रजाद्व्रजत इति। रूपं सर्वलीलाः ताभिर्नेत्रापतरिति भगवद्दर्शनं सायंप्रातरेवेत्याह। प्रातःकाले गाः नीत्वा व्रजाद्व्रजतः सायंकाले व्रजमाविशतः चकारादन्यदपि परेच्छया आगच्छतः अन्या अदर्शनावस्थाः सर्वा एव संग्रहीताः गोभिः सममिति पाल्यमानानां मानयनमात्रस्यैकमिति निर्भयार्थं वेनेहिं वेरवो धितेपरार्थकस्याविरपिशकाभवति। किंच वेणुं क्वणयन्निति पथा चित्तमपहृतं भवतीति तथा वेणुनादं करोतीति तेन सद्भावाः सर्वे भगवद्विषयका आविर्भवंति अन्यैर्...

प्रातर्व्रजाद्व्रजत आविशतश्च सायं गोभिः समं क्वणयतोस्य निशम्य वेणुम्। निर्गम्य तूर्णमबलाः पथि भूरिपुण्याः पश्यंति सस्मितमुखं सदयावलोकं १६

तिरोभवंति अतस्तस्य वेणुनादं निशम्य तूर्णं शीघ्रं निर्गताः पथि मार्ग एव भगवंतं पश्यंति योगिनो हि समागते भगवति पश्यंति एता स्वयमेव समागत एवेति विशेषः। अतो भूरिपुण्याः अबला इति तासां दोषाभावो भूरिपुण्यत्वे हेतुरुक्तः। किंच। सस्मितमुखं पश्यंति अतः यानेदृशाविर्भावयुक्तं नयया भक्ति वर्धकत्व स्पन्नमपि ज्ञानेनिरुद्धं भवतीति तादृशं परमानंदमुखं पश्यन्ति [illegible] फलत्वमुक्तं किंच सदयावलोकमिति दया सर्वेभ्य अवलोकनं यस्मिन् [illegible] संसारो न निवर्तेत इति यतो भगवान् दयया पश्यति कृतार्था एताः कर्तव्या इति दययापश्य...

શ્લોકાર્થ :-૧૬

સવારમાં વ્રજમાંથી ગાયો ચારવા વનમાં પધારે છે. ત્યારે સાયંકાલે વનમાંથી વ્રજમાં પધારતાં ભગવાન ગાયોની સાથે આવતાં વેણુ બજાવે છે. ત્યારે વેણુનાદ સાંભળતાં ગોપીઓ ઘરની બહાર નીકળીને તે અબલાઓ પૂર્ણ્યવાળા હોવાથી મંદ હાસ્યવાળા, દયાપૂર્વક દૃષ્ટિવાળા ભગવાનના શ્રીમુખનું દર્શન આ ગોપીઓ ભગવાનની ગૂઢ લીલા તો જાણતાં નથી.(૧૬)

ભાવાર્થ; સુબોધિનીજી :-

તેથી તે ભગવાનનું સાંજ સવાર દર્શન કરે છે. એમ કહે છે. પ્રાતઃકાળમાં ગાયોને વનમાં લઈ જાય છે. સાયનકાળે વ્રજમાં પાછી લાવે છે. બધી દર્શન અવસ્થા લીધી. તે ગાયોનું ભગવાન પાલન કરે છે. તેને અવશ્ય ગોષ્ઠમાં રાખવી જોઈએ. તેમાં ભય પણ ન જોઈએ. વેદે કહેલા પદાર્થોમાં કોઈને શંકાનું સ્થાન ન હોય. તેમાં પણ વેણુ બજાવે છે. તેમાંથી ચિત ખેચાય એવો વેણુનાદ ભગવાન કરે છે. તેથી ભગવાનમાં જેનું મન છે. એવા ભકતોને ભગવદ વિષયક મનોરથો બધા પ્રગટ થાય છે. બીજા વિચારો બદલાઈ જાય છે. તેથી ભગવાનનો વેણુનાદ સાંભળી જલદી ઘરની બહાર નીકળી માર્ગમાં ઉભી રહે છે. તે ભગવાનના દર્શન કરે છે.

યોગીઓ ભગવાન હૃદયમાં આવે ત્યારે જ જુએ છે. આ તો અર્ધ રસ્તે જુએ છે. તેથી અબળાઓ મોટા પૂણ્યવાળા છે. તેમનામાં દોષનો અભાવ છે. એ મોટા પૂણ્યનું કારણ છે. તે પણ મંદ હાસ્ય યુકત મુખને જુએ છે. અને હૃદયમાં આનંદને પ્રગટ કરાવે છે. તેથી ભકતમાં પ્રતિબંધક જ્ઞાન ઉત્પન્ન થાય તે પણ નાશ પામે છે. તેવો પ્રેમનો આંનદ તે વખતે આપે છે. તે મોક્ષથી પણ અધિક ફલરૂપ છે. તેમાં પણ અવલોકનમાં દયા છે. એમ ન કહેવું કે સંસાર નહિ નિવૃત થાય. ભગવાન દયા કરીને જુએ છે. આને કૃતાર્થ કરવો જ જોઈએ. એમ પોતે વિચારીને દૃષ્ટિ કરે છે. તેમાં દયાથી દોષ જાય છે. અવલોકનથી સર્વસ્વનું દાન કરે છે. એમ બે ફલ કહ્યાં. સ્ત્રીઓને ભગવાનની મલ્લલીલામાં મોટો પ્રયાસ થયો એમ ભગવાને જોયુ. તેમનો શ્રમ ન સહન થવાથી જે કર્યું તે હવે કહે છે.

अतः स्त्रीणां तारतम्यं भगवल्लीलायां महानेव धर्मः सम्यक्। ततो भगवान् सर्वं सहमानः प्रवृत्तवान् इत्याह एवं संभाष्यमाणास्विति। स्त्रीषु संभाष्यमाणासु अन्येन प्रकारेण शक्तोऽपि सर्वात्मत्वात् शृणोति योगेश्वरत्वात् दूरश्रवणदर्शनादेः स्वधर्मत्वात् तद्दूरादेव श्रुतवान् ततो हरिः स्त्रीणां दुःखहर्ता शत्रुं कंसमेव हन्तुं चाणूरं ता सा विषादं वा मनश्चक्रे सत्यं अक्लिष्टकर्मा न मारयेत् संध्यापर्यन्तं युद्धं च कुर्यात् ततः सम्यक् कृत्वा स्थिताः न यातरा गच्छेयुः तथापि मारणार्थमेव कृतं तन्मनः कृतवान् न तु कथमेवं कृतं न सर्वं सिद्धार्थिकं करोतीति चेन्न नाहं भगवानिति विश्वासार्थं भरतर्षभेति संबोधनं १७ न तु तथापि स्त्री

एवं प्रभाषमाणासु स्त्रीषु योगेश्वरो हरिः। शत्रुं हन्तुं मनश्चक्रे भगवान् भरतर्षभ ॥ १७ ॥ सभयाः स्त्रीगिरः श्रुत्वा पुत्रस्नेहशुचातुरौ। पितरावन्वतप्येतां पुत्रयोरबुधौ बलम् ॥ १८ ॥

णां वा वगतं सर्वात्मा कथं तान्मारयितुं न इच्छन्निति चेन्न नाहं सपक्षे इति तासां वाक्यात् देवकीवसुदेवयोर्महानेव क्लेशो जातः परिशीघं भगवान्न मारयेत् तत् पोरपि क्लेशः अधिकः जातः वर्तते अतः पित्रोरप्यर्थे हन्तुं मनश्चक्र इति स्त्रीणां गिरः श्रुत्वा पितरावपि तत् समानीतावितिनिकटे च गिरो जाता इति अन्वतप्येतां तासां वचने भगवतः असामर्थ्यमिव प्रतिभातं अतः सर्वसामर्थ्यं जानतोरपि वा कंसश्रवणरुद्रतापो जातः न तु माहात्म्यज्ञानस्य जातत्वात् कथं तापः इति चेन्नत्राह अबुधौ पुत्रयोर्बलमिति माहात्म्यं तु जानीतः परं न बलं ततः क्लेशः प्राप्तीति तयोरनुतापः १८ ॥

શ્લોકાર્થ :-૧૭

હે ભરતર્ષભ ! એમ યોગેશ્વર હરિએ સ્ત્રીઓના ભાષણ સાંભળી શત્રુને મારવાનો વિચાર કર્યો.(૧૭)

ભાવાર્થ; સુબોધિનીજી :-

સ્ત્રીઓ એમ સારી રીતે બોલ્યાં. ભગવાન બધાના આત્મા હોવાથી સ્ત્રીઓનું બોલવું સાંભળી લે છે. યોગેશ્વર છે. તેથી દૂર શ્રવણ કરવાનો તેમનો ધર્મ જ છે. દૂરથી સાંભળ્યું ત્યારે ભગવાન હરિ થયા. તેના દુઃખને હરનાર થયા. શત્રુ કંસ અને અત્યારે ચાણુર છે તેને મારી સ્ત્રીઓનો ખેદ દૂર કરવાનો નિર્ણય કર્યો. તેઓ અકિલષ્ટ કર્મા કોઇને મારે નહિ. સંધ્યા સુધી

યુદ્ધ પણ કરે. તેથી સારી રીતે મારે તો સવાર ન આવે. પરંતુ આને તો મારવા જ એમ નવું મન કર્યું. ત્યારે શંકા કરે છે કે પહેલાં વિચાર્યા કરતાં નવીન નિણર્ય કેમ કરે છે. તેના ઉત્તરમાં કહે છેકે તે તો ભગવાન છે. તેનો નિયામક કોઈ નથી. (૧૭)



તો પણ સ્ત્રીઓના વાક્યોથી ભગવાન તેને મારવા કેમ પ્રવૃત થયા?

શ્લોકાર્થ :-૧૮

સ્ત્રીઓની તે વાણી સાંભળી વસુદેવ દેવકી ત્યાં કહેછે. પુત્ર સ્નેહથી શોકમાં આતુર થયાં. પોતાના પુત્રના બળને તે જાણતા નથી. તેથી તે માતાપિતા પશ્ચાતાપ કરવા લાગ્યાં.(૧૮)

ભાવાર્થ; સુબોધિનીજી :-

સ્ત્રીઓએ આવું ભાષણ ચલાવ્યું તે સાંભળી વસુદેવ દેવકીને મોટોકલેશ થયો. ભગવાન શત્રુને જલ્દી ન મારે તો કલેશ વધ્યાજ કરે તેથી માબાપને સુખ કરવા માટે શત્રુને મારવા જલ્દી નિર્ણય કર્યો. સ્ત્રીઓની વાણી સાંભળીને તે પાસે આવ્યા. તેથી તેમને પણ તાપ થયો. સ્ત્રીઓના વાકયોમાં ભગવાનમાં સામર્થ્ય નથી.

એવું તેમને જણાવ્યું. પહેલાં સામર્થ્ય જાણતા હતા તો પણ વાક્યનું શ્રવણ અનુતાપનું કારણ બન્યું. માબાપ ભગવાનના મહાત્મ્યનું જ્ઞાન તો જાણે છે.તેમને તાપ ન થવો જોઈએ તો કેમ તેઓ તાપ કરે છે?ત્યાં કહે છે. કે પુત્રના બળને તે જાણતાં નથી. તેથી તેમને અનુતાપ થાય છે. (૧૮)

એમ પ્રાસંગિક કહીને પ્રસ્તુત કહેવા માટે પહેલાં કૃષ્ણ ચાણુરના બળ શિક્ષા વિગેરે ચાર પ્રકાર કહ્યા. તેને રામ અને મુષ્ટિકના યુદ્ધમાં પણ અતિ દેશથી કહે છે.

एवं प्रासङ्गिकमुक्त्वा प्रकृतं वदन् पूर्वं कृष्णचाणूरयोः प्रकारस्तत्र रूपं निरूपितं तद्राममुष्टिकयोरप्यतिदिशति। तैस्तैरिति। नियुद्धविधिभिः बाहुयुद्धप्रकारैः तैस्तैः प्रसिद्धैः सर्वैः तैर्वा ततोपि विविधैरनेकप्रकारैः यथा युयुधाते तैः अन्योन्यं युयुधाते तथैव बलमुष्टिकावपि तेनैव प्रकारेण युयुधाते। अन्योन्यमिति द्वन्द्वयुद्धता अत्र उपदेशश्चोक्तः ॥ १९ ॥ अथ चाणूरमारणं वक्तुं पूर्वकृतयुद्धस्य वैयर्थ्यं उत्तरत्रापि तथैव भविष्यतीति पूर्वकृतस्य फलमाह भगवद्गात्रेति।

तैस्तैर्नियुद्धविधिभिर्विविधैरच्युतेतरौ। युयुधाते यथान्योन्यं तथैव बलमुष्टिकौ ॥ १९ ॥
भगवद्गात्रनिष्पातैर्वज्रनिष्पेषनिष्ठुरैः। चाणूरो भज्यमानाङ्गो मुहुर्ग्लानिमवाप ह ॥ २० ॥

भगवद्गात्राणि चरणपदयुगलानि तेषां निपातैः परिपातैः वज्रनिष्पेषात् वज्रेण पेषणादपि घर्षणादपि निष्ठुरैः अतिदुःसहैः चाणूरो भज्यमानाङ्गः मुहुर्वारं वारं ग्लानिमवाप ह इत्याश्चर्यं स हि पूर्वं मिश्रेण संहृष्टः उद्वेगेन क्षिप्तेव वज्रास्फोटेन वर्तवज्रं दूरीकृतवान् तादृशोपि चाणूरः कथं मूर्छामवापेति ॥ २० ॥

શ્લોકાર્થ :-૧૯

જેમ કૃષ્ણ અને ચાણુર બાહુયુદ્ધ કરે છે. તેમાં તે તે વિધિઓ બતાવે છે. તેવી રીતે બળદેવ અને મૃષ્ટિક પણ પરસ્પર વિધિઓ વડે યુદ્ધ કરે છે.(૧૯)

ભાવાર્થ; સુબોધિનીજી :-

બાહુયુદ્ધના જે પ્રસિદ્ધ પ્રકારો છે. તેનાથી પણ વધારે પ્રકારોથી ભગવાન અને ચાણુર પરસ્પર લડે છે. તેવી રીતે બલદેવજી મુષ્ટિક સાથે વિધિઓ વડે યુદ્ધ કરે છે. તે બંનેનું દ્વન્દ્વ યુદ્ધ છે. તેમાં ઉપદેશની જરૂર નથી. બંને સમપ્રધાનતાથી લડે છે.(૧૯)

એમ બાહુ યુદ્ધ કરતાં ચાણુરને મારવાની વાત કહેવા માટે પહેલાં કરેલ યુદ્ધ વ્યર્થ ગયું. તેથી પહેલા યુદ્ધનું ફલ કહે છે.

શ્લોકાર્થ :-૨૦

ભગવાનનુ શ્રીઅંગ વ્રજના જેવું મજબુત તે ચાણુર પર પડયું ત્યારે ચાણુરનાં અંગો ભાંગી ગયાં તેથી મૂર્છા થઈ. તે

અત્યન્ત થાકી ગયો. (૨૦)

## ભાવાર્થ; સુબોધિનીજી :-

ભગવાનનાશ્રીઅંગના અવયવો જ્યારે ચાણુર પર પડયાં ત્યારે બે વ્રજ સાથે ઘસાતાં હોય તેવા ખર શબ્દ થાય. તે થવાથી ચાણુરનાં અંગો ભાંગી ગયાં. વારંવાર મૂર્છા આવી. વારંવાર મૂર્છા આવી. હ આશ્ચર્યને કહેવાવાળો છે. તેને ઇંદ્ર સાથે પૂર્વ યુદ્ધ કરેલું . તેના પર ઇંદ્રે વ્રજ ફેંકેલુ. તે વ્રજ તેના હૃદયને સ્પર્સ કરી દૂર પડયું તે તેને ગણ્યું ન હતું તેવા બલવાન ચાણુરને મૂર્છા થઇ. ચાણુરને મારવાનું ભગવાનને કહ્યું ત્યાં તેને ભગવાનનો અપરાધ કર્યો. ભગવાન અકિલષ્ટકર્મા હોવાથી વગર વાંકે મારે નહિ તેથી તેનો અપરાધ કહે છે.



શ્લોકાર્થ :-૨૧

શ્યેન એટલે શકશે.તેના કરતાં પણ વધારે વેગવાળો શ્યેન પોતાના શત્રુને પકડીને રાખે છે. તેથી બધા પક્ષીઓ ભય રાખે છે. (૨૧)

ભાવાર્થ; સુબોધિનીજી :-

તેથી ચાણુર ત્યાંથી ઉભો થઈને બે મૂઠી ગદાની પેઠે બાંધી તેને એકત્ર કરી વસુદેવ સર્વના ઈશ્વર છે તેને મારતાં પોતાના ભૂજના અધિષ્ઠાતા ઈંદ્રને પર પડયો. ભગવાન તો તેને મોક્ષ આપશે માટે વાસુદેવ કહ્યા છે. તેથી કાલાદિ દેવાં પણ બોલ્યા નહિ. અંતર્યામીએ ભગવાન સામે થવાની પ્રેરણા કેમ કરી? ત્યાં કહે છે કે ક્રોધથી વ્યાપી તેને તેમ કર્યું. બુદ્ધિપૂર્વક પ્રેરણા નથી કરી રાજના લોભથી કરી છે. મારા યુદ્ધથી કંસને સંતોષ થશે તો રાજલક્ષ્મી આપશે. તેથી ભગવાનના વક્ષ:સ્થળનો સ્પર્સ માત્ર કર્યો.(૨૧)

તે સ્પર્શ પણ તેનો વ્યર્થ ગયો તે કહે છે.

શ્લોકાર્થ :-૨૨-૨૩

હાથીની ઉપર માળા ફેંકવાથી હાથીને શ્રમ ન થાય તેમ ચાણુરની બે મૂઠી છાતીમાં લાગતાં ભગવાન ચલિત ન થયાં. પરંતુ બે હાથથી તેને પકડી વારંવાર ફેરવી ભગવાને તેને પૃથ્વી ઉપર ફેંકયો. તેમાં તેનું જીવન ચાલ્યું ગયું. તેનો ધરણાં, તેના વસ્ત્ર તથા માળાઓ ઉડી આઘાં પડયાં અને ઈંદ્રનો ધ્વર્જ પડે તેમ તે પડયો.(૨૨-૨૩)

ભાવાર્થ; સુબોધિનીજી :-

એ ચાણુરના ઘાથી ભગવાન જરાપણ સ્થાનથી ચલીત ન થયા. તેમાં દષ્ટાંત આપે છે કે હાથી અંકુશના મારને ગણતો નથી. તેને ફુલની માળા કંઈ ગણત્રીમાં ? તેથી ભગવાને તેને માર્યો. જે બે હાથની મૂઠીવાળી ચાણુરે ભગવાને મારી હતી તે બંને હાથા શ્રીહસ્તથી પકડીને ન છોડાવી શકે તેમ કાબૂ કરી બહુવાર ફેરવીને ફેંકે છે. જેમ પાષાણ ઉપર વસ્ત્ર ફેંકે તેમ તેને પૃથ્વી પર ફેંકયો.

તેનો જીવ ચાલ્યો ગયો. તે ભગવાનના હાથથી છુટો પડયો. ત્યારે તેના વંશને કહે છે. આભરણ, કેશ અને ફૂલમાળાઓ દૂર પડી. લક્ષ્મીના સ્થાનમાં પ્રહાર કરવાથી લક્ષ્મી તેના ઉપર રૂઠી. તેના સંબંધવાળા પદાર્થો દૂર પડી ગયા. પછી ઈન્દ્રધ્વર્જ પડે તેમ સંબંધવાળા પદાર્થો દૂર પડી ગયા. પછી ઈન્દ્રધ્વર્જ પડે તેમ પૃથ્વી ઉપર પડયો. પ્રથમ જેવો ભગવાને જેવો ઈંદ્રને ગર્વનો નાશ કર્યો તેવો આનો નાશ થયો માટે ઈન્દ્રધ્વર્જનું દષ્ટાંત છે. પૂર્વમાં તે પ્રસિદ્ધ છે. તે ઉંચો હોય ચારે તરફ દોરડાથી તેને અધ્ધર રાખ્યો હોય તે જેમ દોરડાં ઢીલાં થાય તો પડે તેમ કાલ અદષ્ટ કર્મા છિન્નભિન્ન થતાં કોઈ રક્ષક ન રહેતાં શરીરને ઉભં રાખવાનું જોર ન રહેવાથી પૃથ્વી પર પડયો. માટે ઈન્દ્રધ્વર્જનું દષ્ટાંત છે.

ભગવાને જેમ ચાણુરને માર્યો તેમ બળદેવે મુષ્ટિકને માર્યો. (૨૨-૨૩)

आहननमात्रेणकथंप्राणोद्गम इतिआशंक्यप्रकारमाहपकर्षेणवेपित इतिस्वकर्यापरितःकंसःकंपितोजात ततोतःस्त्रोभातआघातेनसर्वांगे रुधिरस्रैकीभूतंमुखान्निर्गतंततःपीडितोजातःयथाप्राणापगमोभवति ततस्तेमकस्याभावात्पतितःवलंकिपापतनपर्यंतमपिचाद्स्तेतिज्ञापयितुं दृष्टांतउक्तःनावृक्षादियोगेनकारणनाशात्पतितःकिंतु बलमूलकारणवायोरेवसामर्थ्यादिति २४ तस्मिन्हतेकूटोनामवरूकोपराभिज्ञःस्वदेकूट

प्रवेपितःसरुधिरमुद्वमन्मुखतोऽर्दितः। व्यसुःपपातोर्व्युपस्थे वाताहतइवांघ्रिपः २४
ततःकूटमनुप्राप्तं रामःप्रहरतांवरः। अवधीलीलयाराजन्सावज्ञं वाममुष्टिना २५

[illegible] स्थितोमुष्टिकमे [illegible] तोलीलयैवहतइत्याह। अत्रनबलव्यापारःकिंतुमत्सरसस्योद्गमनार्थंस्मरण मेवकरतिरसोद्गमार्थमेवप्रहरतांवरइतिलीलयेतिप्रकारोपिनिरूपितेराजन्निति विश्वासार्थंसंबोधनमलौकिकत्वात् क्रियाशक्तिप्रधानःरामइति बलनाम [illegible] रामनाम्नापिसामर्थ्यप्रतिपादकत्वेदत्तामिरस्रतं २५

શ્લોકાર્થ :-૨૪-૨૫

મુષ્ટીકે પ્રથમ મૂઠી બળદેવને મારી બળદેવજીને તેને થપ્પડ મારી. એવી જોરથી વાગી કે દુઃખી થયો. પર તે થપ્પડથી મરી ગયો. મોંઢામાંથી લોહી પડયું. જેમ વાયુના વેગથી વૃક્ષ મૂળમાંથી ઉખડીને પડી જાય છે. તેમ પ્રાણરહિત થઈ જમીન પર પડયો.(૨૪-૨૫)

ભાવાર્થ; સુબોધિનીજી :-

બલભદ્ર પણ અકિલષ્ટકર્મા છે એમ જણાવા મુષ્ટિકનો અતિક્રમ કહે છે. સ્ત્રીઓના વચનો સાંભળ્યા પછી તેમનું દુઃખ દૂર કરવા શત્રુને મારવાની બળદેવે ઈચ્છા કરી ત્યારે તેને શત્રુના શરીરને સ્પર્સ કર્યો તેથી તેને સ્વાંગ વ્યથા થઈ એટલે તેને માર્યો. તેને મૂઠી મારી તો બલદેવે તેને ઠપાટ મારી તે ધ્રુજી ગયો. મુખમાંથી રૂધિર ચાલવાથી બહુ પીડા પામ્યો.

તેના પ્રાણ ગયાં અને પડયો. બળદેવની ચપટથી તાડન કરતાં તેમાંથી ક્રિયાશક્તિ નિકળી ગઈ. તે મૂઠી મારતાં મર્યો. પ્રથમ પક્ષમાં મૂઠીથી બધા અંગમાં માર્યો. બીજા પક્ષમાં મોંઢા ઉપર અને છાતી ઉપર મૂઠી મારી. તે એકજ વાર મારતાં મરી ગયો. ભગવાને થપ્પડ મારવાથી આવો મોટો મલ્લ મરે કેમ? તેના ઉત્તરમાં કહે છે કે બલદેવ અતિબલવાળા છે. તેથી મર્યો.

તેના કાનના મૂળમાં મર્મસ્થાનમાં વાગતાંથી મર્યો નથી પણ બલદેવજીનું બલ તેમાં ઉપકારકરનાર છે. તેથી તે ભદ્ર કહ્યું છે. (૨૪)

થપ્પડ મારવાથી કેમ મરે? એ શંકા મટાડવા મરણનો પ્રકાર કહે છે. પ્રથમ તો થપ્પડ લાગતાં ધ્રુજી ગયો. મૂર્છાથી કાંપ્યો. પછી આધાતથી ક્ષોભ થયો. રૂધિર મોંઢામાંથી નીકળવા લાગ્યું. તેથી દુઃખ થવા લાગ્યું જેમાં પ્રાણ ગયા. તેને ટકાવે એવું બળ શરીરમાં ન રહ્યું. તેથી પડી ગયો. બલદેવજીની થપ્પડ તેને પાડયો ત્યાં સુધી કામ કર્યું. તે પડયો અને મર્યો. (૨૫)


द०टी०५८ प्र२२

तर्ह्येव हि शलः कूटप्रपादाहतशीर्षकः । द्विधा विशीर्णस्तोशलक उभावपि निपेततुः ॥ २६ ॥
चाणूरे मुष्टिके कूटे शले तोशलके हते । शेषाः प्रदुद्रुवुर्मल्लाः सर्वे प्राणपरीप्सवः ॥ २७ ॥

राम प्र१२

श्લોકાર્થ :-૨૬

ત્યારે કૂટ આવ્યો, પ્રહાર કરનારમાં શ્રેષ્ઠ રામે હે રાજન ! તેને મૂઠી મારીને રમત કરતાં સહજમાં મરી ગયો.(૨૬)

## ભાવાર્થ; સુબોધિનીજી :-

તેને માર્યા પછી બહુ કપટને જાણનાર કૂટ નામનો મલ્લ રંગમાં લડવા આવ્યો. તેને બલદેવજીને માર્યા તેથી બલદેવજીએ તેને માર્યો. તેમાં મલ્લનો વેપાર નથી. પણ મલ્લરસ ઉત્પન્ન થવા માટે રમત કરી. તે રસ પેદા કરવા પહરતાં વરઃ અને ભીળયાઃ એ બે શબ્દોથી પુરૂષાર્થ બતાવ્યો છે. રાજન ! સંબોધન વિશ્વાસ માટે છે. ક્રિયા શકિત પ્રધાન રામ જેમ બળ કહેવાય છે તેમ રામ નામમાં સામર્થ્ય છે એમ બતાવે છે. એમ રામે બે મલ્લોને માર્યા. બાકીનાને ભગવાને માર્યા.

શ્લોકાર્થ :-૨૭

ત્યાં શલ અને તોશલક આવ્યા. તેને ભગવાને માથામાં પગ માર્યો. તોશલને બે ભાગ કરી ચીરી નાખ્યો. તે બન્ને એવી રીતે કૃષ્ણના હાથે મર્યા. (૨૭)

ભાવાર્થ; સુબોધિનીજી :-

બલભદ્રના વ્યાપાર પછી શલ, તો શલકને માર્યા નથી. પણ જ્યારે ખૂટ બલદેવ પાસે આવ્યો ત્યારે શલ ચોથો મલ્લ કૃષ્ણના માથા પર પગ મુકવા માટે આવ્યો. તેને પગ ઉંચો કર્યા. તે પગ વડે જ તેને ભગવાનને મારી નાખ્યો. તેજ વખતે તો શલક પર આવ્યો. પગના વ્યાપાર મુજબ ભગવાને બન્નેને માર્યા. કૃષ્ણે પગ માર્યો. તેનું મસ્તક દૂર જઈને પડયું એ શલની વ્યવસ્થા તેના માથા વડે તો શલ્કને માર્યો. ફાડી નાખ્યો. છરીથી ચીરે તેમ ભગવાને તેને પગ વડે નથી માર્યો. એક ચીરાઈ ગયો. અને બીજો બે ટુકડા થયા. એ વિશેષ છે.(૨૭) એમ ભગવાનનું અકિલષ્ટપણું કહ્યું.



गोपान्वयस्यानाकृष्य तैः संसृज्य विजह्रतुः । वाद्यमानेषु तूर्येषु वल्गन्तौ रुतनूपुरौ ॥ २८ ॥
जनाः प्रजहृषुः सर्वे कर्मणा रामकृष्णयोः । ऋते तत्संसदि श्रेष्ठाः साधवः साधु साध्विति ॥ २९ ॥

શ્લોકાર્થ :-૨૮

ચાણુર, મુષ્ટિક, કૂટ, શલ, તો શલક, એટલાને માર્યા ત્યારે પ્રાણ બચાવવાની ઈચ્છાથી બીજા બધા મલ્લો ત્યાંથી પલાયન થઇ ગયાં.(૨૮)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ગણવાનું કારણ તો મરાયા તેનું જ્ઞાન થાય એ હેતુથી પાંચમાંથી એકના પણ પ્રાણ રહ્યા હોત તો જેમ દેહ નથી જતો એમ બીજા મલ્લ જાત નહિ. બધાને પોતાના પ્રાણ તો રાખવા હતો. તેમને ધન મલશે એ આશા છોડી દીધી અને જલ્દી દોડવા માંડયું. યુદ્ધ ન કરે તો કંસનો ભય થાય અને યુદ્ધ કરે તો ભગવાન જીવતા ન છોડે તે કરાતાં ભાગી જવું ઉત્તમ છે એમ માની પલાયન થયા. બધાએ પોતાનું બળ દેખાડયું. તેનો અતિક્રમ કેમ કરાય? માર્યા ત્યારે પોતાના પ્રાણ બચાવવા તેમ કર્યું. તે તો પ્રાણની રક્ષા જ ઈચ્છે છે. તેથી પરીપ્સવઃ એમ કહયું છે. (૨૮)

ભગવાને પ્રથમ પ્રતિજ્ઞા કરેલી કે અમે તો તુલ્ય બલવાળા સાથે લડીશું. તે પ્રતિજ્ઞા પાળવા માટે બધા મલ્લો ગયા. તો પણ રાજાની પ્રીતિ તો સંપાદન કરવી જોઇએ તેથી ભગવાને ગોપો સાથે લડવાનો ઉપક્રમ કર્યો.

શ્લોકાર્થ :-૨૯

પોતાના મિત્રો ગોપો હતા. તેને ભગવાને ખેંચી પાસે લાવી તેમની સાથે સંસર્ગ કરી વિહાર કરવા લાગ્યા. ત્યાં વાજાં વાગ્યાં તેમાં પગમાં નપુરના શબ્દો અને બીજા શબ્દો કર્યા. (૨૯)

ભાવાર્થ; સુબોધિનીજી :-

વ્યસ્ય એટલે સરખી ઉમરવાળા પ્રાંતિ વટે કાલવડે જેનું બલ તુલ્ય છે. તેવા કોઇક ભગવાનથી ભય પામ્યા. તેમને ભગવાને ખેંચી સમીપમાં લીધા અને તેમની સાથે વિહાર કર્યો. ભગવાન અહીં વિહાર કરવા નથી આવ્યાં. વિહાર કરે તે કંસને

પ્રસંદ પણ નથી તો પછી તેવું શા માટે કરે છે? પ્રતિજ્ઞા તો તેમની સાથે યુદ્ધ ન કરવાની કરી હતી. બાળકો સાથે તો યુદ્ધ કરવાની પ્રતિજ્ઞા કરી નથી. બંનેમાં તાત્પર્ય માનો તો વાકયોમાં ભેદ પડશે. પ્રકરણ નિયામક કહો તો યુદ્ધ સિવાય કાંઈ કરવું ન જોઈએ. ત્યાં કહે છે કે તે મલ્લોને માર્યા ત્યારે મલ્લોને રસ આવે એવાં વાંજા વાગવા લાગ્યા એ નિમિતને લઈને લોકપ્રતિતિ માટે કોઈને સંતોષ ન થયો તેથી લોકોને પ્રસન્ન કરવા માટે ભગવાને તેમ કર્યું છે. તેમાં શબ્દ કરે છે. મલ્લોને જીતવાને માટે શબ્દો બોલે છે. તેમાં શબ્દ કહે છે. મલ્લોને જીતવાને માટે શબ્દો બોલે છે. તેમાં નૂપુરનાં શબ્દો મળે છે. નુપુરને શબ્દ જય શબ્દને કહેનાર છે એ લોકપ્રસિદ્ધ વાત છે.(૨૯)

એ જેને માટે કર્યું તે હવે કહે છે.



શ્લોકાર્થ :-૩૦

રામકૃષ્ણના કામથી કંસ સિવાયના બધા લોકો રાજી થયા. તેમાં બ્રાહ્મણો બેઠા હતા તે તો વાહ વાહ એવા સારા શબ્દોથી ભગવાનને અંભિનંદવા લાગ્યા.(૩૦)

ભાવાર્થ; સુબોધિનીજી :-

લોકો હર્ષ પામ્યા. આઠ પ્રકારના લોકો, મલ્લ અને કંસ સિવાય બધા રાજી થયા. રૂપથી રાજી થયા એમ કોઈ કહે ત્યાં કહે છે કે તેના કર્મથી પ્રસન્ન થાય છે. મલ્લોને માર્યા તે ભગવાન અને બલદેવના અલૌકિક કર્મથી પ્રસન્ન થયા અથવા હમણાં બાલકો સાથે મલ્લ યુદ્ધ કરે છે. તેથી પ્રસન્ન થયા એમ માનો. પ્રથમનું કર્મ ઉદ્દેજક છે. રસ આપનાર નથી. કંસને સુખ થયું?

ત્યાં કહે છે કે કંસ સિવાયના બધાને સુખ થયું. તેમાં પણ મુખ્ય બ્રાહ્મણો હતા. સજ્જનો હતા. તેમને સુખ થયું. એટલે સારૂં કર્યું એમ બોલી રાજી થયા. કાયિક વેપાર દર્શન એજ હર્ષ. માનસ વ્યાપાર વાચિક એજ પ્રસંશા. તેથી કાયા સવાણી અને મનથી તેનો હર્ષ કહ્યો. હીન માણસો પ્રસંશા કરે તે યોગ્ય ન ગણાય. તેથી વિપ્રશ્રેષ્ઠો અને ભકતોને ગણાંવ્યા. (૩૦)

મધ્યમાં ગોપો સાથે યુદ્ધ કર્યુ ત્યાં સુધી કંસ વિચારમાં મૂઢ જણાયાં. પછીથી તે બર્હિમુખ થયો. તેનામાં દૈત્યનો આવેશ થયો તેથી તે વાનાં બંધ કરાવવા લાગ્યો.

શ્લોકાર્થ :- ૩૧

જયાં મલ્લો મર્યા અને બીજા ભાગીં છુટયાં. ત્યારે ભોજરાજ કંસ વાંજા વાગતાં હતાં ત્યાં તેને બંધ કરવાનું કહીને તે પ્રમાણે તે બોલ્યો. (૩૧)

સુબોધીનીજી; ભાવાર્થ :-

કેટલાક મરાયા. કેટલાક ભાગી છુટયાં. તો પણ પ્રસિદ્ધ રીતે અપકાર કરવો જોઈએ એવાં કંસે વિચાર કર્યો. કારણ કે

તે ભોજકુલનો રાજા છે. પહેલાં તો નિમિત્તને દૂર કર્યું. વાંજાં બંધ કર્યા. ચ છે તેથી યુદ્ધ માટે પણ સાવધાન થયો. કપટલીલાં કંસે પોતે જ બંધ કરી પોતાનું ઈશ્વરપણું પ્રગટ કર્યું.

તેથી જો તે રામકૃષ્ણને ઈનામ આપે અગર વગર બોલે બીજે ચાલ્યો જાય તો કોઈ જાતની ચિંતા ન થાય. ભગવાન તો અકિલષ્ટ કર્મા છે. વસુદેવને છોડાવે અથવા પોતાની પાસે રાખે. ભક્તનો દ્રોહ કરે તો ભગવાન મારે, એવી ભગવાનની પ્રતિજ્ઞા છે. તે અકિલષ્ટતા સિદ્ધ કરવા માટે કંસ આ વખતે બોલસે તે કહેવા લાગ્યો. હ આશ્ચર્યમાં છે.

આટલું ભગવાનનું પરાક્રમ નજરે જોયું તો પણ નિર્લજ આજ્ઞા આપવા બેઠો છે. (૩૧)

તેના અયોગ્ય વચનો કહે છે.

अतस्तस्य पूर्वं बन्धनमेवं दण्डः वसुदेवस्तूभयोरपराधी अतोऽस्मा विशेषमाह। वसुदेवेति। उशब्देन बन्धनपक्षं व्यावर्तयति। दुर्मेधा इति स्वयमयं मया अर्तव्य इति प्रतिज्ञाया पित्रा नीतत्वात् किं तस्य मारणीय इति चेत् कपटं कृत्वा नन्दे स्थापितवान्। अतो हन्यताम्। अस्य विचारे सति तावद्विलम्बो हननं निषिद्धमिति चेत्तत्राह। असत्तम इति। सर्वोपायैः पुत्रहननार्थं कृतत्वात् पतन इति। नन्वेवं सति पादयोः सर्वत्वामारयिष्यन्निति चेत्तत्राह। उग्रसेन इति यद्यपि पिता तथाप्युग्रसेनो हन्तव्यः। सानुगो देवकसहितः। परपक्षग

वसुदेवश्च दुर्मेधा हन्यतामाश्वसत्तमः। उग्रसेनः पिता चापि सानुगः परपक्षगः ॥ ३२ ॥ एवं विकत्थमाने वै कंसे प्रकुपितोऽव्ययः। लघिम्नोत्पत्य तरसा मञ्चमुत्तुङ्गमारुहत् ॥ ३३ ॥

इति। अन्ते कुरराजकभयात् सा वा परपक्षगा वा नोपकरिष्यतीति भावः ॥ ३२ ॥ स्वार्थे स्वाभिकवत्तानां हन्तव्य इत्यपि दुर्बुद्धिः। अर्जुनं पंपरित्यज्य विपरीतवदतीत्यतो मारणीय इति तस्य स्वकीयस्त्याज्य इति मारणार्थमपवश इत्याह। एवं विकत्थमान इति। रजकत्वल्पेऽयं कंसः स्वयं तिसः नक मणीति। ... वदतीति आक्षिप्ते परिश्रमत्वात् स्वयं स्वतो भयाभावात् प्रकुपितः भक्तानामपकारश्रवणात्। लघिम्ना मल्लविघपाभिवोत्पतनप्रकारेण उत्तुङ्गं स्थूलमञ्चमारुहत्। यत्र कंसः स्थित इति। अयं हि ततोऽधःपातनीयः। उच्चस्थानोपवेशनाद्यतो वल्गति ॥ ३३ ॥

શ્લોકાર્થ :- ૩૨

કંસે કહ્યું. દુરાચારવાળા વાસુદેવના બે પુત્રોને ગામની બહાર કાઢો. ગોપોના પૈસા લૂટી લો. નંદરાય દુષ્ટ બુદ્ધિવાળા છે. તેને બાંધી કેદ કરો.(૩૨)

## સુબોધીનીજી; ભાવાર્થ :-

ભગવાન અને તેના સંબંધીને દોષ ન લગાડવા માટે કંસ કપટથી બોલે છે. કારણ કે તેનું આચરણ સારૂં નથી. વળી તે બન્ને બાળકો છે. તેમને મરાય તો નહિ. તેમને તો યુદ્ધ જોવા માટે બોલાયા હતા. તે બન્ને વસુદેવના પુત્રો છે. તે મારા ભાણેજ છે. તેને હદ પાર કરો. ગોપોનું ધન લઇ લો. તેમને તે ધન વડે બન્ને બાળકોનું પોષણ કર્યું છે.

નંદજી અમારો છે તો પણ બીજા પક્ષમાં પેઠો છે. તેને બાંધો. તેનો કાંઈ અપરાધ? ત્યાં કહે છે કે તે દુષ્ટ બુદ્ધિવાળો છે. તે વિલક્ષણ પુત્રને જોઇ તે પોતાનો પુત્ર માને છે. એમ કેમ થાય? તે વાત રાજાને કહેવી જોઈએ. ચતુર વિચાર કરનારની આ રીતિ છે. તે મુજબ તેને કર્યું નહિ. તેથી તે દુર્મતિ છે. તેથી તેને બાંધવો એજ યોગ્ય છે.(૩૨)

શ્લોકાર્થ :- ૩૩

વસુદેવ દુર્બુદ્ધિ છે..તેને તો જલ્દી મારો. તેથી તેને દંડ આપવાનું કહે છે. વસુદેવ દુર્બુદ્ધિ છે. તેને તો જલ્દી મારો. તે અત્યન્ત ખરાબ છે. મારો બાપ ઉગ્રસેન પણ પોતાના અનુગન્તૃ સાથે શત્રુના પક્ષમાં જઇને બેઠો છે.(૩૩)

## સુબોધીનીજી; ભાવાર્થ :-

તુ શબ્દ બંધનપક્ષને નિવૃત્ત કરે છે. વસુદેવ દુર્મેધા છે. પોતે કહેલું કે આઠમો બાળક હું લાવીશ છતાં તે લાવ્યો નહિ. કંસને મારવો એવું કંપટ રાખીને બીજે રાખી મૂકયો તેથી વિચાર કર્યા વગર જ તેને તો મારી નાખો. સત્ પુરૂષે

પોતાના બાંધવોને મારવા ન જોઈએ એના જવાબમાં કહે છે કે તે દુષ્ટત્તમ છે.

સર્વ જેની ઉપાસના કરે તેવા રાજાને મારવાની કોશિસ તેને કરી. એમ કરવાથી બધા યાદવો મળી તમને મારશે. ત્યાં કહે છે કે ઉગ્રસેન મારો બાપ છે. તો પણ તે મારવા યોગ્ય છે. તેના ભાઈ દેવકને પણ સાથે મારવા જોઈએ. સત્પુરૂષ બાળકોને મારવા ન જોઈએ.

બીજા તો અરાજકતાના ભયથી અમારૂં અનિષ્ટ કરનાર નથી. (૩૩)

પોતાની આગળ પોતાનાથી બળવાળાને મરતા જોયા પણ દુષ્ટ બુદ્ધિવાળો કંસ વિવેક છોડીને વિપરીત બોલે છે. તેથી તેને મારવો જોઈએ. તેનો દોષ છોડવવાને માટે ભગવાન પોતે મારવાને પ્રવૃત થયા.



तमाविशन्तमालोक्य मृत्युमात्मन आसनात् । मनस्वी सहसोत्थाय जगृहे सोऽसिचर्मणी ॥ ३४

तं खड्गपाणिं विचरन्तमाशु श्येनं यथा दक्षिणसव्यमम्बरे । समग्रहीद् दुर्विषहोग्रतेजा यथोरगं तार्क्ष्यसुतः प्रसह्य ॥ ३५

राम ०१४

શ્લોકાર્થ :- ૩૪

કંસ એમ મનમાં આવે તેમ બકવા લાગ્યો ત્યારે ભગવાનને ક્રોધ થયો. જલ્દીથી જયાં તે બેઠો હતો તે માંચડા ઉપર ચઢી ગયાં. (૩૪)

## સુબોધીનીજી; ભાવાર્થ :-

ધોબી જેવો આ કંસ છે. ધોબીનાં જેવાં તુચ્છકારક વચન બોલે છે. ભગવાન તો નિર્વિકાર હોવાથી તેને કોઈનો ભય નથી. ભકતોની બુરાઈ સાંભળતાં ભગવાનને ક્રોધ ચઢયો. મલ્લવિદ્યામાં જેમ કુદકો મારે તેમ કુદકો મારીને મોટા મંચ ઉપર જયાં કંસ બેઠો હતો ત્યાં ભગવાન પહોંચ્યા. ઉંચે બેઠેલો છે તેથી તે મનમાં આવે તેમ બોલે છે. માટે તેને નીચે પાડવો છે. (૩૪)

ત્યાં જે થયું તે કહે છે.

શ્લોકાર્થ :- ૩૫

તેણે ભગવાનને પોતાના કાળરૂપે આવતા જોયા. પોતાના આસનથી ઉભો થયો અને લડવા માટે તલવાર અને ઢાલ લીધા કેમ કે તે શૂર છે.(૩૫)

## સુબોધીનીજી; ભાવાર્થ :-

ભગવાન મંચ ઉપર આવીને તેની ઉપર પડયા. તે વખતે પણ જો તે શરણે આવે તો ભગવાન તેને ન મારે તો ભગવાન સાથે પણ તે લડવાને તૈયાર થાય છે. તેને તો પોતાનોમૃત્યુ પ્રથમ માન્યો છે. તો પણ પોતે શૂરવીર છે. શૂરને અંત વખતે શૌર્ય પ્રગટ થાય છે. અત્યારે આસન ઉપરથી ઉભો થયો. આસને મરવું અયોગ્ય જાણ્યું અને ક્ષત્રીયને યુદ્ધમાં મરવું શ્રેષ્ઠ

હોવાથી તેને ઢાલ અને તલવાર હાથમાં લીધી. ક્ષત્રીઓ શસ્ત્રો પોતાની પાસે જ રાખે છે. (૩૫)

કંસ પૃથ્વી ઉપર જન્મ્યો છે. તે પૃથ્વી ઉપર મરવો જોઈએ. આકાશમાં નહિ. એ વિચારથી ભગવાને મંચ ઉપરથી તેને નીચે પાડવા માટે પકડયો.

ત્યાં જે થયું તે કહે છે.

तथापि गृहीत इति तस्यापि विनयार्थं सामर्थ्यं च दर्शितवानित्याह । प्रसह्येति । स हि भगवता स्वदेशेऽपि न किं तु केशे
षु गृहीतः । देवयत्पुरस्तन्नाहु चलत्किरीटं यथा भवतीति ततः सर्वेषां सञ्जीकृतं रंगस्थानमिति न्यपरेणापवित्रमिति भग
वदीयरूपप्रसिद्ध्यर्थं तुंगमंचात् रंगोपरि निपात्य स्वयमपि तदुपरि पतितः यथाऽञ्जनवहितौ ततः पितरौ भवतः । तथा लो
कपतीति जनितात्तत्क्रियायां स्वयमपि व्याप्त इति न त्वितिश्च कर्मत्वं न त्वैव कर्तृपक्षे तत्त्वेन मम सर्वसाधनं न कृतवानान
न्तरहि शङ्क मारणे स्वयमात्मा साधनत्वे न स्वरूपतो निराह । अब्जनाभ इति । स हि कमलनाभोऽलंकारणं स्वात्मानमेव

**प्रगृह्य केशेषु चलत्किरीटं निपात्य रङ्गोपरि तुङ्गमञ्चात् । तस्योपरिष्टात् स्वयमब्जनाभः पपात विश्वाश्रय आत्मतन्त्रः ॥ ३६ ॥**

सर्वं निर्युक्तेन तथा नाऽपि ह्यनेनालौकिकपक्षकरणे दोषोऽपि निवारितः । सर्वेषां च पितृत्वेनोद्धा
रोपिकर्तव्य इति तथा कृतवानित्यर्थः । विश्वाश्रय इति तस्य भारे तो वृमारणं कृतमिति केचित् । वस्तुतस्तु तस्यापि भगवो
नाश्रय इति सोऽप्युद्धर्तव्य इति तस्मै स्वात्मानं दत्तवान् । आत्मतन्त्र इति स्वस्पर्शकाभावाय स हि स्वतन्त्र उभयत्रापि हेतुरयं
उपांश्चनक्षिकारेण स्वात्मानं प्रयच्छतीत्यस्यापि तस्मै स्वात्मदानेन कृतार्थं तं लोकपतीत्यर्थं कपटं कृत्वा तिष्ठतीति ॥ ३६ ॥

શ્લોકાર્થ :- ૩૬

કંસ હાથમાં તલવાર લઈને જેમ શકરો, પક્ષીની ડાબી જમણી બાજુ ફરે તેમ ફરવા લાગ્યો. ત્યારે જેમ ગરૂડ સર્પને પકડે તેમ ભગવાને તેને બલાત્કારે પકડી પાડયો. (૩૬)

સુબોધીનીજી; ભાવાર્થ :-

તેની મોટાઇ માટે તેની યુદ્ધની કુશળતા કહે છે. જલ્દી જતા શકરાની પેઠે તે જાય છે. આકાશમાં ઉપર પડે છે. આકાશમાંજ પક્ષીને પકડે છે. અહીં શંકા કરે છે કે ભગવાનના પ્રહારથી તેને ભય કેમ ન થયો? ત્યાં કહે છે કે તે દુર્વિષહ છે. એટલે દુઃખથી પણ વિશેષ સહન કરનાર છે. ઉગ્ર તેજવાળો પણ છે. અથવા સર્પ કરતાં આગળ તેનું તેજ છે.તેમાં પ્રભાવ અને સામર્થ્ય છે.તેથી તેને ભય નથી. એ તેજના પ્રભાવથી તેને હથિયાર છોડયાં નહિ. પણ ગ્રહણ કર્યાં. કાલાત્માએ તો તેને મારવા માટે જ પકડયો. તેમાં દ્દષ્ટાંત કહે છે. બળથી ગરૂડ જેમ સર્પને ખાવા માટે જ પકડે છે તે બલાત્કારે જ પકડે તેમ અહીં કંસનો વેપાર તેના બચાવથી વિપરીત થયો.(૩૬)


कंसं परेतं विचकर्ष भूमौ हरिर्यथेभं जगतो विपश्यतः। हाहेति शब्दः सुमहांस्तदाभूदुदीरितः सर्वजनैर्नरेन्द्र ॥ ३७ ॥

<u>શ્લોકાર્થ :- ૩૭</u>

ભગવાને કંસને બલાત્કારે ચોટલાથી પકડી મંચ ઉપરથી નીચે પાડયો. તેથી મુકુંટ ખસી ગયો. પોતે પદ્મનાભ હોવાથી બહુ ભારવાળા થઈ પડયા કારણ કે તે સ્વતંત્ર છે. (૩૭)

## સુબોધીનીજી; ભાવાર્થ :-

તેનો તો ભગવાને સ્પર્સ પણ ન કર્યો પણ ચોટલાથી પકડયો. તેને વ્યગ્રતા થઈ તેનો મુકુટ ખસી ગયો. સર્વ પ્રકારે તૈયાર કરેલ રંગસ્થાન છે. ભગવાનેતે તેમાં પધરાવ્યા તેથી તે પવિત્ર બન્યું છે. તેથી કંસનું ભકતરૂપ થવા માટે તેને રંગમાં મોટા મોચડા ઉપરથી નીચે પાડીને પોતે તેનીઉપર પડયા. જેમ ખબર વગર બે જાણા ચત્તા પડે તેમ પડયા છે. તે ક્રિયામાં કંસનો પણ ભાગ છે. તેથી બન્ને નીચે પડયા છે. તે ક્રિયામાં કંસનો પણ ભાગ છે તેથી ભગવાનનું કર્મ કિલષ્ટ નથી. અહીં શંકા કરે છે કે ભગવાને આ પાડવારૂપ અપૂર્વ સાધન કયાંથી શોધ્યું ?

તેના ઉત્તરમાં કહે છે કે શત્રુને મારવામાં પોતાનો આત્મા તો સાધનરૂપ થવાનો નથી. પોતે તો નાભીમાં કમળવાળા છે. તે પોતાના મૂળ કારણરૂપ આત્માને બધા કામમાં જોડે છે. તેમ અહીં પણ કર્યું. આથી અલૌકિક આત્માને બધા કામમાં જોડે છે. તેમ અહીં પણ કર્યું. આથી અલૌકિક કરવાના પક્ષમાં દોષ પણ દૂર થયો. સર્વના પોતે પિતા હોવાથી ઉદ્ધાર પણ કરવો જોઈએ. તેથી તેને પોતાનો આત્મા આપ્યો. તે વિશ્વના આશ્રય થયા છે.

એટલે પોતાના ભારથી જ તેને મારી નાખ્યો. એવો અર્થ કેટલાક કરે છે. ખરી રીતે તો કંસના આશ્રય પણ ભગવાન છે. તેનો પણ ઉદ્ધાર કરવો જોઈએ. પોતાને કંસને મારવામાં શંકા નથી. કેમકે તે સ્વતંત્ર જોઈએ. કેમકે તે સ્વતંત્ર છે.

કંસને વધારે દુઃખ નથાય તેમાં અનધિકારીતે આત્મા આપે છે. તે બંનેમાં કારણરૂપે પોતે સ્વતંત્ર છે. (૩૭)

एवं सर्वजनीनतस्य मारणे पर्यवसितमेवं फलमाह्रियतस्य परलोके किं जातमित्याकांक्षायां सारूप्यं वा सायुज्यं वा जातमित्याह सनित्यं दैविध्य... सर्वदैव भयेनोद्विग्नबुध्या तमेव भगवन्तं भयप्रदत्वेन पश्यतः ... स्वरूपं चक्रं गदापद्मधरं सर्वावस्थासु पश्यन् तदेव रूपं भगवा... पसद्यात्तद्भावभावितः ... विषयप्रावल्यात् सर्वविस्मरणं सिद्धं तथा भोजने विशेषेण चरणे ... पिबन् निद्रायां श्वसन् ... दर्शनं तत्रोपदेशना हीनं संदेह एव। किंच ... केवलं स्मर

सनित्यदोद्विग्नधियातमीश्वरं पिबन्नदन्वा विचरन्स्वपन्श्वसन्। ददर्श चक्रायुधमग्रतो यतस्तदेव रूपं दुरवापमाप ॥ ३९ ॥

... किं ... दर्श सर्वदैव भयजनको भगवानिति तस्य न भयं निवृत्तं ... भगवान् ... इति भयजननात् तदेव रूपं प्रकटीभूतं ... बहिः ... कालरूपसा... ... सर्वदा सा ... तमेव रूपं मवाप तदनु ... तः सर्वेषामेव दुरापं ॥ ३९ ॥

શ્લોકાર્થ :- ૩૮

હે રાજન ! જેમ સિંહ હાથીને ખેંચે તેમ જગતના દેખતાં મરેલા કંસને ભગવાને ખેંચ્યો ત્યારે લોકોએ હા હા શબ્દ કહયો તે બહુ મોટો શબ્દ થયો. (૩૮)

સુબોધીનીજી; ભાવાર્થ :-

સમ્પરેત સારી રીતે ભગવાનને પહોંચ્યો. કંસ ભગવાનના શ્રીહસ્ત લાગતાં મર્યો તે બહુ સારૂં થયું. કેમકે તેના પ્રાણો ઉંચા ન ચઢયા. પર મૂર્છામાં અન્તદષ્ટિ થવાથી અંદર અને બહાર ભગવાનનું રૂપ દેખાયું તેમાં લીન થયા. એ સારૂપ્ય મુક્તિનો નિર્ણય કર્યો. સાયુજ્યમાં તો આ શરીર કે આત્મામાં પ્રાણનો લય થયો. કહેવ સમવનીયન્તે પ્રાણાઃ મૃત્યુયસ્યોપસેચનમ્ ! મૃત્યુ જ જેનું સહાય છે. અહીં જ તેના પ્રાણો લીન થાય છે. કંસને ભગવદીય શરીર ઉત્પન્ન થવા જ્યારે ભગવાનના ચરણની રજ પડી હતી તે પર ખેંચી તેને તે રજનો સંબંધ કરાવ્યો તેથી જ મૂળમાં ભૂમૌ કહ્યું છે. લોકમાં તો તેની હલકાઈની પ્રતિતિ થાય. ભગવાને મરેલાને પણ ખેંચ્યો કહેવાય.

તેને ખેંચવાથી કહે છે. સિંહ જેમ હાથીને ખેંચે તેમ. હરિ સિંહ સૂક્ષ્મ પ્રાણી છે. તે સ્થૂલ હાથીને મારે છે. લોકો સમજે છે કે દૈવ ઈચ્છાથી મર્યો તે પ્રતીતિ ભૂલાવવા સિંહ તેને મર્યા પછી આમતેમ ખેંચે છે. તેમ આપણ દૈવગતિથી મરી ગયો એ પ્રતીતિ ન થવા ખાતર ભગવાન તેને આમતેમ આકર્ષણ કરે છે. ખરી રીતે તો ભગવાન સર્વ દુઃખના હર્તા છે. જેમ ગજેન્દ્રને વૈકુંઠમાં લઈ ગયા. તેમ કંસને પૃથ્વી ઉપર ખેંચ્યો. અધિક પ્રયત્ન તેમાં કર્યો નથી. તેનો મહાત્મ્ય માટે તથા અકિલષ્ટકર્મતા બતાવવા માટે પ્રમાણ કહે છે. જગતના જોતાં તેને ખેંચ્યો કેટલાક માટે પ્રમાણ કહે છે. જગતના જોતાં તેને યમુનાજી પહોંચાડયો એમ પુરાણાંતરમાં કહે છે. તેને જ્યાં વિશ્રાન્ત થયો છે. એ ઘાટ વિશ્રાન્ત નામથી મથુરામાં યમુનાના ઘાટોમાં પ્રસિદ્ધ છે. ભગવાને માર્યો તેથી પ્રતિતી બધાને કર્ષણ વડે કરાવી અથવા હા હા શબ્દ અયોગ્ય થાય ત્યાં બોલાય છે. પિતાનું હિત કરવા તેને માર્યો હોય તો બધાના મુખમાંથી હા હા શબ્દ ન નીકળે. રાજા છે તેથી અથવા અકસ્માત મરણ થવાથી હા હા શબ્દ બોલાય છે. નરેન્દ્ર ! એવું રાજાને સંબોધન આપ્યું છે. તે લોકપીડનારથી રક્ષા કરે તે માટે બતાવવા માટે છે. એમ સર્વ લોકમાં ભગવાને તેને માર્યો એ પ્રસિદ્ધિ થઈ ત્યારે પ્રમેય બલથી તેનું પરલોકમાં શું થયું? સારૂપ્ય કે સાયુજ્ય થયું તે હવે કહે છે. ૩૮)

१०।४४।३९

[illegible]

तस्यानुजा भ्रातरोऽष्टौ कंकन्यग्रोधकादयः। अभ्यधावन्नभिक्रुद्धा भ्रातुर्निर्वेशकारिणः ३९ तथाति

रभसांस्तांस्तु संयत्तान् रोहिणीसुतः। अहन् परिघमुद्यम्य पशूनिव मृगाधिपः ४० ॥ ॥

[illegible]

राम

१०।४४।४०

શ્લોકાર્થ :- ૩૯

તે નિત્ય ઉદ્વેગ બુદ્ધિવાળો રહેતો હતો. પાન કરતાં, બોલતાં ફરતાં અને શ્વાસ લેતાં તે કૃષ્ણને ઈશ્વરને યાદ કરતો હતો. જોકે તે રૂપ દુઃખથી મળે એમ નથી તો પણ ચક્રાયુદ્ધવાળા ભગવાને તેને મરતી વખતે જોયા તેથી તે રૂપને તે પ્રાપ્ત થયો(૩૭)

સુબોધીનીજી; ભાવાર્થ :-

હંમેશા તેને મરવાનો ભય રહેતો તેથી તેની બુદ્ધિમાં પ્રસન્નતા ન હતી. પણ ઉદ્વેગ હતો. જે રૂપ ભગવાને તેને બતાવ્યું તે શ્રીહસ્તમાં શંખ, ચક્ર, ગદા, પદ્મ આયુધ ધરેલું બતાવ્યું. તેને તે સદા જોતો હતો. તેથી તે તેને પામ્યો. અન્તે તેને ભાવત્માનાં દર્શન થયાં. પાન કરતાં દુઃખ મટે અને સુખ થાય. વિષયની પ્રબલતાથી બધુ તેને ભૂલાઈ ગયું હતું . ભોજનમાં, ફરવામાં શિકાર કરવામાં, નિદ્રામાં અને મૂર્છામાં એવી પાંચ અવસ્થામાં દર્શન થાય તો બેઠા હોય ત્યારે થાય તેમાં તો કંઈ પણ કહેવાનું જ ન હોય. કેવળ સ્મરણ માત્ર ન હતું. પણ ચક્રનું આયુધ શ્રીહસ્તમાં રાખી સામે ઉભેલા કૃષ્ણને તે જોતો હતો. હંમેશાં ભય કરનાર ભગવાન હોવાથી તેને કોઈ દિવસ ભય ગયું નહિ. તેથી છેલ્લે ભગવાને તેને મારવાને તૈયાર થયા. તે ભયરૂપ અન્તમાં પ્રગટ થયું. જે હૃદયમાં હતું. તેજ બહાર હોય તો ઉત્ક્રાંતિની અપેક્ષા રહે. જો કે કાળરૂપમાં સાયુજ્ય યોગ્ય જ ગણાય છતાં ભાવના બલિષ્ટ હોવાથી હંમેશા સાક્ષાત સ્વરૂપને તે પ્રાપ્ત થયો. તે સ્વરૂપ બધાને દુઃખથી પણ ન મળે તેવું છે.તો પણ સર્વદા ચિંતનથી કંસને મળ્યું (૩૯)

એમ ભગવદ ઈચ્છાથી તે સાયુજ્યને પામ્યો. તેનામાં સ્વતઃદોષો તો હતા નહિ. ગુણો હતા તેથી તેનું સાયુજ્ય કહ્યું. તેના ભાઈઓનો વધ કર્યો તે હવે કહે છે.

શ્લોકાર્થ :- ૪૦

કંક, ન્યગોધ્ર વિગેરે કંસના આઠ નાના ભાઈઓ અતિક્રોધથી ભગવાન સામે ભાઈનું વેર વસુલ કરવા માટે દોડયા.(૪૦)

## સુબોધીનીજી; ભાવાર્થ :-

કંસના આઠ ભાઈઓ હતા. તેમાં કંક અને ન્યગોધ્ર મુખ્ય હોઈ તેમનાં નામ લીધાં છે. એવા બીજા જાણી લેવા. કંસને માર્યો તેના ભાઈઓ જીવે ત્યાં સુધી ભાઇને કોઇ મારી ન શકે, મારે તો મારનારને મારવો એ ક્ષત્રિયનો ધર્મ છે. તેથી ભાઈનું વેર લેવું જોઈએ. તેથી આઠે ભાઈઓ અતિ ક્રુદ્ધ થયા. મારવાને ભગવાન પાસે આવ્યા.

કપટથી અકસ્માત મારવાથી તેમના ક્રોધનો પાર રહ્યો નહિ. તેમણે તો એકને મહામહેનતે માર્યો. મારનાર એક છે અને અમે મરનારા આઠ છીએ કાંતો આપણે મારીએ અથવા તે આપણને મારે અથવા તે આપણને મારે તો ઋણશોધન કરજ મૂકે તેથી તે મારવાને આવી પહોંચ્યા. (૪૦)

આ કંસના ભાઈઓ આવ્યા. તે બધાને પહોંચે એવા ભગવાનના એક ભાઈએ તેમેને માર્યો તે હેવે કહે છે.

[illegible]

नेदुर्दुन्दुभयो व्योम्नि ब्रह्मेशाद्या विभूतयः। पुष्पैः किरन्तस्तं प्रीताः शशंसुर्ननृतुः स्त्रियः॥ ४१ तेषां स्त्रियो महाराज सुहृन्मरणदुःखिताः। तत्राभीयुर्विनिघ्नन्त्यः शीर्षाण्यश्रुविलोचनाः॥ ४२ ॥

[illegible]

શ્લોકાર્થ :- ૪૧

તે બધા હાથમાં હથિયાર લઈને જલદીથી ભગવાન પાસે આવ્યા. તેને બલદેવજીએ મોટી ભોગળ અથવા કડી વાળી લાકડીથી સિંહ પશુને મારે તેમ માર્યા. (૪૧)

સુબોધીનીજી; ભાવાર્થ :-

જેમ કંસ અતિવેગવાળો હતો. તેવા તેના ભાઈઓ પણ વેગવાળા હતા. તે પણ પ્રસિદ્ધ હતા. તે ભગવાનને ન મારી શકે એ તું શબ્દથવી કહેવાયું. તે ઉપેક્ષા કરવા લાયક પણ ન હતા. કારણ કે તે પણ હાથમાં હથિયાર સાથે આવ્યા હતો. તેને ભગવાને જ મારવા હતા. બળદેવે શા માટે માર્યા? તે બધા દેવકીના ભાઈ છે. તેથી મામાઓને કૃષ્ણ ન મારે. કંસ તો બીજાઓથી મરે એવો ન હતો. એ વિચાર કરીને ભગવાને તેને માર્યો. કંસના ભાઈઓને બલદેવજીએ પરિઘ જેવો હાથીનો દાંત લઈને માર્યા અથવા જે ત્યાં મળ્યું તે આયુધ અથવા ભોગળથી માર્યા. પશુને સિંહ મારે તેમાં પણ આનો સંબંધ જાય છે. જેમ લાકડીની પશુને સિંહ મારે તેમાં પણ આનો સંબંધ જાય છે. જેમ લાકડીથી પશુને મારીને ચલાવાય છે તેમ સર્વને માર્યા. તેના કટકા નહિ કર્યા હોય? ત્યાં દષ્ટાંતથી કહે છે કે સિંહ મારે તેમ માર્યા. સિંહ ભૂખ્યો થાય ત્યારે ખાવા માટે મારે છે. તેમ આ બધાના અવયવો છિન્નભિન્ન કરી નાખ્યા. અનાયાસથી મારવા માટે પશુનું દષ્ટાંત આપ્યું છે. એમ ભાઈઓ સાથે કંસને માર્યો. ત્યારે દેવોને આનંદ થયો. તે દેવના શત્રુ દાનવના વધથી ભગવાને ધર્મને સ્થાપન કર્યો. મામાને મારવાનો દોષ ન લાગ્યો.(૪૧)

તે બતાવવા પોતાની સંમતિરૂપે પુષ્પવૃષ્ટિ કરીને દેવોએ અભિનંદન આપ્યું તે કહે છે.

શ્લોકાર્થ :- ૪૨

આકાશમાં નગારા વાગ્યાં, બ્રહ્મા, શિવ વિગેરે ભગવદ વિભૂતિઓ પ્રસન્ન થઈને પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યાં. વખાણ કરવા લાગ્યા. દેવની સ્ત્રીઓ નાચવા લાગી.(૪૨)

સુબોધીનીજી; ભાવાર્થ :-

બ્રહ્મા અને શિવ જેમાં આગળ છે એવા દેવો. વિષ્ણુ તો ભગવાન જ છે. તેથી બે બાકી રહયા તેને અહીં પુષ્પવૃષ્ટિ

કરવા લાગ્યા. તેમનાં વખાણ કર્યાં. નગારાં પોતાની મેળે વાગ્યાં. તે બધુ દેવોની પ્રેરણાથી થયું. તે બ્રહ્માજીના મનમાં હોય તોજ વાગે. તેમાં પુષ્પવૃષ્ટિ કાયિકિ છે. સ્તુતિ વાચનિક છે. તેમની સ્ત્રીઓ પુરૂષધર્મ તુલ્ય છે છતાં એક સેષ સમાસથી કહી છે. તેને ભગવાનમાં સ્નેહ છે. તેથી તે મારવા લાગી. બ્રહ્માને તો બધા સરખા છે. કંસ તો મહાદેવનો ભક્ત હતો તો બધા દેવ કેમ અનુમોદન આપે? ત્યાં કહે છે કે દેવો ભગવાનની વિભુતિરૂપ છે. વિભુતિમાન ભગવાન્ ગણાય . તેથી સ્વામીએ કરેલું સેવકોએ વખાણવું જોઈએ. (૪૨)

ભગવાન સ્ત્રીઓના સુખ માટે પધાર્યા છે. તો તેને મામાની સ્ત્રીઓને વિધવા બનાવી કેમ દુઃખ આપ્યું? ત્યાં કહે છે કે કંસની સ્ત્રીઓ પોતાના ભર્તાના દોષો જાણતી હતી તેથી તેના મરણથી અતિદુઃખ ન થયું. માર્યા વગર બીજો કોઈ ઉપાય ન હતો. ભગવાનમાં તેમનો અતિશય આદર હતો. તેથી સ્ત્રીઓનું ઉપાખ્યાન કહે છે.

२.टी.४१ ०१२७

आगतपापाद्दुःखत्वत्प्रसङ्गाद्धा शयानामिति वीरशय्यायामिति रणाङ्गणे शय्यायामेव शयनेस्त्रीणामालिङ्गनेति स्नेहोऽनुमकृतपतितः शोचत्यो जाताः विलेपुः सुस्वरं पत्तो नार्यः अतः कारणद्वयकत्वात्पाह मुहुः शुचो विसृजं त्पश्यतिलौकिकदोषाभासस्य यादवकुमारस्यास्वज्ञातपापयोरेतन्नेकृत वत्सः तयाता सा मपि ज्ञातमिति भगवान्भ न्तारूपपातयाकृतवानिति वक्तुमेवं निरूप्यते ४२ चतुर्भिर्विलापमाह हा हा नाथेति महाद्दुःखेसंबोधनस्वस्य धर्मादिभक्तान्तपं चकरुणार्थस्थकात्वेन नाथत्वात्स्वधर्मस्य सेवायासि प्रियत्वार्थेसाधयति धर्मज्ञ

शयानं वीरशय्यायां पतिमालिङ्ग्य शोचतीः। विलेपुः सुस्वरं नार्यो विसृजन्त्यो मुहुः शुचः ॥ ४३
हा नाथ प्रिय धर्मज्ञ करुणानाथवत्सल। त्वया हतेन निहता वयं ते सगृहप्रजाः ॥ ४४

त्वामं स्त्रीणां व्रतमनुस्मरन्निव करुणेति तत्कृपया मोक्षोपि भविता तित्रनाथवत्सल पतिहीना वयं त्वच्छरणागता इति भक्तिरपि सिद्धिमतिरराती त्वया हतेन रेवं त्वदीयाः सगृहप्रजाः निहताः त्वया निहतेन कृपा विज्ञि पयापा भवतु यथा कश्चिन्मरणेहतः मारकेएवं भवति शरीरेण गृहेण पुत्रैर्वा धर्मः सेत्स्यतीति पक्षोनिराकृतः यतो वयं सर्वे हता एव ४४

राम ०१२७

શ્લોકાર્થ :- ૪૩

હે મહારાજ ! તે કંસની સ્ત્રીઓ પોતાના પતિઓ મરવાથી દુઃખી થઇ ગઇ. તે પોતાના પતિઓ મરવાથી દુઃખી થઇ ગઇ. તે પોતાના માથામાં પ્રહાર કરતી નેત્ર વડે આસુ વરસાવતી ત્યાં આવી પહોંચી.(૪૩)

સુબોધીનીજી; ભાવાર્થ :-

મલ્લો અને કંસાદિની સ્ત્રીઓ ત્યાં આવી. મહારાજ ! એ સંબોધન આશ્ચર્ય બતાવવા માટે છે. લૌકિક જાણીને રાજા વખતે ન સાંભળે. તેનું ધ્યાન ખેંચવા માટે છે. પોતાના અન્યાય કરનારા, પતિત હતા માટે તેને ભર્થા ન કહેતાં સુહદદ કહ્યાં છે. શ્રૃતિ કહે છે. પત્ની સર્વની મિત્ર છે. તેના મરણથી તે દુઃખી થઇ છે. જો ભગવાન શત્રુની સ્ત્રીઓને પકડીને કેદ કરેતો તેને દુઃખ પણ ન થાય પણ ભગવાન તેને કેદ નથી કરતા તેથી તે પોતાના માથાં કુટતી આવી. નેત્રમાંથી આસું ચાલ્યાં જાય છે. એ અન્તઃકરણનો ધર્મ છે. મારવું એ ક્ષત્રિયોનો ધર્મ છે.

અભિગમન શરીરનો ધર્મ છે. ત્રાણેવ શોકનું કારણ છે. નહિ તો કુલ સ્ત્રીઓ બીજી વખતે સભામાં ન આવે. (૪૩)

આવીને પોતાના પતિઓને જેવારૂપમાં જોયા તે કહે છે.

શ્લોકાર્થ :- ૪૪

વીર શય્યામાં સૂતેલા પોતાના પતિઓને આલિંગન કરીને તેનો શોક કરવા લાગી. સુસ્વરથી વિલાપ કર્યો અને વારંવાર હ્રદયનો શોક બહાર કાઢ્યો.(૪૪)

સુબોધીનીજી; ભાવાર્થ :-

વીરશય્યા એટલે સંગ્રામનું સ્થાન. શય્યામાં સુવાનો સ્ત્રીઓનો અધિકાર છે. તેથી ત્યાં તેમને પતિઓને આલિંગન

કર્યું. ત્યાં તેમને સ્નેહ પેદા થયો. પછી શોક કરવા લાગી.

સ્ત્રીઓ રાગ કાઢીને વિલાપ કરવા લાગી. આ લૌકિક ભાષા છે. જેમ દેવકી વિગેરેના પુત્રો મરવાથી તે શોક કરતાં હતાં તેમ આમને પણ શોકનો વખત ભગવાને આપ્યો. ભક્તની ઉપર કૃપા કરવા ભગવાને આ કાર્ય કર્યું છે એમ કહેવા અહીં સ્ત્રીઓના શોકનું નિરૂપણ કર્યું છે. (૪૪)

ચાર શ્લોકથી સ્ત્રીઓનો વિલાપ કહે છે.

ननु मत्पुरेयं तीर्थं [illegible] जीवता त्वं नवा [illegible] पश्यतीति किं भर्तृपरामर्शेऽशोकः क्रियत इति चेत्तत्राह त्वया विरहितेति। त्वया पत्या विरहिता इयं पुरी स्वयमेव न शोभते किमन्येषामुपकारं करिष्यतीति भावः। यतो निवृत्ता निवृत्त्या मंगलानि च यस्याः तस्मिंश्च धर्मा न एव उत्सवो मंगलानि निवृत्तानि निवृत्तेतासां दृष्ट्या अमंगलमिव प्रतिभातीति। वायां तानि निवृत्तत्वात् उत्सवो निवृत्त इति तयोक्तं। अत एव न शोभते तत्र [illegible] शोभिष्यत इत्याशंक्याह वयमिवेति यथा वयमतः परं न शोभामहे तथा इयमपीति। सा प्रतिभायते। त्वया पत्या विरहिता। यद्यपि पुर्यामपि भविष्यति यः कश्चित्तथापि त्वत्तो भवितेति

त्वया विरहिता पत्या पुरीयं पुरुषर्षभ। न शोभते वयमिव निवृत्तोत्सवमंगला ॥४५॥ अनागसां त्वं भूतानां कृतवान्द्रोहमुल्बणं। तेनेमां भो दशां नीतो भूतध्रुक् को लभेत शं ॥४६॥

जीवस्य परमिव शोभाकरो भविष्यतीति। तासां वचनं सत्यमेव कृत्वा वदतः परं तदाहाहेपुरुषर्षभेति ४५ ननु स्त्रीणां भार्येऽवैधव्ये विद्यमाने कथमेवं भवेत् शोभवतीनामेवं दुर्भाग्यात् [illegible] इति किमिति विलापः क्रियत इति चेत्तत्राह अनागसामिति। निरपराधानां प्राणिनां त्वं ह्युल्बणं उच्चारिमारणरूपं द्रोहं कृतवान् तेनैवेदं [illegible] रूपां दशां नीतः। ननु धर्मोपि कृपा [illegible] कृत इति यथा धर्मफलं नजातं तथैव हरपि भवेदिति तासां कादाचित्कत्वाविशेषमाह भूतध्रुगिति। अतः पतितधर्मकर्त्तापि कृतद्रोहे पेक्षया तत्तदा स न लभतेति तेव सर्वधर्मं वाधित्वा द्रोहस्य फलमेव प्रयच्छतीति ४६

શ્લોકાર્થ :- ૪૫

સ્ત્રીઓ બોલી. હા નાથ ! હે પ્રિય ! હે ધર્મને જાણનાર ! હે કૃપાવાળા, હે અનાથ પર પ્રીતિ કરનાર! તમે મર્યા તેથી ઘર અને પ્રજા સાથે અમો પણ મર્યા. તમે જ અમને માર્યા.(૪૫)

સુબોધીનીજી; ભાવાર્થ :-

પહેલાં તો પોતાના પતિઓનો શોક કરે છે. પછી મથુરાનગરીનો શોક કરે છે. તેથી પરલોકમાં પણ તમને સુખ નહિ થાય એમ ચાર શ્લોકમાં કહેવાનું છે. પ્રથમ અત્માનો શોક કરે છે. મોટાં દુઃખનાં સંબોધનો છે.પોતાનામાં ધર્માદિ પાંચ પુરૂષાર્થો સિદ્ધ કરવાની તાકાત છે. એમ બતાવે છે. નાથ હોવાની તેની સેવા કરવાથી ધર્મ સિદ્ધ થાય.

પ્રિય હોવાથી તે અર્થને આપે છે. ધર્મને જારનાર હોવાથી કામને પણ પૂર્ણ કરે છે. સ્ત્રીઓના વ્રતને યાદ કરીને પોતાની ફરજ સમજે, તેની કૃપા થાય તો મોક્ષ પણ મળે. અમે દિન થઈને તમારે શરણે આવ્યાં છીએ. તમે અનાથ વત્સલ છો. ભકિત પણ સિદ્ધ થાય. હમાણાં તો તમે મર્યા તેથી તમારાં અમે તથા ઘર અને બાળગોપાળ બધાં મર્યા છીએ. તે તમારા મરવાથી જ તેમ થયું છે. મૃત્યુ કોઈ ક્રિયા વડે વ્યાપ્ત થાઓ તે મરણનું કારણ હસે, પુત્રથી, ઘરથી, શરીરથી ધર્મ સિદ્ધ થાય છે એ પક્ષ અહીં માન્યો નથી. કારણ કે તમારા મરવાથી બાકી રહેલા અમે બધા મર્યા જ છે.(૪૫)

આ મથુરાનગરી તિર્થરૂપ ગણાય અહીં જીવતાએ અને મરતાએ પણ મોક્ષ સિદ્ધ કરવાનો છે. ઘણાં મર્યા તેમાં શોક શુ કામ કરો છો? ત્યાં હવે કહે છે.

શ્લોકાર્થ :- ૪૬

તમારા જેવા પતિનો આ નગરીને કાયમનો વિયોગ થવાથી હે પુરૂષર્ષભ ! તે અમારી જેને શોભતી નથી કેમેકે તેમાં પણ ઉત્સવ અને મંગલ ખલાસ થયાં.(૪૬)

સુબોધીનીજી; ભાવાર્થ :-

તમે મથુરાંપુરીના પતિ હતાં. તમારા જવાથી તે પતિવગરની થઈ. તેથી શોભતી નથી. તે પાોતે જ વિધવા થઈ તેથી બીજાનો શું ઉપકાર કરશે? કારણ કે તેના ઉત્સવો અને મંગલ કાર્યો પુરાં થઈ ગયાં. તમે હતાં તો તે કાર્યો હતાં. તમારા જવાથી કોણ ઉત્સવાદિ કરે ? તેથી ન શોભવામાં જ ઠીક છે. જો કે પુરીનો તો બીજો કોઈ ધણી થશે પણ તે કેદખાનામાંથી ધુટેલાં કોઈ પતિ થશે તે તો જુના લુગડા જેવો શોભા આપનાર થશે. ભગવાન તો ભર્તા થવાના નથી. તેનું વચન પર ભવગાને સત્ય કર્યું. કેમકે ભગવાન પણ થોડા વખતમાં મથુરાને છોડવાના છે. તેથી કહે છે. પુરૂષષભ ! તમે જ મથુરાંમાં શ્રેષ્ઠ હતા.(૪૬)

સ્ત્રીઓના ભાગ્યમાં સૌભાગ્ય હોય તો તેના પતિઓ ન મરે તેથી તમારા દુભાગ્યથી તમારા ધણીઓ મર્યા તેનો વિલાપ શા માટે કરો છો? તે કહે છે.

२०टी·४१ ए१२८

तदुरागन्तांडोहः स्वाभाविक एव भवतीति कथमन्यरीत्या फलमिति चेन्न विशेषमाहुः सर्वेषामिह भूतानामिति। राज्ञो पिस वियास सर्वे भूतद्रोहे भवत्येवानिष्टं ततो पितवच कारात रेणम हृद्गात मिति तत्फलं तथापतः सर्वेषामेव भूतानामेष भगवान् प्रभवस्तत्स्थानमप्ययो नाशश्चातो न मृत्योपि स एव वक्तव्य आयम थः पतो ब्रह्मभगवान् कारणत्वेनोक्तः अत स्तद वध्यानेऽस्तसा ध्यसुखमिति न क्वचित् पिसुखं भवेत् भूतानां हि भगवानाराध्यः स्मार्त कालो द्वय जनकस्य गोप्ता च रक्षकः अत स्तद्विरोधे तद्धा लिकमेव सर्वमिति न क्वचित्सुखं तस्मात्त्वदीयेनैव तवायमवस्थेति ४७ राजयोषित इति। एवं तासां सत्यवचने श्रुत्वा त

सर्वेषामिह भूतानामेष हि प्रभवाप्ययः। गोप्ता च तदवध्यायी न क्वचित्सुखमेधते ॥ ४७ ॥ श्रीशुक उवाच राजयोषित आश्वास्य भगवाँल्लोकभावनः। यामाहुर्लौकिकीं संस्थां हतानां समकारयत् ॥ ४८ ॥

आश्वास्य भगवान् समर्थः आश्वासने तासां परमानन्दो जात इति अलौकिकं सामर्थ्यं भगवच्छब्दवाच्यः। लोकभा वइति न तत्स शत्रुमित्रोदासीनत्वं अतः शत्रुस्त्रीणामपि कृतएव भगवतोपकारः ता स्वकृपयैव परलोक क्रियाकारितव तिपाह यामाहुर्लौकिकीं संस्थामिति दाहादिरूपां हतानामिति ततः सा सह गमने भगवता आश्वासनस्य कृतत्वा त्तयद्यपि अन्निषाती दुष्टेत यापि येलीलायाः कर्तव्यत्वात् तत्राउमरणे बुद्धिर्नासम्पगकारयत्। तया शक्तो नियोगं कृतवान् ४८

राम ए१२९

શ્લોકાર્થ :- ૪૭

નિરૂપરાધ પ્રાણીઓનો તમે દ્રોહ કર્યો. તેણે તમને આ દશામાં મૂકયા. પ્રાણીઓનો દ્રોહ કરનાર કોણ સુખી થયો છે.? કોઈ સુખી ન જ થાય.(૪૭)

સુબોધીનીજી; ભાવાર્થ :-

નિરપરાધ પ્રાણીઓનો પુત્રાધિ ને મારીને તમે દ્રોહ કર્યો છે. તેથી તમારી આ દશા થઈ છે. ત્યાં કહે છે કે અમે ધર્મ પણ ઘણો કર્યો છે. તે ધર્મનું ફલ ન મળ્યું તેમ પાપનું ફલ પણ અમને ન મળવું જોઈએ? તેના ઉત્તર આપે છે. કે દ્રોહમાં વિશિષ્ટતા છે. તમે ભૂતનો દ્રોહ કર્યો છે.

ધર્મ કરનાર પણ જો દ્રોહ કરે તો તેને સુખ ન થાય. બધા ધર્મોનો બાધ કરી દ્રોહ પોતાનું ફલ પ્રથમ બતાવે. (૪૭)

રાજાઓના દ્રોહ તો સ્વભાવિક હોય છે તેથી બીજી રીતે ફલ કેમ થાય ? ત્યાં કહે છે.

શ્લોકાર્થ :- ૪૮

સર્વ પ્રાણીમાત્રની ઉત્પત્તિ અને નાશ કરનાર ભગવાન છે. રક્ષક પણ તેજ છે. તે ભગવાનનું અનિષ્ટ કરનાર કોઈ જગ્યાએ સુખ મળે જ નહિ.(૪૮)

સુબોધીનીજી; ભાવાર્થ :-

રાજા પણ સર્વ પ્રાણીનું બુરૂ કહે તો તેનું અનિષ્ટ જ થાય જ. તેના કરતાં તમારો પ્રકાર જુદો છે. તેથી તમારૂં અનિષ્ટ વધારે થયું છે. સર્વ પ્રાણીઓને ઉત્પન્ન કરનાર અને તેના નાશ કરનાર ભગવાન છે. મધ્યમાં રક્ષણ કરનાર પણ તે પોતે જ છે. તે યોગ્ય છે. કારણ બ્રહ્મ સર્વનું કારણ છે. તેનું બુરૂ ઈચ્છીએ તો ભુતસાધ્ય સુખ ન જ મળે. પ્રાણીના આરાધ્ય ભગવાન છે. તેજ મારક હોવાથી ભયને ઉત્પન્ન કરે છે. રક્ષણ કરનાર પણ તેજ છે.તેનો વિરોધ તમે કર્યો ત્યારે સર્વ સદાત્મક હોવાથી તમને સુખ ન થયું. તમારી દશા તમારા દોષને લીધે તમે જ ઉભી કરી છે. (૪૮)

एवं दुःखमरणं तत्रापि स्वेनिहितपतिक्रियां पश्चात्तापश्चेत्यर्थमेतावत्कृत्वा ततो यो पित्रोर्लौकिकनिरोधं त्याजयित्वा स्व
निरोधं कृतवानित्याह मातरं पितरमिति द्वाभ्यां । दुःखं दुःखं मातुरेव अतः प्रथमं निरूपिता यद्यपि वसुदेव एव बद्धः
उग्रसेनादयः तथापि प्रथमं पुत्रा वै देवी चिन्ता प्रकारे तन्निकटे सेवकाश्च अग्रे निरोधस्तद्दूरीकृतवन्तौ । अथ बन्धना
त्प्रथमं मानसो विमोकः द्वितीयः तयोर्वै लक्षण एवं शक्तिपादनाय । अथ इति नियोगानन्तरं वा इत कार्यत्वेनाथ शब्दत्वाय

मातरं पितरं चैव मोचयित्वाथ बंधनात् कृष्णरामौ ववंदाते शिरसा स्पृश्य पादयोः ॥ ५० ॥

ततः कृष्णरामौ फलसाधनरूपौ ववन्दाते अभिवादनं कृतवन्तौ तथैव तौ निरुद्धौ भवत इति शिरसा पादयोः स्प
र्शः सत्यलोकादुपरितो नीतौ फलं तयोरेवं नन्द दुःखनिवृत्तिर्मातापित्रोः पुत्रस्य सत्यलोकप्रापणं तत्रापि त्रोः सर्वो
त्तिकस्थानप्रापणं उक्तमेव आसमन्तात् स्पर्शनं तत्सत्यस्य कम्पयथा गच्छतः तयोः पापं क्षालितवन्तौ ॥ ५० ॥

શ્લોકાર્થ :- ૪૯

એમ રાજની સ્ત્રીઓને દિલાસો આપીને લોકપાલક ભગવાન મરેલાઓને, ઠેકાણે પાડવાની ક્રિયા કરાવવા તત્પર થયા જે લૌકિક નામથી લોકમાં પ્રસિદ્ધ છે.(૪૯)

સુબોધીનીજી; ભાવાર્થ :-

એમ કંસની સ્ત્રીઓના સત્ય વચન સાંભળીને ભગવાને તેને દિલાસો આપ્યો. ભગવાન સમર્થ છે. આશ્વાસનથીતેને પરમાનંદ પ્રાપ્ત થયો. ભગવદ શબ્દથી અલૌકિક સામર્થ્ય કહ્યું છે. તે લોકને પાળનાર છે. તેને શત્રુ, મિત્ર ઉદાસીન ભાવ નથી. તેથી શત્રુની સ્ત્રીઓને પણ ભગવાને ઉપકાર કર્યો. તેની ઉપર કૃપા હતી. તેથી આર્ધ્વ દૈહિક ક્રિયા કરાવી. જેને લોક સંસ્થા કહે છે. એટલે મડદાને સ્મશાનમાં લઈ જઈ બાળી દેવું . તેની સ્ત્રીઓ સાથે બાળવાનું નથી કારણ કે ભગવાને તેમને દિલાસો આપ્યો છે. તેથી દેહને બાળવાની જરૂર નથી. જોકે અસ્તિ અને પ્રાપ્તિ ના મનમાં ભગવાન પ્રત્યે શેષ છે. પરંતુ આગળ લીલા

કરવી છે. તેને મરવાની બુદ્ધિ ભગવાને ન ઉત્પન્ન કરી આ રીતે ક્રિયા કરાવી એટલે તનું બધું કાર્ય થઇ જાય એવી જાતની આજ્ઞા કરી દીધી.(૪૯)

એમ દુષ્ટોને માર્યા અને અત્યન્ત સમીપમાં પ્રતિકાર કરી જેને માટે આ બધું કર્યું તે માબાપને છોડાવી પોતાના સ્વરૂપમાં નિરોધ કરાવ્યો.

द०टी०४१
१२९


एवमुक्त्वा फलदानलक्षणमुक्त्वा हननपनेन निरुक्तौ ॥ अनधिकारिणो मा भवत इति लोकज्ञापनार्थं तयोरधिकारमाह देवकीवसुदेवश्चेति चकारस्तत्कृतस्तुतयः अन्यतरस्यापि गौणत्वाभावाय केसारिकमारणेन... सस्वजाते न लिंगितवन्तौ ... ईश्वरे हि संबंधिनामपि शंका भवत्येव ... कंसेनैव निराकृतः ...

देवकीवसुदेवौ च विज्ञाय जगदीश्वरौ। कृतसंवन्दनौ पुत्रौ सस्वजाते न शंकितौ ॥ ५० ॥ इति श्रीभागवते महापुराणे दशमस्कन्धे चतुश्चत्वारिंशोध्यायः ॥ ॥

निःस्थितेव फलं साधनं परं कर्तव्यं तत्र फलं वैकुंठप्राप्तिः साधनं ज्ञानमिति तयोः स्वरूपनिरोधो निरूपितः ५० इति श्री भागवतसुबोधिन्यां ... विरचितायां दशमस्कंधार्थविवरणे एकचत्वारिंशोध्यायविवरणं ॥ ४१ ॥

राम
१२९

શ્લોકાર્થ :- ૫૦

પોતના માબાપને કેદખાનામાંથી છોડાવી કૃષ્ણ અને રામ પોતાના મસ્તક ચરણને અડકાળીને નમસ્કાર કરવા લાગ્યાં. (૫૦)

સુબોધીનીજી; ભાવાર્થ :-

મુખ્ય દુઃખ માતાને છે. જો કે ઉગ્રસેન વિગેરે ઘણાંને કેદ કર્યા છે. પ્રથમ માબાપને છોડાવ્યાં. પ્રથમ તેમને કેદખાનામાં બંધ રાખ્યાં હતાં. તે બંધનમાંથી મુકત કર્યા. અથઃ શબ્દ કહ્યો એટલે પ્રથમ મનથી છુટા કરાવ્યાં. બીજા કાયથી છુટા કર્યા તેથી અથઃ શબ્દ છે. અથવા નિયોગ પછી કૃતાર્થ થયાં. પછી ફલરૂપ અને સાધનરૂપ કૃષ્ણ અને બળરૂપ બંને માતપિતાને પગે લાગ્યાં. તેમનો નિરોધ થાય. એટલા માટે મસ્તક ચરણને અડાડીને સત્ય લોકરૂપ ભગવાનના મસ્તકને તેના ચરણ અડકાવ્યાથી તેથી સત્યલોક તેના પગ નીચે આવી ગયો. જે પુત્રને સત્યલોકમાં પહોચાડે તે તેના પિતાને તેનાથી વધારે આપે અસ્પુશ્ય કહ્યુ છે. એવો ભગવાને ઉપાય કર્યો. એમ પોતાના ઘર આગળ પહોચાળ્યા. તે ઘરમાં બેસીને અનાધિકારી ન રહે તે લોકને બતાવવા તેનો અધિકાર કહે છે.(૫૦)

શ્લોકાર્થ :- ૫૧

દેવકી તથા વસુદેવની પાસે આવીને બંને ભાઈઓએ સારી રીતે વંદન કર્યા ત્યારે તે બન્નેએ તેને જગતના ઈશ્વર માન્યા. તેથી પોતાના પુત્રને આલિંગન ન આપ્યું. મોટા સંબંધિઓને અને તેને તેમ કરતાં શંકા પેદા થઈ.(૫૧)

સુબોધીનીજી; ભાવાર્થ :-

તે બંનેમાં એક પણ ગૌણ નથી. કંસાદિકને વૈકુંઠ પ્રાપ્ત કરાવી પ્રત્યક્ષ ભગવાને નિરોધ કર્યો તે જગદિશ્વર છે. તેમ માબાપે જાણ્યું. તે બંન્નેએ ચરણમાં મસ્તક મૂકયું. તો પણ વાત્સ્યલ્યથી તેને આલિંગન ન કર્યું. કારણ કે તેને આલિંગન માં શંકા થઈ. ઈશ્વરમાં સંબંધિઓને પણ શંકા થાય. ભગવાનમાં તેની આસક્તિ તો વ્રજમાં પધાર્યા ત્યારથી હતી. ફલ અને સાધન કર્તવ્ય હતાં. તેમાં ફલ વૈકુઠપ્રાપ્તિ અને સાધન કર્યા તેથી માતપિતાનો પૂર્ણ નિરોધ અહીં કહ્યો. એમ દુષ્ટોને માર્યા અને અત્યન્ત સમીપમાં પ્રતિકાર કરી જેને માટે આ બધું કર્યુ તે માબાપને છોડાવી પોતાના સ્વરૂપમાં નિરોધ કરાવ્યો. (૫૦)

### દશમ સ્કંધ પૂર્વાર્ધ
### અધ્યાય ૪૧મો રાજસ પ્રમેય પ્રકરણ
### સમાપ્ત

# રાજસ પ્રમેય પ્રકરણ

## શ્રીકૃષ્ણ બલરામની યજ્ઞોપવીત અને ગુરૂકુલપ્રવેશ

साधारण्येन सर्वेषां द्विरूपोऽपि निरूप्यते। द्विचत्वारिंशोऽध्याये निरोधः सर्वसंमतः। पित्रो राजसस्थान्येषां स्वस्यापि च निरूप्यते। द्विरूपे मध्यमे रोधे याहवत्वे च योजकौ। स्वस्य शीघ्रत्वकरो धर्मः [illegible] स्वयं चारेवेदैस्तेन सर्वत्र कालादिष्वपि सर्वतः। अस्मिन्नध्याये विशेषतो निरोध उक्तः। पित्रोः स च लौकिकः। लौकिकोऽपि कर्तव्य इति तयोर्बोधनेन तमाह। पितराविति एकादशभिः। मध्यमत्वाद्गुणेन भक्तिर्मा भूदिति अन्यथा स्वदेहस्मारूपकार्यः स्यात्। लौकिको निरोधश्च ततो लौकिके वा बोधविषये मा न नेन भविष्यतीति तत्राच्छादनार्थं मायां विस्तारितवानित्याह। उपलब्धार्थौ पितराविति विदित्वा उपलब्धार्थतामा भवत्विति। जनमोहिनीं निजां मायां ततान यच्छत्येव सर्वं निरोधकं।

श्रीशुक उवाच　पितरावुपलब्धार्थौ विदित्वा पुरुषोत्तमः। मा भूदिति निजां मायां ततान जनमोहिनीम्॥ १

बहुकालादपि पैतृकत्वमपि स्तनपानतयापि विशेषेण ज्ञातमिति ज्ञानं लौकिकोपयोगिकं अतो बाधकत्वात् सा मा भवत्विति मायाच्छादनं नन्तु कोऽहं। यः स्यात् तन्नाहं स रुपेण महाति अल भूतः पृहिकथिरं शासमागच्छेत तत् स्पर्शो केज्ञानं नाप्तेतलज्ञाकुर्मतं तत्क्षश्लक्षतस्य भवत्येव तत् फलं न भविष्यत्येव वा फलं न भक्तिः परस्मान् स्यादुत्कल्पत्वात् न तु मायया मोहोत तत्तोऽपि कर्मभवेन ज्ञानं निजामिति साङ्गिस्वकीयापयाद्युत्तमेव कार्यं करिष्यतीति। ननु भगवतः किमेवं रोधः स्यात् तत्तो निरसाधकत्वं माया यास्तृपाश क्याह। जनानेव मोहयति। न तु भगवदीयान् जनेष्वेव मोहयति न तु भगवति अतो हेतुर्वाऽस्त्वेतिति स्याः कार्यनिदर्शनार्थं जनमोहिनीत्युक्तं　१　॥

કારીકા :-

સાધારણ રીતે આ ૪૨મા અધ્યાયમાં ભગવાન અને ભકતોને પરસ્પર નિરોધ બધાની સાથે નિરૂપણ કરવામાં આવે છે.(૧)

માતા તથા પિતાનો, રાજાનો અને બીજાનો અને પોતાનો પણ નિરોધ કહેવાય છે.(૨)

પોતાનો નિરોધ શબ્દાત્મકમાં થાય છે. પોતાની શબ્દાત્મક આજ્ઞામાં બધાનો નિરોધ છે. દેવ, દૈત્ય અને કાલાદિ બધા તેની આજ્ઞામાં છે. તેથી તેનો નિરોધ અહીં કહેવાય છે.(૩)

પૂર્વ અધ્યાયમાં માતપિતાનો વિશેષ નિરોધ કહેવાયો તે નિરોધ અલૌકિક છે પણ તેમાં લૌકિક નિરોધ કેદમાંથી છોડાવવાનો કરવો જોઈએ. તે ૧૧ શ્લોકથી કહે છે.

**શ્લોકાર્થ :- ૧**

પુરૂષોત્તમે જાણ્યું કે માબાપને મારા સ્વરૂપનું જ્ઞાન થયું છે તે ન થવું જોઈએ. એમ વિચારી પોતાનીજ માયા જે માણસોને મોહ કરાવે છેતેને ફેલાવી. (૧)

**સુબોધીનીજી; ભાવાર્થ :-**

આ નિરોધ મધ્યમ છે. તેથી ગુણથી જ્ઞાનથી અને ભકિતથી નિરોધ કર્યો છે. એમ ન કરે તો પહેલાંના કરતાં માબાપનો અપકર્ષ થાય. અલૌકિકમાં બાધ આવે તો લૌકિક નિરોધ ન થાય. તે અલૌકિકતા ન જણાવવા માટે પોતાની માયાને ફેલાવી. ભગવાન્ નિરોધમાં બંધુ જ આપે છે. વ્યાપી વૈકુંઠ પણ આપ્યું.

તો પણ કપટ વેશથી ક્રીડા કરે છે. તેનું જ્ઞાન લીલામાં ઉપયોગી નથી. તે બાધક હોવાથી તે ન થવા માટે માયાથી તે જ્ઞાનને ઢાંકી દે છે. શો દોષ છે પુત્રમાં ભગવાનનું જ્ઞાન થવા દો ને? તત્યાં કહે છે. તે પુરૂષોત્તમ છે. મૂળરૂપ છે. જો કોઈ અંશ આવે તો તેનું જ્ઞાન લોકમાં લજ્જા કરનારૂં નથી. મોટા મૂળરૂપથી લોકની પેઠે ક્રીડા કરે તેમાં લજ્જા તો જરૂર આવે. તેનું ફલ પણ થસેજ. તેનું ફલ ભકિતપરમાનંદ તો બંનેમાં તુલ્ય છે. ત્યાં કહે છે કે માયાથી મોહ કરશે તો તેનો છે તેનાથી પણ વધારે આર્કષણ થશે? તેના ઉત્તરમાં કહેવાનું કે તે માયા પોતાની છે.તે યોગ્ય જ કાર્ય કરશે. તે માયા લોકને જ મોહ કરશે. ભગવદીયોને મોહ નહિ કરે. કારણ કે તે પોતાની છે. તેનું કામ બતાવવા માટે તે માણસોને મોહ કરવાનું કામ કરે છે. (૧)

માબાપના ચરણમાં મસ્તક ધરીને તેને વૈકુંઠ આપવારૂપ અલૌકિક ઉપાય કર્યો. લોકન્યાયથી તો બંને ભાઈઓ અપરાધ

ગણાયા કહેવાય તો વસુદેવને દુઃખ થાય. તેથી આલિંગન ન કર્યું. એવું લોકમાં પ્રતિતી કરાવીને તે દોષ દૂર કરવા તેવાં વચનો કહે છે.

[illegible]

उवाच पितरावेत्य साग्रजः सात्वतर्षभः। प्रश्रयावनतः प्रीणन्नम्ब तातेति सादरं २ नास्मत्तो युवयोस्तात नित्योत्कण्ठितयोरपि। बाल्यपौगण्डकैशोराः पुत्राभ्यामभवन् क्वचित् ३

[illegible]

શ્લોકાર્થ :- ૨

માબાપ પાસે આવીને મોટાભાઈ સાથે ભકતના પતિ ભગવાન વિવેકથી નમ્રતા બતાવીને માબાપને પ્રસન્ન કરતા આદરપૂર્વક તે અમ્બ હે તાત ! એમ બોલ્યા..(૨)

## સુબોધીનીજી; ભાવાર્થ :-

નમસ્કાર ન કરતાં કૃષ્ણ પાસે આવ્યા. બલદેવ એવું બોલી જાણતા નથી. તેનો પણ તે દોષ દૂર કરવા માટે બલદેવને સાથે લીધા છે. ભકતના સ્વામી ભકતને શીખવનાર એટલે મર્યાદાનું શિક્ષણ આપનાર, વિષયથી નમ્ર, બાળકની જેમ પ્રિતી ઉત્પન્ન

કરાવતા, આદરપૂર્વક અમ્બ તાત એવા સંબોધનથી બોલી કહેવા લાગ્યા. લજ્જા અને અપરાધ લોકદષ્ટિથી છે. તેથી પ્રથમ લજ્જા છોડાવવી જોઈએ. પુત્ર તો આત્મા કહેવાય. બાપને પુત્ર કેદમાંથી છોડાવે તેમાં બાપને લજ્જા ન આવવી જોઈએ. તેથી પોતાનું પુત્રપણું બતાવતાં મા, બાપ એમ સંબોધન કર્યું. બનાવટી ન કહેવાય એટલા માટે આદરપૂર્વક બોલાવ્યા. કપટથી કરવું તે ઉપચાર કહેવાય. તો પણ મા બાપના હૃદયમાં પહેલી સ્મૃતિ તો રહી નથી છતાં વિપરીત બુદ્ધિ કેમ થશે? જેમ બાપને પુત્ર ઉપર પ્રેમ થાય એમ મુખનો ભાવ બતાવી, અવગણનાથી પુત્ર કહે તો પણ તેવી પ્રીતિ ન થાય તેથી ભગવાને વિનય બતાવ્યો છે. (૨)

એમ લાજને દૂર કરાવવા માટે અમે અપરાધ કર્યો એમ કહેતાંતેને સિદ્ધ કરવા વસુદેવ દેવકીના અપેક્ષિતને બતાવે છે.



वैराग्यं निरूपयन् गृहे उक्ते गवादिनिर्गतस्य महत्त्वोत्स्वं तन्नेतिवदन्नाह। सर्वत इति। सर्वतः पुष्पितानि वनानि यत्र अत्र वनशब्देन उपवनानि वनानि जलानि वोच्यन्ते पुष्पाणाम् उत्कृष्टत्वाय तद्गन्धरसाभिज्ञान्निरूपयति द्विजानामलीनां च कुलैर्नादितम् इति जलस्थानां तत्कार्यं च विशेषमाह। हंसैः कारण्डवैश्चाकीर्णमिति उपस्थानि पद्मानीति पद्मखण्डैः मण्डितमिति ॥१३॥ एवं व्रजं वर्णयित्वा तादृशे गतस्य पूजादिकमाह। तमागतमिति। सम्य

सर्वतः पुष्पितवनं द्विजालिकुलनादितम् । हंसकारण्डवाकीर्णैः पद्मखण्डैश्च मण्डितम् ॥ १३ ॥ तमागतं समागम्य कृष्णस्यानुचरं प्रियम् । नन्दः प्रीतः परिष्वज्य वासुदेवधियार्चयत् ॥ १४ ॥ भोजितं परमान्नेन संविष्टं कशिपौ सुखम् । गतश्रमं पर्यपृच्छत् पादसंवाहनादिभिः ॥ १५ ॥

गाम्सायाय्येगतत्वात् तन्माहितद्यस्य तस्मात् अनुचरः सर्वस्य प्रियमिति। अतो नन्दः आगमनेनैव प्रीतः अनेन स्वकीयसुखं परिष्वज्य इति स्वसमानत्वं वासुदेवधिया भगवत्सेवकेभ्यो भगवद्बुद्धिः कर्तव्येति। पूजा अर्चयति पाद्यादिभिः सर्वं सहतिवाक्यात् ॥१४॥ विजातीयत्वात् परमान्नेन पायसेन भोजनमिति किंचित् स्वभावः उत्कृष्टेनान्नेन ततः कशिपौ पल्यंकोपरि लिकायां सुखं सुप विष्टमित्युपलक्षणात् यारजोपचाराणि रूपिता। ततो गतश्रमं स्वयमन्येन वा पादसंवाहनादिभिः कुशलं पर्यपृच्छत् ॥१५॥

શ્લોકાર્થ :-૧૩

સર્વત્ર વનમાં પુષ્પ ખીલી ગયાં છે. પક્ષીઓ અને ભમરાના ઝંકાર થઈ રહ્યા છે. હંસ, કારંડાય અને પદ્મોના ખંડથી સર્વત્ર વ્રજ શોભાયમાન દેખાય છે.(૧૩)

ભાવાર્થ; સુબોધિનીજી :-

સર્વત્ર પુષ્પિતવનનો જેમાં છે અને વન શબ્દ જળવાચક અને ઉપવનવાચક છે. પુષ્પો ઉંચી જાતના છે. તેના ગંધ

રસને જાણનારનું નિરૂપણ કરે છે. પક્ષીના સમુહોથી શબ્દ કરનાર વન છે. જળસ્થનો ઉત્કર્ષ કહેવાને કહે છે. હંસ કારંડવથી ભરેલ છે. પદ્મખંડથી તેમાં શોભા વિશેષ છે.(૧૩)

એમ વ્રજનું વર્ણન કરીને તેવા વ્રજમાં ગએલ ઉદ્ધવની વ્રજના લોકોએ પૂજા કરી. તે કહે છે.

શ્લોકાર્થ :-૧૪-૧૫

શ્રીકૃષ્ણના પ્રિયદાસ ઉદ્ધવ આવ્યા. તેને જોઈને નંદરાયજી પ્રસન્ન થયા. તેનેઆલિંગન કર્યું. વાસુદેવની બુદ્ધિથી તેનું પૂજન કર્યું. ઉત્તમ અન્નથી ભોજન કરાવ્યું. સુખશય્યામાં સુવડાવી તેનો શ્રમ મટાડયો. તેના પગ ચાંપ્યા. તેમને હવે કુશળ પૂછે છે.(૧૪-૧૫)

ભાવાર્થ; સુબોધિનીજી :-

નંદરાયજી ઉદ્ધવની આગળ ગયા. તેમાં બે કારણ કહે છે કે તે કૃષ્ણના સેવક છે. અને તેમની પ્રીતિ મેળવેલી છે. તેના આગમનથી નંદરાય પ્રસન્ન થયા. તે પોતાને માટે આવ્યા જાણી સમાનતાથી તેનું આલિંગન કર્યું. તેમાં વાસુદેવની બુદ્ધિ રાખી તેની પૂજા કરી. યો યચ્છયા સ એવ સઃ । એ વાકયથી ભગવદનું બુદ્ધિથી તેની પૂજા કરી. કેટલાક કહે છે કે ઉદ્દવજી ક્ષત્રીય છે. નંદ વૈશ્ય છે.

એટલે ભોજન વ્યવહાર ન હોવાથી દુધનું બધું કરી ભોજન કરાવ્યું. ખરી રીતે તો ઉત્કૃષ્ટ અન્ન જમાડયું પછી પલંગમાં ગાદલાં નાખી સુખેથી બેસાડયાં. બાદ શ્રમ મટાડવા તેને પોતે તેના પગ ચાંપ્યા. અથવા માણસ પાસે ચંપાવ્યા. તેને શ્રમરહિત કરીને પૂછવા લાગ્યાં. તેનું કુશળ તો સ્વામીની કુશળતામાં હોય માટે ભગવાનના સમાચાર પૂછતાં પહેલાં પોતાના મિત્ર વસુદેવના સમાચાર પૂછે છે. (૧૪-૧૫)

એમ કહેવાથી કરી. મુક્ત એ વાત અનુવાદ છે તો પણ સર્વ ચિંતા નિવૃત્તિ કરનાર છે. (૧૬)

હવે ભગવાનનું કુશળ પૂંછતાં પ્રથમ દોષનો પરિહાર કહે છે.

શ્લોકાર્થ :-૧૭

પાપી કંસ તેના ભાઈઓની સાથે પોતાના પોતાના પાપથી મર્યો એ અમારા મોટાં ભાગ્ય સમજીએ છીએ. કેમકે તે ધર્મશીલવાળા યાદવોનો હમેશાં દ્વેષ કરતો હતો.(૧૭)

ભાવાર્થ; સુબોધિનીજી :-

કંસ મર્યો તેના ભાઈઓની સાથે મર્યો. તે સારૂં થયું. તે રોગરૂપ હતો. તે મટે એવો ન હતો. મામાને ભગવાને માર્યો એમ કોઈ કહે તેને માટે તે પોતાના પાપથી મર્યો છે. તે પાપ હતો એટલે યાદવોનો દ્વેષ કરતો હતો. યાદવ સંબંધિ બધું તેને દ્વેષ્ય હતું.

સાધુ કહેવાથી જ્ઞાન માર્ગનો ઉત્કર્ષ કહ્યો. ધર્મશીલ કહેવાથી કર્મમાર્ગનો ઉત્કર્ષ કહ્યો. યદુ કહેવાથી ભકિતનો ઉત્કર્ષ કહ્યો. કદાચિત કોઈને કોઈમાં દ્વેષ હોય તે અત્યન્ત વિગીત ન કહેવાય તેથી સદા કહ્યું.તેથી કંસ સદા તેનો દ્વેષ કરતો તેથી મર્યો.(૧૭)

એમ દોષોનો પરિહાર કરીને નવ શ્લોકથી ભગવાનના ગુણને કહેવા માટે તેની ભક્તિરક્ષા તેના ગુણની અધિકતા અને તેના પરાક્રમો કહે છે. તેથી દસ શ્લોકથી ગુણાતીતની સાથે કુશળ કહ્યું છે અમે પ્રથમ સદા સ્મરણ કરીએ છીએ. તેનાં સ્મારક અહીં ઘણાં વિદ્યમાન છે. તો પણ તે અમને યાદ કરે છે કે નહિ? મથુરાંમાં અમારૂં સ્મરણ કરાવનાર કાંઈ નથી તે કહે છે.

एवं द्रोपपरिहृतस्य भगवद्गुणान्नुभव द्वरि निर्वेद्धिका तस्य भक्तिः रक्षा तद्गुणान्नुभवनिर्वन्धा तस्य भक्तस्त्वात् तद्गुणानामधिकस्य पूर्वक्रम स्योच्यते एवं सति दृशा भिर्गुणातीतेन सह कुशलप्रश्नो भवति। तत्र प्रथमं अस्मान् किं चिरं तस्य पैतृतस्मारकाभावाद्नो विद्यमानत्वात् तथापि किं स विस्मरति न स्मरतीति। स्मारकाभावाद्वृष्ट इति। अपीति संभावनायां नः अस्मान् कृष्ण इति स्नेहेन नाम ग्रहणं स्मारकाभावात् कथं स्मरणमित्याशंक्य पूर्वं यानस्य मातरमित्यादि स्थितानां संस्कारोद्बोधिका निरूपिता मातरं यशोदां नः इति सर्वे स्वात्मानमुक्तवानसकृद्वचनेन सर्वोपेक्षत्वं हरः आनाम्य उपनन्दादीन् स सखीन् मित्राणि गोपालान् व्रजं स्थानं तत्स्मरणेऽदृत

अपि स्मरति नः साधो मातरं सुहृदः सखीन्। गोपान् व्रजं चात्मनाथं गावो वृन्दावनं गिरिं १८ अप्यायास्यति गोविन्दः स्वजनान् सकृदीक्षितुं। तर्हि द्रक्ष्याम तद्वक्त्रं सुनसं सुस्मितेक्षणं १९ ॥ ॥

आत्मनाथमिति आत्मैव नाथो यस्येति पालाभावात् ज्ञानाभावादपर्थः १८ क्रीडास्थानं वृन्दावनं विशेषलीलाधारो गोवर्द्धन इति गिरिरेव मध्येऽस्मरणे तत्र स्मरतीत्युत्तरमाह अप्यायास्यतीति यो हि यस्य स्मरति सर्वदा स तत्र अभिलाषी सन् तत्र गच्छति अतो त्रापि संभावनानत्वं न गुणभाव तत्र चेत् राम्यामृतिकथमावामनमिवेतनाह गोविन्द इति देवादिभिः सर्वेरेवेंद्रत्वेन स्थापितः किं च स्वजनानिति स्वजना हि द्रष्टव्याः यद्यपि वृद्धेर्नागमनं भवितं चेत्तदुपायास्यतीति परमो भिलाषो यो ऽति तः आयास्यतीत्युत्तरं स्मारयमाह तर्हि द्रक्ष्याम तद्वक्त्रमिति दृष्टेरे रणाभावात् आज्ञाभावात्तु गमनमसंभावितं पतत्वेन निरूढाः आगमनमेव हि विराश्रयात्पक्षात् सुमनसमिति सौन्दर्यं निरूपितं सुस्मितं सहितमीक्षणं यत्रेति तस्य सर्वरूपादिभावा निरूपिताः १९

શ્લોકાર્થ :-૧૮

કૃષ્ણ અમને, તેની માતાને, મિત્રોને, સુહૃદોને, ગોપોને અને વ્રજને યાદ કરે છે. જેના પોતે સ્વામી છે. ગાયોને વૃંદાવનને અને ગોવર્ધનને યાદ કરે છે?(૧૮)

ભાવાર્થ; સુબોધિનીજી :-

અપી સંભાવનામાં છે. નઃ અમને કૃષ્ણ અને સ્નેહથી નામ લીધું છે. સ્મારક ન હોય ત્યાં સ્મરણ કેમ થાય? ત્યાં કહે

છે કે સંબંધ સ્મારક છે. તે માતાને યાદ કરે છે? માતા યશોદા, નઃ થી પોતાને ગણાયા. સુહૃત અમો અને બીજાઓ ઉપનંદ વિગેરે. સખી મિત્રો ગોપો, વ્રજ સ્થાન જેના તે પોતે માલીક છે. આત્મા છે. નાથ છે. પાલન કરવા યોગ્ય ગાયો, વૃંદાવન, ગોર્વધન પર્વત એમ આઠ ગણાયા તે સ્મરણના કારણરૂપ છે.(૧૮)

યાદ કરે છે તેમ ઉત્તર મળે છે ત્યાં કહે છે.



**શ્લોકાર્થ :-૧૯**

ગોવિંદ પોતાના સ્વજનોને એકવાર જોવા આવશે ખરા? જો આવશે તોસુંદર નાસિકા અને સ્મીતયુકત ઈક્ષણવાળું તેનું શ્રીમુખ અમે જોઈશું. (૧૯)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

જે જેને યાદ કરે તેને તેનો અભિપાય હોય તેથી તે ત્યાં જાય. અહીં પણ સંભાવના છે. ત્યાં શંકા કરે છે કે અહીં ગાયો ચારવી અને ત્યાં રાજય કરવું. તેથી રાજય છોડી અહીં ગાયો ચારવા કેમ આવે? ત્યાં કહે છે કે તે ગોવિંદ છે. તેને વ્રજના ઈંદ્ર કહ્યાં છે. વળી સ્વજનને જોવા જોઈએ.

અહીં એકવાર પર આવશે ખરા? એ પરમ અભિલાષ બતાવ્યો. આવશે એમ ઉત્તર મળે તો પોતાનો મનોરથ વ્યકત કરે છે તે આવે તો તેનું શ્રીમુખ જોઈશું. ઈશ્વરની પ્રેરણા ન થાય, આજ્ઞા ન થાય ત્યાં સુધી જવાય નહિ કે તે નિરૂધો છે. અગમન જ નિરોધનું તાપક છે. સુંદર સ્મિત સાથે ઈક્ષણ જેમાં છે. તેનાથી સર્વ કૃપા શ્રીમુખમાં બતાવ્યા. નિત્ય જોવાનું અધિક પ્રેમ હોવાથી કામીત જેવું તે થઈ ગયું છે. (૧૯)

[illegible]

> दावाग्नेर्वातवर्षाच्च वृषसर्पाच्च रक्षिताः । दुरत्ययेभ्यो मृत्युभ्यः कृष्णेन सुमहात्मना ॥ २० ॥
> स्मरतां कृष्णवीर्याणि लीलापाङ्गनिरीक्षितम् । हसितं भाषितं चाङ्ग सर्वा नः शिथिलाः क्रियाः ॥ २१ ॥

[illegible]

**શ્લોકાર્થ :-૨૦**

દાવાગ્નિ,વાયુ, વંટોળીઓ, વર્ષા, ઈંદ્રકોપ વખતે વૃષ, અરિષ્ઠ, સર્પ સુદર્શન, એ બધાથી અમારી કૃષ્ણે રક્ષા કરી છે. જે મૃત્યો ન જાય તેવા હતા. તેનાથી પણ કૃષ્ણે હમને બચાવ્યાં છે.(૨૦)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

પ્રથમ સાક્ષાત નંદરાયજીએ જોએલી લીલાને ગણાવે છે. દાવાગ્નિ, કાલીય દમન, વાત અને વર્ષા ગોવર્ધનધરણ વખતે, વૃષ, અરિષ્ઠ,સર્પ સુદર્શન, બધા સાંભળેલા ઉપદ્રવો અને વરૂણાદિથી ઉપદ્રવથી આપે જ બચાવ્યાં છે. વધારે શું કહેવું?

જે કોઈ રીતે નાશ ન પામે એવા મૃત્યુઓથી દવાનળ વિગેરેથી. જે કોઈથી ન મટે તેનાથી પણ આપે રક્ષા કરી અને ફલરૂપ થયા. સાધનરૂપ થઈને રક્ષા કરી. આત્મા હોવાથી ઉપકારની અપેક્ષા ન કરી. મોટા હોવાથી ઉપકાર કર્યા. (૨૦)

ત્યારે તમો તેની પાસે મથુરાં કેમ નથી જતા ત્યાં કહે છે.

શ્લોકાર્થ :-૨૧

કૃષ્ણના વીર્યને તેના લીલા કટાક્ષ વીક્ષણને સ્મરણ કરતાં તેના હાસ ભાષિતને યાદ કરતાં જવાતું નથી.(૨૧)

ભાવાર્થ; સુબોધિનીજી :-

કૃષ્ણના પરાક્રમોને યાદ કરતાં અમારી સર્વ ક્રિયાઓ શિથિલ થઈ જાય છે. ભગવાનના સ્થાનમાં તો પ્રેમ હોય તો જવાય. અમારા ભગવાન ત્યાં કેમ રહે. ત્યાં જઈ અહીં લાવીએ પણ એટલામાં વીર્યનું સ્મરણ થતાં કેટલો ઉપકાર ભગવાને કર્યો છે. અમે તેનું શું કર્યું ? આપણે કોણ ? એવી પ્રગલ્ભતા કેમ કરાય. એવા વિચારથી જવામાં શિથિલતા આવી જાય છે. સુખને માટે જવું જોઈએ એમ કહે તો તે કૃષ્ણ સદાનંદ છે. તેના સ્મરણથી પણ સુખ થાય છે. તેથી બન્ને રીતે ગમનનો બાધ થાય છે. હવે એમ કહો કે ઇંદ્રિય સુખ માટે ભગવાનને જોવા જોઈએ તો લીલા વડે આંખને ખૂણેથી તેનું જોવું યાદ કરીએ. જો ભગવાનની નજરની ભાવના કરીએ તો જોતા હોય એમ બુદ્ધિથી લાગે છે તેથી આંખ શાંત થઈ જાય છે. લીલાપૂર્વક જુએ છે. તે લીલાના દર્શન કરવાથી પ્રાણો તૃપ્ત થાય છે. અપાડગથી જુએ છે.

તેનાથી ઐશ્વર્ય પ્રગટ થાય છે. તેથી દુષ્ટપણું દૂર થાય છે. હાસ કરીને મોહ કરે છે. ભાષણ કરીને કાનને સુખ આપે છે. અમારૂં એથી સામર્થ્ય નથી. ચ કારથી સર્વ ભગવાનનું ચરિત્ર છે. અંગ એમ સંબોધન બનાવવાની વાત નથી કહેતા પણ આ સાચી વાત છે એમ બતાવે છે. સર્વ દૈહિક, વૈદિક,માનસીક, લૌકિકી પ્રવૃતિઓમાં તેમનું સ્મરણ જરૂરી છે. સ્મરણ કરતાં શિથિલતા આવે તેથી જવાય નહિ. (૨૧)

અમો ક્ષણ ક્ષણમાં મુક્ત થઈએ છીએ.

तिन्त्तणे न्तणेपुस्तकाश्च भवामरत्याह सरिच्छैलेति। यत्र यत्र भगवता स्वानुभावः स्वकीकृतः स्थापितः तद्दर्शनेनैव मनस्यान्मतो भगवदावेशमेव प्राप्नोतीति तिन्न स्थातरामेव गमनाभावः सरित् यमुना शैलो गोवर्द्धनारण्यः वनोद्देशाः वृन्दावनं श्रमयः एतेषु भगवदनुभावार्थमह मुकुन्दस्य मोक्षदातुः पदैर्भूषितानिति अनभिषेतेऽथ पिकन्दो चित्तमरानि भवन्तीति नेषु भगवतः स्वात्मपायर्थमाह। आक्रीडानिति। आसमन्तात्क्रीडास्थानभूतान् तदीक्षमाणानामिति केवयादर्शनमावश्यकं। ईक्षणमेव तन्मनस स्वात्मकत्वे हेतुः। २२ ननु कथमेव सामर्थ्यमेवं गतेविपरीतमुद्देदृत्वादित्याशङ्क्याह। मन्येकृष्णं चरामेचेति महत्पादरस्तु

सरिच्छैलवनोद्देशान्मुकुन्दपदभूषितान्। आक्रीडानीक्षमाणानां मनो याति तदात्मताम्॥ २२
मन्ये कृष्णं च रामं च प्राप्ताविह सुरोत्तमौ। सुराणां महदर्थाय गर्गस्य वचनं यथा॥ २३ ॥

सामर्थ्ये नैव मनस्तादात्म्यं भवतीति स्थितमपि कदाचित्संभावनया प्रतीतिं नष्टा इति भगवत्त्व भवः प्रतीतिं नष्टा इति मन्ये इत्याह कृष्णं च रामं चेति। चकारद्वयं सर्वदैव गुणसमुच्चयार्थः न तु नाडयो। सुरोत्तमयोर्ब्रह्मोरेव पाधिकयोरिहागमने कोहेतुरित्याशङ्क्याह सुराणां महत्कार्यार्थमिह स्वयमेव समागतौ न तु तत्पुत्रौ येन दिना तत्कार्यं न भवति। न तु तत्कौन प्रमाणमिति कथं निर्णेतुं शक्यते तत्राह। गर्गस्य वचनं यथेति गर्गस्य तथैव वचनं अतः प्रमाणमुभयोः परं वेन्मनत्वं सिद्धमिति माहात्म्यज्ञानं मुक्तमेव २३ ॥ ॥

શ્લોકાર્થ :-૨૨

નદીઓ, પર્વતો, વનના પ્રદેશો મુકુંદના ચરણથી ભૂષિત હોય છે. તેને તથા તેમની ક્રીડાઓને જોતાં મન તદાકાર થઈ જાય છે.(૨૨)

ભાવાર્થ; સુબોધિનીજી :-

જયાં જયાં ભગવાને પોતાનો મહીમા સ્થાપન કરેલ છે. તેનાં દર્શન કરતાં મનમાં ભગવાનનો આવેશ થઈ જાય છે. તેનો આવેશ હૃદયમાં થતાં ઉભું થઈ શકાતું નથી. તે લીલાસ્થાનોને જણાવે છે. નદી યમુનાજી, શૈલ એટલે ગોવર્ધન,વનના

ઉદ્દેશ, વૃંદાવનની ભૂમીઓ તેમાં એમના અનુભવો રહ્યા છે. મુકુંદના ચરણની તે બધામાં શોભા છે. અહીં તો ભગવાને ચરણ ધરવાનું કારણ હોય છે કે તે ભગવાનની ક્રીડાનાં સ્થાનો છે. તેનું સમીપથી દર્શન આવશક્ય છે. દર્શન કર્યું કે તદાત્મકતા થાય છે. એટલે બધા કાર્યો અટકી જાય. (૨૨)

એવું ભગવાનનું સામર્થ્ય તમે કેમ જાણ્યું? વિપરીતબુદ્ધિ પણ મજબુત છે.



**શ્લોકાર્થ :-૨૩**

રામ અને કૃષ્ણ એ મોટા દેવો પૃથ્વી ઉપર આવ્યા છે એમ અમારું માનવું છે. તે દેવોના કામ કરવા આવ્યા છે એવાં ગર્ગાચાર્યના વચન છે.(૨૩)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

મોટા છે તેથી મન તેમાં મળી જાય છે. સાંભળ્યું હોય છતાં મનમાં એવી અસંભાવના થાય તો તેની પ્રતિતી થતી નથી. મારો તો અનુભવ જેટલું સાંભળ્યું છે તેમાં પ્રતિતી કરાવે છે. તેથી હું રામ અને કૃષ્ણને મોટા દેવ માનું છું. ચકાર બે છે તેથી બધા દેવોનો સમુચ્ચય થાય છે. બ્રહ્માથી પણ અધિક દેવને અહીં આવવાની શી જરૂર પડી? તેના ઉત્તરમાં કહે છે દેવોના મોટા કામને માટે તેઓ અહીં આવ્યા છે.

જેના વિના તે કામ ન થાય તે માટે ઉત્પન્ન થયા એમ ન કહો. પધાર્યા છે એમ જ કહો. તે તમારો તર્ક છે. તે પ્રમાણરૂપ ગણાતો નથી તેના ઉત્તરમાં કહે છે. તે અમારો તર્ક નથી. પણ ગર્ગાચાર્યનું વચન છે. તેથી પ્રમાણ અને અનુભવ વડે દૈવત્તત્વ સિદ્ધ છે તેથી પ્રમાણ અને અનુભવ વડે દૈવત્તમત્વ સિદ્ધ છે. તેનું મહાત્મ્યજ્ઞાન થવું યોગ્ય છે. (૨૩)

ભગવદ સામર્થ્યથી પણ તે વાતનો નિર્ણય થાય છે.

२०टी०४३
ए४६



सामर्थ्येनापि तन्निरूपयति कंसमिति त्रिभिः सात्त्विकी राजसी तामसी च लीला क्रमेण निरूपिता नागायुतस्य हस्तिनां दशसहस्रस्य प्राणो बलं यस्य मल्लाश्चाणूरमुष्टिकौ नागायुतप्राणो गजपतिः कुवलयापीडस्तथा च तेनापि नागायुतप्राणाः चाणूरमुष्टिकौ... सत्वं विभर्त्तीति ... भवति एतादृशानपि लीलयैवावधीत् न हि मन्त्रादि सामर्थ्येन हतवान् इत्याशंक्य दृष्टान्तमाह पशूनिव मृगाधिप इति सिं-

कंसेनागायुतप्राणं मल्लौ गजपतिं तथा । अवधीत्तान् लीलयैव पशूनिव मृगाधिपः ॥ २४ ॥
तालत्रयं महासारं धनुर्यष्टिमिवेभराट् । बभंजैकेन हस्तेन सप्ताहमदधाद्गिरिम् ॥ २५ ॥

हः स्वभावतः पशून् हन्ति गजो हि तस्य प्रतिपक्षः पशवो गावादयः अतस्ते न तस्य सामर्थ्यं भगवतः स्तुवन्ति २४ राजसीं लीलामाह तालत्रयमिति तालवृक्षस्य शतं च पशून् परिमितस्य यावन्तः ... तालानां त्रयं ... इति महासारमिति ... धनुर्यष्टिमिव ... भंगः ... सप्ताहं धृतवान् गिरिमिति २५ ॥ ॥

राम
ए४६

શ્લોકાર્થ :-૨૪

દશ હજાર હાથીના બળવાળા કંસ, ચાણુર, મુષ્ટિક, કુવલયાપીડ જેમને લીલા વડે માર્યા. સિંહ પશુને મારે તેમ માર્યા.(૨૪)

## ભાવાર્થ; સુબોધિનીજી :-

સાત્વીકી, રાજસ અને તામસી લીલા ક્રમથી કહી. દશ હજાર હાથીનું બળ જેમાં છે તે કંસ, ચાણુર, મુષ્ટિક,મલ્લો અને કુવલયાપીડ હાથી છે. તેનું બળ દશ હજાર હાથીનું થાય છે. એવાને રમતાં મારી નાખ્યા. તેને મંત્રના સામર્થ્યથી માર્યા હસે? ત્યાં કહે છે સિંહ સ્વભાવથી પશુને મારે છે. હાથી તેનો શત્રુ ગણાય છે. ગાયો તેના શત્રુઓ ગણાતાં નથી. સિંહ હાથીને મારે તેમાં તેને કાંઈ જ કરવાનું હોતું નથી. તેમ ભગવાને શ્રીઅંગથી માર્યા તેમે કરીને લોકોની અનન્તગુણ સામર્થ્ય ભગવાનનું કહ્યું .(૨૪)

રાજસી લીલા કહે છે.

**શ્લોકાર્થ :-૨૫**

મહા મજબુત ત્રણ તાડના ઝાડ જેવડા ધનુષ્યને, શેરડીના સાંઠાને હાથી તોડે તેમ ભગવાને તોડયું. તે એક હાથથી તોડયું તેમ જ એક જ હાથથી ગોવર્ધન પર્વતને સાત દિવસ સુધી અધર ઉઠાવ્યો. (૨૫)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

તાડવૃક્ષ સો હાથનું ગણાય. એવા ત્રણ તાડ ત્રણસો હાથના વિસ્તારવાળા ગણાય. તેવું શીવજીનું ધનુષ્ય અત્યંત દઢ હતું. તેને હાથી ઈક્ષુદષ્ટિને તોડે તેમ તોડી નાખ્યું. અનમ્ર હોય તે ભાંગવામાં કઠિન પડે તે બીજા પ્રકારે નહિ પણ હાથી શેરડીનો સાંઠો ભાંગે તેમ ભાંગ્યું. યથેક્ષુદણ્ડં મદકર્યુરકમઃ એ વાકયની એક વાકયતા કરવાથી અનાયાસે ભાગ્યું એમ સિદ્ધ થાય છે. તેને એક હાથનો સંબંધ આગળ પણ લેવાનો છે. સાત દિવસ ગોવર્ધનને એક હાથથી ઉંચો તોળી રાખ્યો. તામસી લીલા કહે છે.(૨૫)

तामसीमाह्नांप्रलंबइतिनप्रक्रमोविवक्षितः आदिशब्देनवत्सासुरः सर्वएवरंगामात्तपरस्थाः अंकसुरासुरजितःसुरासुरा अजितायैः तेसर्वेअस्मत्समक्षमेवलीलयैवहताः अतःसामर्थ्यनापरिवीतत्वमेवेति निर्धारः २६ एवास्मिन्पक्षस्पभगवद्गुणानुवर्णनेयज्ञाव्यतज्ज्ञातमित्याह इतीति अयमर्थः नोद्बोधोबोधितः किंतुयशायस्मरणाभिलाषएवेतिठत्वमाधिकारबोधयितुं तस्याःपसंस्कारपंसुतानतत्तोयचेस्मरणानंतरंवचने आसामर्थ्यबुद्धेरनुरागः मनउत्कगतंनैवक्षणंस्थितइति स्मरणीयं कृष्णभावपोमेष्याभावइयमवंतरस्थापारस्तपस्तपनमित्याह कृष्णानुरक्तश्रीरिस्तुकाइतिचित्तस्पस्मरणंबुद्धेरनुरागःमनस

प्रलंबोधेनुकोरिष्टस्तृणावर्तोवकादयः दैत्याः सुरासुरजितो हतायेनेहलीलया २६ श्रीशुक उवाच इतिसंस्मृत्यसंस्मृत्यनंदः कृष्णानुरक्तधीः अत्युत्कंठोभवत्तूष्णींप्रेमप्रसरविह्वलः २७ यशोदावर्ण्यमानानि पुत्रस्य चरितानि

उक्त्वा गमनश्च भावस्य सर्वरूपं तत्र अनुरक्ता उक्ता ...कृष्णनवज्ञानकिंया शृण्वंत्यश्रूण्यवास्राक्षीत्स्नेहस्नुतपयोधरा २८

रूपाभ्याशोषेत्यानिशेतिवधात्कृष्णीमभगवतः तर्हितपोष्यतिवंधकत्वेननतुरूपार्थपर्यवसायित्वमित्याशंक्यतपोः सर्वत्रकार्यमाह प्रेमप्रसरेणप्रेमप्रवारेण विह्वलोजातइति २७ एवंयशोदापिजातेत्याह यशोदेति नंदे नैववर्ण्यमानानि भगवतश्चरितानि श्रुत्वैतिवकारात्स्मरंती च अतः प्रेमप्रसूणा अश्रूणिनेत्रयोरस्त्राक्षीत् विरहव्याकुलातामंतर्भगवदावेशोनदृष्टप्रेमासुतपयोधराजाता पयांनरेआवेशोक्तिः कृष्ण एवमस्यामापद्यपैवृष्टिंतेऽभयेनापिअनुरागएवभवति परमेषेमात्मकोनिरूपितोभवति परमयंलौकिकः अयंज्ञानेनालौकिकत्वानेयः २८ ॥ ॥

શ્લોકાર્થ :-૨૬

પ્રલંબ, ધેનુક, અરિષ્ઠ, તૃણાવર્ત અને બકાદિ દૈત્યો, દેવો દૈત્યોને જીતનાર હતા. તેને લીલામાત્રથી મારી હઠાવ્યા તેથી પણ તે દેવોત્તમ ઠરે છે.(૨૬)

ભાવાર્થ; સુબોધિનીજી :-

આમાં ક્રમ કહેવાની ઈચ્છા નથી. આદિ શબ્દથી વત્સાદિ લેવા. બધા દૈત્યોને (મનુષ્યો તો તેમને ન જ મારી શકે) જેણે દેવો અને દૈત્યોને જીતેલા છે એવા તે બધાને અમારા દેખતા લીલા કરતાં મારી નાખ્યા તેથી સામર્થ્યથી કૃષ્ણ દેવોત્તમ છે. (૨૬)

એમ સ્નેહવાળાને સ્નેહીના અનુવર્ણનમાં જે થાય તે નંદરાયને થયું.

શ્લોકાર્થ :-૨૭

શ્રી શુકદેવજી બોલ્યા : કૃષ્ણમાં જેને અનુરાગવાળી બુદ્ધિ છે એવા નંદરાયજી કૃષ્ણને યાદ કરીને અત્યુત્કંઠા વધવાથી પ્રેમમાં વિથલ થઈને ચૂપ રહી ગયા.(૨૭)

ભાવાર્થ; સુબોધિનીજી :-

આ વાતની ઉધ્ધવને ખબર ન કરી પણ પદાર્થ સ્મરણનો અભિલાષ જ તેણે જોયો. તે વડે ઉત્તમ અધિકાર કહેવા માટે વારંવાર યાદ કરીને એમ કહયું. પણ કહી કહીને એમ ન કહ્યું. જયાં યાદ કર્યા પછી વચનનું અસાર્થ્ય, બુધ્ધિમાં પ્રેમ અને મનની ઉત્કઠાં હોય ત્યાં જ બોલી ન શકાય. સ્મરણ અને તૃષ્ણીભાવથી વચમાં બે ભાવ થયા. તે કૃષ્ણમાં અનુરાગવાળી બુદ્ધિથી અને ઉત્કંઠા વડે જ્ઞાન અને ક્રિયા વડે શબ્દની ઉત્પત્તિમાં પ્રતિબંધ થવાથી નંદરાયજી બોલી ન શકયા. ત્યારે તેને પ્રતિબંધ થવાથી પુરૂષાર્થપર્યવસાયિત્વ ન ગણાય? એવી શંકા કરીને તે અનુરાગનું સ્વતંત્ર કાર્ય કહે છે. પ્રેમનો પ્રસાર થતાં તે વિહ્વલ બની ગયાં. (૨૭)

શ્લોકાર્થ :- ૨૮

વર્ણન કરેલાં પુત્રનાં ચરિત્રો સાંભળીને યશોદાએ નેત્રમાંથી અશ્રુ પાડયા. અને અત્યન્ત સ્નેહને લઈને તેના સ્તનમાંથી દૂધ સ્રવવા લાગ્યું. (૨૮)

ભાવાર્થ; સુબોધિનીજી :-

નંદે વર્ણન કરેલાં ભગવાનનાં ચરિત્રો સાંભળીને ચકાર છે. તેથી પોતે પર સ્મરણ કરીને યશોદા અન્તઃકરણમાં પ્રેમથી પૂર્ણ થઈ ગયાં. તેના નેત્રમાંથી અશ્રુ ખરી પડયાં. પુત્રના વિરહમાં વ્યાકુલ થયાં. અંદર ભગવાનના આવેશથી અને દઢ પ્રેમથી સ્તનમાંથી દુધ સ્રવ્યું. જેવો નંદમાં આવેશ અને વિરહ કહ્યો તેવો યશોદામાં પણ ભગવદાવેશ અને વિરહ કહ્યો. બન્નેનો પણ ભગવાનમાં પરમપ્રેમાત્મક અનુરાગ કહેવામાં આવ્યો. પણ આ લૌકિક છે તેને જ્ઞાન વડે અલૌકિક કરવો છે.

તેને માટે ઉધ્ધવને મોકલ્યા છે તેથી જ્ઞાનોપયોગી બધું ઉધ્ધવે તેને કહ્યું. (૨૮)

तत्कर्तृत्वे प्रेषित उद्धव इति तत्र प्रयोगि सर्वमाहेत्याह तयोरित्थमिति । उभयोरपि भक्तो मुख्यत्वान्नन्दस्य प्रथमतो नन्दस्य ग्रहणं स हृष्टः संबोधो लौकिको नास्तीति न यशोदाया विशेषः नन्दयशोदयोर्भगवति कृष्णे आविर्भूते सदानन्दे परमनुरागं सर्वक्रियात्याजनरूपं भावं भगवद्रूपात्मकं वा स्वयशोदाकारावि ... भविष्यतीति ... उद्धवः उत्सवात्मकः तस्मिन् ज्ञानगुप्ते ... भाव्यमिति भ... दृष्ट्वा संभाषणेनाहमपि कृतार्थो भविष्यामीति ... स्नेहमभिनं ... विषयस्य लौकिकत्वं ... ज्ञानस्य ... अधिकः स्नेहो भवति २९ युवामिति ... मुद्वा यशोदा नन्दो ... भवतीति ... ज्ञानेन ... परमप्रेमसर्वो ... प्रेमप्रवलमधिकं तेन ... भक्तापेक्षया ... प्रेम भ

तयोरित्थं भगवति कृष्णे नन्दयशोदयोः । वीक्ष्यानुरागं परमं नन्दमाहोद्धवो मुदा ॥ २९ ॥ उद्धव उवाच

युवां श्लाघ्यतमौ नूनं देहिनामिह मानद । नारायणेऽखिलगुरौ यत्कृता मतिरीदृशी ॥ ३० ॥

... मानदेति संबोधनं मत्यं मानं ... ... नारायणः इति ... नारायणः ... अखिलगुरावितिस्व... रूपेऽपि सर्वेश्वरवक्ता नारायणः ... सर्वशास्त्रार्थरूपेण ... ... संभावनानभविष्यतीति ... बोधितवान् अतः प ... नास्तीति वक्तव्यं ३० ॥ ॥

શ્લોકાર્થ :-૨૯

તે બંને સ્ત્રીપુરૂષનો કૃષ્ણમાં પ્રેમ જોઈને ઉધ્ધવને આનંદ થયો અને હર્ષથી તેને કહેવા લાગ્યાં.(૨૯)

ભાવાર્થ; સુબોધિનીજી :-

બન્નેનો કૃષ્ણમાં સંબંધ છે પણ નંદનું ભક્તિમાં મુખ્યપણું છે. તેથી નંદરાયજીનું પ્રથમ ગ્રહણ કર્યું. સહજ સંબંધ છે. લૌકિક નથી. તેથી યશોદામાં કંઈ વિશેષ નથી. નંદયશોદાને કૃષ્ણ પ્રગટ થયા ત્યારે પરમ અનુરાગ પ્રેમ જોઈને ઉધ્ધવે વિચાર્યું કદાચ યશોદાને કહીશ તો તેને લાજ આવશે તે શંકાથી તેને ન કહેતાં નંદને કહ્યું. ઉધ્ધવ ઉત્સવરૂપ છે. તે આવે ત્યાં શોકનો અંશ ન હોવો જોઈએ.

ભગવદભક્તને જોઈને તેની સાથે ભાષણ કરીને હું પણ કૃતાર્થ થાઉં. એ વિચારથી ઉધ્ધવ તેને કહેવા લાગ્યા. તે મુદાનું તાત્પર્ય છે. (૨૯)

તેના સ્નેહનાં વખાણ કરીને એ સ્નેહનો વિષય અલૌકિક છે. જેના વડે મહાત્મ્યજ્ઞાન પૂર્વક સર્વતોધિક સ્નેહ ઉત્પન્ન થાય છે.

શ્લોકાર્થ :-૩૦

ઉધ્ધવ બોલ્યા :

હે માનદ, જગતમાં વખાણ કરવા લાયક તમે એકજ છો. કારણ કે સમગ્રના ગુરૂ નારાયણમાં તમારી આવી દઢ અનુરાગવાળી બુધ્ધિ થઈ છે.(૩૦)

ભાવાર્થ; સુબોધિનીજી :-

પ્રથમ તેને અભિનંદન આપે છે. પ્રાણીમાત્રની મધ્યમાં તેમાં આ પૃથ્વી ઉપર તમે અત્યન્ત વખાણને પાત્ર છો. સત્કર્મથી

લોક વણખાય છે. તેમાં જ્ઞાન પણ શ્રેષ્ઠ છે. જ્ઞાનીઓમાં પણ ભકિતની શ્રેષ્ઠતા છે. ભકિતમાં પણ પરમ પ્રેમ સર્વથી ઉત્કૃષ્ટ છે. પ્રમાણ કરતાં પ્રમેયનું બલ અધિક છે. તેથી સ્વતંત્ર ભકિત કરતાં આ પ્રમેય ભકિત રસાલ છે. તેથી જ નૂનં માનદ એવું સંબોધન કર્યું. મને માન આપો છો તેથી મારૂં વાકય પણ સ્વીકારો.

પુત્રના સ્નેહને અતિશય કેમ વખાણો છો? ત્યાં કહે છે કે આ નારાયણ મૂળપુરૂષ છે. અહીં નારાયણ શબ્દ પુરૂષોત્તમને કહેનાર છે. તે અખિલતા ગુરૂ છે. પ્રમાણરૂપ છતાં સર્વ વેદના વકતા નારાયણ પુરૂષોત્તમ જ છે. તેથી સર્વ શાસ્ત્રાર્થરૂપ પ્રમેય બલવાળા તમે આવી પ્રેમવાળી બુદ્ધિ જોડી દીધી છે. નંદરાયજીએ આ કૃષ્ણનું દેવોત્તમત્વ તો તો ઉત્કટ કોટિમાં જાણ્યું જ છે. તેથી અસંભાવના તેને નહિ થાય તેટલા માટે પુરૂષોત્તમનો બોધ કર્યો. (૩૦)

હવે તેનાથી અધિક વિષય નથી. ભકિતથી વધારે કર્તવ્ય નથી. એમ કહેવું જોઈએ. તેથી ભગવાનથી કોઈ મોટો નથી તે કહે છે.

तत्र प्रथमं भगवतस्सकाशादन्यो महान् नास्तीत्याह एतौ हीति द्वाभ्यां [illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]

एतौ हि विश्वस्य च बीजयोनी रामो मुकुन्दः पुरुषः प्रधानम् । अन्वीय भूतेषु विलक्षणस्य ज्ञानस्य चेशात इमौ पुराणौ ॥ ३१ ॥

[illegible]

[illegible]

[illegible]

[illegible]

[illegible]



શ્લોકાર્થ :-૩૧

આ રામ અને મુકુંદ સર્વના બીજ અને યોનીરૂપ છે. પુરૂષ અને પ્રધાન છે. તે ભૂતમાં રહીને વિલક્ષણ જ્ઞાનના ઈશ છે. છતાં તે અનાદિ છે. (૩૧)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ધર્મિનો ઉત્કર્ષ અને ધર્મનો ઉત્કર્ષ એમ બે પ્રકારો મહાત્મ્ય કહેવાય. તેમાં ધર્મિનો ઉત્કર્ષ પ્રથમ કહે છે. નંદ યશોદાએ એકજ ગણ્યા. તુલ્યતાનો સંબંધ દૂર કરવા કૃષ્ણરામનો નિર્દેશ કરે છે. વિશ્વના બીજ ઉપાદાન કારણ અને યોની નિમિત્ત કારણ છે. બીજા સમવાધિકારણ તેમાં ભગવાનના સામર્થ્યથી સજાતીય બનેલા પૃથ્વીના અવયવો પુષ્ટ થાય છે. તેમાં વધે છે.

સજાતીય યોનીને ગોતી લે છે. તે વિજાતીય યોનિમાં ઉત્પન્ન થતા નથી. ઉત્પન્ન થાય તો અન્યથા થાય છે. આ બીજો દષ્ટકારણ છે. બીજા તો જલ અન્ન વિગેરે સાધનપોષકતાથી ઉપયોગી છે. તે જો એક જ પ્રકારે જ થાય અને બે રૂપ ન પ્રગટે તો વૃદ્ધિ હ્રાસ આર્વિભાવ તિરોભાવ ન થાય. તેથી ભગવાન બીજ યોનીરૂપે પ્રગટ થાય છે. લોકમાં તો બન્નને સિધ્ધ કરનાર બીજા પણ વૃધ્ધિહાસ કરનાર પદાર્થો ગણાય છે. આ સિદ્ધાંતમાં ભગવાન જ છે. તેટલા જ માટે યોની બીજરૂપે પ્રગટયા. તેથી તેને સહકારની અપેક્ષા નથી. બ્રહ્મ પ્રથમ પ્રકૃતિ પુરૂષરૂપે થયું. એથી બ્રહ્મમાં યુકિત સંગત થાય છે. બ્રહ્મવાદમાં તો તેજ સર્વ શકિતયુકત ક્રમથી પ્રગટ થવા માટે પ્રથમ સૃષ્ટિમાં તેવા થઈને ક્ષય વૃદ્ધિને અપેક્ષા રહિત તેવું ઉત્પન્ન કરીને પછી લોકમાં બહુ ઉપકાર સિધ્ધ કરવા માટે એક અનેકાધા ઉપયોગ થવા માટે શકિતસમુહને વિભક્ત કરી બીજ યોનીભાવથી વસ્તુની કલ્પાન કરી એ વિશિષ્ટતા છે. બન્ને રીતે પ્રકાર દ્વય પાછળથી થયા છે એમ તો માનવું જ પડશે. તે વાત અનુભવથી પણ સિદ્ધ છે. તેમ અહીં પણ મોક્ષ સૃષ્ટિ વિગેરે ચાર પુરૂષાર્થને સિદ્ધ કરવા માટે સર્વને સર્વ ન થાઓ. એ હેતુથી પોતાની શકિતના વિભાગ કરીને મોક્ષ ભક્તિમાં સ્વયંમ બીજ અને યોની રામ જ થાય છે. આ ભાવથી લોકહિતને માટે અવતર્યા છે. તેથી એકજને ગ્રહણ કરવાથી કોઈ પુરૂષાર્થ સિદ્ધ ન થાય તેમજ સર્વત્ર અભ્યુદયરૂપ ફલમાં રામનું પ્રધાન્ય અને ભગવાનનો સહભાવ છે. સાક્ષાદ મોટી શક્તિ કૃષ્ણ જ છે. તેનો કયાંય સહભાવ કહયો નથી. નિઃશ્રેયસમાં તો રામનો સહભાવ છે. બંનેની તુલ્યતાનું નિરૂપણ છે. એવો સર્વત્ર વિચાર છે.તેથી ભગવાનનું જગત કતૃત્વ અને મોક્ષ દાતૃત્વ નિરૂપણ કરતાં આમ કહે છે. હિ શબ્દથી યુકિત કહી છે. આ રામ અને કૃષ્ણ વિશ્વના બીજ અને યોની બંને રૂપે તેને ગણાવે છે. આ ભક્તિથી ત્યાં પ્રગટ થયા તે બતાવવા *દષ્ટુમમેષ્યામઃ* તે ભગવાને કહેલું સત્ય કર્યું. બે રૂપે પ્રગટ કેમ થયા? તેમાં દષ્ટાંત કહેતાં સ્વરૂપ બતાવે છે. તે પુરૂષ અને પ્રધાનરૂપે પ્રગટયાં છે. આનો પ્રાકતમાં વિશેષ બતાવે છે કે સર્વાત્રાન્વિત થઈને કાળ જેનું રક્ષણ છે. એવા અભ્યુદયના તે ઈશ છે. મોક્ષ સાધન જ્ઞાન પણ ઈશાન છે. ભક્તિના પણ તે ઈશ છે. તે માટે તે બંને અહીં પાદુર્ભુત થયા છે. બ્રહ્મ ભગવાન કાળરૂપે થયાં. તેના પ્રયોજન આ બે હશે એમ શંકા થાય ત્યાં કહે છે. કે તે પુરાણ પુરૂષો છે. ભગવાન અનન્તમૂર્તિ હોવાથી આ સ્વરૂપ પણ અનાદિ સિદ્ધ છે. (૩૧)

એમ સ્વરૂપથી ઉત્કર્ષ કહીને ધર્મથી ઉત્કર્ષ કહે છે.

શ્લોકાર્થ :-૩૨

માણસ પ્રાણ વિયોગ વખતે વિશુધ્ધ મનને એક ક્ષણ જો તેના સ્વરૂપમાં રાખે સૂર્ય જેવો પ્રકાશવાળો થઈ પરમ ગતિને પ્રાપ્ત થાય છે. (૩૨)

## ભાવાર્થ; સુબોધિનીજી :-

ભગવદ ધર્મો હજારો છે. તેની ગણના થાય તેમ નથી. તેનું મહાત્મ્ય એ ભગવ અભેદ છે. ભગવાન પોતે જ ધર્મરૂપ થાય છે. એ સિદ્ધાંત છે. તેથી ભગવાનના ધર્મો વડે મનમાં કલ્પેલું સ્વરૂપ સર્વના હૃદયમાં રહેવાથી તે રૂપ સ્વાધીન થાય છે. તેનું મહાત્મ્ પ્રાણી, પ્રાણના વિયોગ વખતે શુદ્ધ મનને ક્ષણવાર રોકી તો કર્માશયને છોડીને પરમ તેને જરૂર નથી. એ કહેવા માટે માણસરૂપ એમ કહેલું છે.

જન એટલે સામાન્ય માણસ. બ્રાહ્મણ કે મુની એમ કહ્યું નથી. પ્રાણના વિ હોય છે. અશુદ્ધ અવસ્થામાં ક્ષણવાર ચિત્ત રાખે બહુ કાલ નહીં. તેમાં પણ વાણી કે તે રૂપ જ સર્વ ફલનું સાધક છે.

તેથી તેને વિશુધ્ધ કહ્યું છે. નહીતો કામનામાં તો તે કામીતજ ફળ મળે. કામનં જ્યારે બધા કામનો લય થાય ત્યારે પુરૂષાર્થ સિદ્ધ થાય. નિષ્કામ આત્મગામી થાય. તે થાય છે. તો ભગવદ ધર્મનું શું મહાત્મ્ય છે? ત્યાં કહે છે કે તે સત્ય છે.

અહીં નિષ્કામતા સાધનથી થવાની નથી. પણ ક્ષણવાર મન લગાડતાં જ તે મ

શ્લોકાર્થ :-૩૨

માણસ પ્રાણ વિયોગ વખતે વિશુધ્ધ મનને એક ક્ષણ જો તેના સ્વરૂપમાં રાખે તો કર્માશયને છોડીને બ્રહ્મરૂપ સૂર્ય જેવો પ્રકાશવાળો થઈ પરમ ગતિને પ્રાપ્ત થાય છે. (૩૨)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ભગવદ ધર્મો હજારો છે. તેની ગણના થાય તેમ નથી. તેનું મહાત્મ્ય એ ભગવાનનું જ છે. ધર્મ ધર્મિનો ભેદ અભેદ છે. ભગવાન પોતે જ ધર્મરૂપ થાય છે. એ સિદ્ધાંત છે. તેથી ભગવાનના ધર્મોને છોડીને ભાવુકે પ્રમાણબળ વડે મનમાં કલ્પેલું સ્વરૂપ સર્વના હૃદયમાં રહેવાથી તે રૂપ સ્વાધીન થાય છે. તેનું મહાત્મ્ય અહીં કહે છે. તે માણસરૂપમાં પ્રાણી, પ્રાણના વિયોગ વખતે શુદ્ધ મનને ક્ષણવાર રોકી તો કર્માશયને છોડીને પરમ ગતિને પ્રાપ્ત થાય છે. સાધનની તેને જરૂર નથી. એ કહેવા માટે માણસરૂપ એમ કહેલું છે.

જન એટલે સામાન્ય માણસ. બ્રાહ્મણ કે મુની એમ કહ્યું નથી. પ્રાણના વિયોગ વખતે સર્વ ઇંદ્રિયો વિકલ હોય છે. અશુદ્ધ અવસ્થામાં ક્ષણવાર ચિત્ત રાખે બહુ કાલ નહીં. તેમાં પણ વાણી કે દેહને અનુસરવાની જરૂર નથી. તે રૂપ જ સર્વ ફલનું સાધક છે.

તેથી તેને વિશુધ્ધ કહ્યું છે. નહીતો કામનામાં તો તે કામીતજ ફળ મળે. કામનો અભાવ વિશેષ સુદ્ધિ કહેવાય. જ્યારે બધા કામનો લય થાય ત્યારે પુરૂષાર્થ સિદ્ધ થાય. નિષ્કામ આત્મગામી થાય. તેથી જ્ઞાનનું મહાત્મ્ય પણ સિદ્ધ થાય છે. તો ભગવદ ધર્મનું શું મહાત્મ્ય છે? ત્યાં કહે છે કે તે સત્ય છે.

અહીં નિષ્કામતા સાધનથી થવાની નથી. પણ ક્ષણવાર મન લગાડતાં જ તે મન શુદ્ધ થઈ જાય છે. તેના માટે

બીજો કોઈ પ્રયાસની જરૂર નથી. પછી કર્મો જેમાં સૂવે છે. એવા સંગાથને લિંગ શરીરને છોડીને જવામાં સાધનની પણ જરૂર ન હોવાથી સ્વરૂપ જ પરમ ગતિને પામે છે. તેમાં પણ સાયુજયને માટે જીવ ભાવથી ગમન નથી. પણ બ્રહ્મમય થઈને *બ્રહ્મૈવ સન્ બ્રહ્માપ્યેતિ ।* એ બતાવવા અર્કવર્ણ કહ્યો છે. તેથી જેટલો પુરૂષાર્થ સર્વજ્ઞાનાદિ સાધનથી થાય છે. તે બધો અહીં એક વખતે થાય છે. તે ભગવદ ધર્મનું મોટું મહાત્મ્ય કહેવામાં આવ્યું. (૩૨)

એવા ભગવદ સ્વરૂપમાં જેને સર્વાત્માના સર્વદા સર્વ ભાવ વડે મન સ્થાપન કર્યું તેને ફળ મળે તેમાં શું કહેવું?

एतादृशे च भगवत्स्वरूपे यैः सर्वात्मना सर्वदा सर्वभावेन मनो निहितं तेषां फले किं वक्तव्यमित्याह। तस्मिन् भवन्ताविति। या दृशं हि रूपाशं चिन्त्यध्येयं वा तादृशा एव भवन्तीति सर्वज्ञनीनं भगवांश्च सर्वफलरूपः अतो नावशिष्यत इति युक्तं सर्वहेतुत्वमाह। अखिलात्महेताविति। अखिलानामात्मा हेतुश्च सर्वस्यात्मा भवति सर्वमस्यान्नं भवतीति फलं सिध्यति। किंच। विरुद्धोऽपि हेतुरात्मेति च वक्तुं नारायण इत्याह। अयं पुरुषो नारायणः किंचित्कारणार्थं सर्वेषामुद्धारार्थमेकपदत्वे शमपि कृतवान् अनेन फलावस्य कार्ये योग्यतं ज्ञापितं वशकाव्याप्त्यर्थं यतः लोकस्य व्यसनापनोदनपरो ह्यस्य

तस्मिन् भवन्तावखिलात्महेतौ नारायणे कारणमर्त्यमूर्तौ भावं विधत्तां नितरां महात्मन् किं वावशिष्टं युवयोः सुकृत्यं ३३

किं न त्वमहति सिद्धान्ते सर्वतिशनापि नितरां भावं विधत्तां रसत्वव्याप्त्यर्थं भावपदं उक्तं त्वेपि देवत्वपतीते तथापि फले स्वरूपानुपलापेक्षत इति समर्थाम पीदायां ज्ञानादिनामेव युक्तिः शुद्धेः तदेवोक्तं देहदेहादिरूपत्वेन व्याप्त्यर्थं माह। महात्मन्निति महात्मत्वं भगवदागमनान्निश्चीयते अतः युवयोः कृत्यं नावशिष्यते अनेनैयमेवावस्था पुरुषार्थ इति ज्ञापित ३३ ॥ ॥

શ્લોકાર્થ :-૩૩

સમગ્રના આત્માને કારણરૂપ એવા ભગવાન નારાયણમાં મનુષ્ય શરીરે ધરનારમાં તમારો ભાવ સ્થાપન કર્યો. તે મહાત્મ્યન ! તમારે પછી શું કર્તવ્ય બાકી રહે છે? કાંઇ નહિ.(૩૩)

ભાવાર્થ; સુબોધિનીજી :-

જેવું ઉપાસ્ય ચિંતન કરીએ કે ધ્યાન કરીએ તે રૂપ તે થાય એ વાત સર્વ લોક પ્રસિધ્ધ છે. ભગવાન સર્વ ફલરૂપ છે. એટલે કાંઇ બાકી ન રહે એ કહેવા માટે સર્વના કારણ તેને કહે છે. તે સર્વના આત્મા અને કારણરૂપ છે. સર્વના આત્મા થાય છે. તે સર્વના અન્ન થાય છે. તે શ્રૃતિથી ફલ સિદ્ધ છે. તે આત્મા છે.

તે વિકારમાં કારણ છે. માટે નારાયણ કહ્યાં છે. આ પુરૂષ નારાયણ છે. તે સર્વના ઉદ્ધાર માટે તેમને કપટ વેશ પણ કર્યો. તેથી ફલની જરૂરીયાત બતાવી. શંકાની નિવૃતિ માટે લોકના દુઃખ મટાડયા. તે દાસના દુઃખ શું જોયા કરે? ન જ જુએ. જરૂર મટાડે એ સિદ્ધાંત થયો. તેમાં અત્યન્ત ભાવ રાખો. રસત્વ વ્યાવૃતિ માટે ભાવપદ ઉધ્ધવ બોલ્યાં છે. કારણ કે નંદરાયને દેવત્વની પ્રતિતી થાય છે.

તો પણ ફલમાં સ્વરૂપ યોગ્યતા જોઈએ. જેમ મર્યાદામાં બ્રાહ્મણોની જ મુક્તિ થાય. પૃષ્ટિમાં વૈકુંઠાદિમાં પક્ષ્યાદિભાવ થાય. તે ન થવા માટે કહે છે.

તમે *મહાત્મ્યન* મોટો આત્મા ભગવાન પધારવાથી થયો. તેથી હવે તમારે કંઇ કર્તવ્ય બાકી રહેતું નથી. તમારે ઘેર પ્રભુ પધાર્યા ત્યારથી તમે કૃતાર્થ છો. (૩૩)

એમ વિષયને અને સાધનને અભિનંદન આપીને લૌકિક ભાવથી ખેદ ન કરવા માટે કહે છે.

द०टी०४२ १५५०

एवंविधं साधनं वा मिनं घे लौकिकभावेन रखे देवर शिवउमाह । आगमिष्यतीति अदीर्घेणैव कालेन व्रजमागमिष्यतीति यतः ।
अच्युतः स्वरूपतो धर्मतश्च अन्यथा वा च्युतः स्यात् लौकिकभावयानसाधनमिति केचित् शास्त्रार्थतः समागमिष्य
तीत्यन्ये भगवद्भावरूपत्वेन भगवदीयानां वक्तारूपं स्वेति वाक्यावपि नौरतिविशेषवचनाद्व्रजगताः श्रिरापितानि
तिवाक्यविरोधाभावात् नंददृष्ट्स आगत एव भगवान्परं प्रधानगोपिकाप्रतीतिमन्यथेत्यर्थाद्वगम्यते आर्थिके विरोधः

आगमिष्यत्यदीर्घेण कालेन व्रजमच्युतः । प्रियं विधास्यते पित्रोर्भगवान्सात्वतां पतिः ॥ २४ ॥

भावादिममर्थमेव ज्ञापयितुमाह । प्रियं विधास्यते पित्रोरिति यथैव प्रियं भवति येन प्रकारेणागते तथैव विधास्यतिरेताह
शकरणे सामर्थ्यमाह भगवानिति एवं प्रमत यागमने हेतुमाह । सात्वतां पतिरिति यादवानां भगवद्भक्तानां च पतिः
यादवाद्युद्धारेणाप्यागी उद्धाराचंतयासमागमिष्यतीति भावः । शांतिमावहेति वाक्यादेवेद्युच्यते । अन्यथा शास्त्रा
र्थमात्रमेव कथयेत ॥ २४ ॥

राम १५५०

શ્લોકાર્થ :-૩૪

અચ્યુત ભગવાન થોડા વખતમાં જ વ્રજમાં પધારશે અને માતાપિતાનું પ્રિય કરશે. કારણ ભગવાન ભકતોના પતિ છે. (૩૪)

ભાવાર્થ; સુબોધિનીજી :-

થોડા વખતમાં જ,તે વ્રજમાં આવશે. કારણ કે તે અચ્યુત છે. સ્વરૂપથી અને ધર્મથી ચ્યુતી રહીત છે. એમ ન હોય તો વાકયથી ચ્યુત થાય. કેટલાંક એમ કહે છે કે આ લૌકિક વાણીથી બોધન કરેલું છે. બીજા લોકો શાસ્ત્રથી આવશે એમ કહેશે. ભગવાનના કથાનુંરોધથી અથવા ભગવદીયોના વાકયથી *કુરૂન મધૂન ચાથસુહૃદિ દક્ષયા* ઈત્યાદી વાકયોથી એવાં વિશેષ વચનથી *ગર્તાશ્ચિરાયિતાન્ શત્રુપક્ષ ક્ષપણ ચેતસઃ* ઈત્યાદી વાકયોનો વિરોધ નહીં આવે.

તે વાકય કુરૂક્ષેત્રના પ્રસંગમાં ગોપીઓ પ્રત્યે કહી છે. નંદરાયને જોવાને ભગવાન પધાર્યા છે. પણ જેમ ગોપીકાઓ ન જાણે તેમ તે નંદરાયને પ્રતિતી કરાવશે. આર્થીકમાં વિરોધનો અભાવ છે. એ અર્થને જણાવવા માટે જેમ પિતા માતાનું પ્રિય થાય તેમ આવ્યા છે. અને તેમને સુખ આપશે. એક કરવાનું તેમનું સામર્થ્ય છે. તેથી ભગવાન કહ્યાં છે. એમ ગૃપ્ત રીતે આવવાનું કારણ કહે છે કે તે સાત્વતાના પતિ છે. યાદવો અને ભગવદ ભકતોના પતિ છે.

યાદવ અને ભકિતમાર્ગના અનુરોધથી તેઓ આવશે. *પ્રીતિમાવહ* એ વાકય થી કહ્યું છે. નહિં તો શાસ્ત્રાર્થ માત્ર કહેત ।। (૩૪)

ભગવાન એમ આવશે. એમાં અને આવશ્યકતામાં શું પ્રમાણ?

ननु भगवानेवमायास्यतीत्यत्रावश्यकत्वे वा किं प्रमाणमिति चेत्तत्राह हत्वेति। कंसं हत्वा यद्दा भगवान् वोऽस्मत्स्थाने समागत्य तत्सत्यमेव करोतीति कंसो व्याजेनैव मारणीय इति परोक्षवादेनापि तावत्पर्यन्तं वदति अतो गोपिकाः प्रतिसमानमनकथा शास्त्रार्थत्वे नापि संगच्छते कंसमारणानन्तरं तु प्रयोजनाभावान्न परोक्षकथायां निमित्तमस्ति कापट्ये हि शीघ्रं हतो भवत्यक्लिष्टकर्मा नान्यथेति वधश्च शीघ्रमेव कर्त्तव्य इत्यत्र हेतुमाह। प्रती

हत्वा कंसं रंगमध्ये प्रतीपं सर्वसात्वतां। यद्दाह वः समागत्य कृष्णः सत्यं करोति तत् ३५ ॥

पं सर्वसात्वतामिति। सतां भक्तानां सर्वथा प्रतीपं प्रतिकूलं सर्वमन्यथाकरणे ज्ञापकमाह रंगमध्य इति। रंगस्थानं हि लीलायानत्वं वक्ष्यत इत्यपि उरोधात् युष्मान् आगत्य तत्रापि कृष्णः फलरूपः सर्वनिपेक्षः अनेन हेतुवाद प्रयोजनाभावः उक्तः अतस्तत्सत्यं करोत्येव वर्त्तमानप्रयोगेनस्थाप्यतमपि तस्यागमनं सूचितं वर्त्तमानसमीये वर्त्तमानप्रयोगः। अत आगमिष्यतीत्यप्यविरुद्धं ३५

શ્લોકાર્થ :-૩૫

સર્વ ભકતોનો વિરોધી કંસ તેને રંગમાં માર્યો. અને આપણી પાસે આવીને ભગવાન જે બોલ્યાં તે પોતાનું વાકય ભગવાન સત્ય કરશે. (૩૫)

## ભાવાર્થ; સુબોધિનીજી :-

કંસને મારીને ભગવાન જે બોલ્યાં છે. તે પણ આપણી પાસે આવીને જે કહ્યું છે તે સત્ય છે. કંસને કોઈ નિમીતથી મારવો હતો ત્યાં સુધી તો તેઓ બોલે પણ ખરા. ગોપીઓ પ્રત્યે આવવાનું કહ્યું છે. તે શાસ્ત્રાર્થ રૂપે પણ ઘટે. કંસને માર્યા પછી તે પ્રયોજન ન હોવાથી પરોક્ષ કથા કહેવાનું પ્રયોજન નથી. કંસ કપટ કરે તો

ભગવાન તુર્ત મારે નહી.

કારણ ભગવાન અકિલષ્ટ કર્મા તેને મારે નહિં. તેને જલ્દી મારવો છે. કારણ કે તે સર્વ ભકતોનો વિરોધી છે. રંગની અંદર લીલા થવી જોઈએ. ત્યાં તેને મારવો પડયો. તે ઉપરના કારણ ને લઈને તેમાં પણ તમારી પાસે આવીને તમને વિનંતી કરી તે પણ ફલરૂપ કષ્ણે કરી તે હેતુ વાત કરવાનો કંઈ જ પ્રયોજન ન હોવાથી કહેલું વાકય સત્ય કરશે જ. અત્યારે તે આવ્યા છે તે દેખાય છે. તેમાં કોઈ વિરોધ નથી. (૩૫)

તમો કહો છો હમણાં આવ્યાં છે. છતાં દેખાતાં નથી. તેમ હવે પછી આવશે તેને જોવા ન જઈએ તો આવે કે સત્ય કહે તેમાં શું? ત્યાં કહે છે.

१·४३ ५१

ननु यथेह मनीमागतो न दृश्यते तथाप्यागतो न दृश्य इति किमागमने सत्यवाक्यं न चेत्याशंक्याह माखिद्यमिति। भगवद्दर्शना
थे खेदं माकुरुतं दर्शनेन संदेहः प्रागज्ञानाद्धि [illegible] दर्शने वारयति। अंतिक इति लौकिके भगवाने वापेक्ष्यत इति न रामयहणं
तस्य प्रादुर्भावः सर्वत्रैव स्वागम इति ज्ञापयितुं अंतर्निरूपयति। अंतर्हृदीति। अन्यो भविष्यतीत्याशंकां व्यावर्तयति। स इति
यो भवद्भिरपेक्ष्यते स एव सर्वेषां भूतानां हृदये वर्त्तत इति। तत्र प्रमाणमाह। भूतानामिति। अन्यथा ते कथं जाताः प्राणिनः आ
धारव्यतिरेकेण अन्नादि क्रियाणां स्थित्यसंभवात् अतः स्वापेक्षया प्याधारत्वेन सर्वत्रैव वर्त्तते अंतर्हृदीति प्रत्यर्थं वि

मा खिद्यतं महाभागौ द्रक्ष्यथः कृष्णमन्तिके। अन्तर्हृदि स भूतानामास्ते ज्योतिरिवैधसि ३६ ॥

शेष उक्तः जीवास्तत्त्रयोर्व्याहृत्यर्थं दृष्टांतमाह ज्योतिरिवैधसीति। एवं हत्वा विशेषेऽपि यथा द्वयोर्निमज्जनं तेन ज्वलंति
न काष्ठादयः उत्पन्ना अपि [illegible] अतो ज्ञापयते स्वभावत एव ते वह्न्यात्मकाः जलेनैव [illegible]
[illegible] अतो भूयानंशस्तेजस एव ज
लस्यानीयात्याः स त्पार्थिवांशस्यानीयो जीव इति ३६ ॥ ॥

राम ए५१

सर्वत्र भगवान्वर्तते न ह्यन्तःस्थितं भगवन्तं लक्ष्मीनारायणादिना वर्तन्ते इत्यवसीयते। अन्यथा मथनेनैव योगादिना न प्रादुर्भूतः स्यात् ३७ एवं प्रादुर्भावे स्थूलभक्तानुक्त्वा तथापि दुःखं भवतीति वक्तुं लौकिकप्रयोजकान् सर्वानेव संबंधान्वारयति। न मोमेति। अनेनान्यथा पि निवार्यते न हि भगवान्कस्यापि दुःपाल्यो भवतीति तस्य सर्वान्तर्यामिनः कृष्णस्य यशोदादाद्याः मातृत्वेन प्रसिद्धा अपि ता न मातरः तथा नंदादयोपि न पितरः न पत्नीता पुनस्तयो भार्या न वा ऊशादयः सुताः आदिशब्देन भ्रातरः गदादि

नह्यस्यास्ति प्रियः कश्चिन्नाप्रियो वास्त्यमानिनः। नोत्तमो नाधमो वापि समानस्यासमोपि वा ३७
न माता न पिता तस्य न भार्या न सुतादयः। नात्मीयो न परश्चापि न देहो जन्म एव च ३८ ॥

योपि आत्मीयः स्वसत्तात्मकः परः शत्रुः परकीयोपि पर एवेति न सर्वथा निरूपिताः चकारान्नोदासीनः अयमर्थो निर्धारित इत्येवकारः न अपि देहः परदर्थमेते अपि संति तस्य कारणं जन्मापि नास्ति एवकारः सर्वं वक्तव्यं नास्ति अनेन यत्किंचित्सम्भावितं तदपि निषिद्धं ३८ ॥

શ્લોકાર્થ :-૩૬-૩૭

જેમ કાષ્ઠમાં અગ્નિ રહે તેમ સર્વ ભૂતોના હૃદયમાં રહેનાર કૃષ્ણને આપ સમીપ જોશો. કારણ કે આપ બળભાગી છો. માટે ખેદ ન કરો. એને કોઈ પ્રિય નથી. અપ્રિય પણ નથી. છતાં પણ પોતે અમાની છે. તે પોતે સમાન છે. તેને કાંઈ ઉત્તમ કે અધર્મ નથી. (૩૬-૩૭)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ભગવાનના દર્શનને માટે આપ બંને ખેદ ન કરો. આપણે દર્શન થવા માટે સ્વરૂપની યોગ્યતા કારણ છે. આપ મહાભાગ્યશાળી છો. અનુમાનથી પણ આપાણું ભાગ્ય પ્રતિત થાય છે. તેથી તે ભાગ્ય જ આપણને દર્શન કરાવશે. માટે દર્શનનો સંદેહ ન કરો. યોગથી કે જ્ઞાનથી દર્શન થાય તેવાં નથી પણ તમે તો તમારી પાસે કૃષ્ણને જોઇ શકશો. લૌકિકમાં ભગવાનની જરૂર છે. માટે રામનું નામ નથી લીધું. તેનો પાદુભાવ સર્વત્ર સુગમ છે. એટલે સર્વભૂતના હ્રદયમાં છે. તે ભૂતો છે. નહી તો પ્રાણી કેમ થઈ શકે? આધાર ભકત અન્નાદિ સ્થિતીમાં અસંભવ છે. હ્રદયની અંદર તો પ્રતિતી થાય છે. તેને માટે દષ્ટાંતે તે સમજાવે છે. જેમ કાંષ્ઠમાં અગ્નિ રહે છે. લાકડું અને ઘડો પૃથ્વીમાંથી થાય છે. છતાં ઘડો જલમાં ડુબે છે. અને લાકડું તરે છે. ઘડો બળતો નથી અને લાકડું બળે છે. તેથી ઘડો જેવો લાકડું નથી. તે ઉત્પતિમાં પણ ભૂમીના અંશ પોતાની સમાન ગ્રહણ કરતાં નથી. તેથી જણાય છે કે બધા અજ્ઞાનત્મક છે. જલથી પુષ્ટ થાય છે. બધાને વ્યવધાન કરાવનાર માયાને જેમ સુક્ષ્મ પૃથ્વીના અવયવો છે. બંને જાય તો ભષ્મ થાય છે. ત્યાં સુધી તે લાકડું કહેવાય છે. લાકડામાં અગ્નિનો ભાગ છે. જલની જગ્યાએ અહીં આસન્ય છે. પૃથ્વીના અંશની જગ્યાએ જીવ છે. તેમ સર્વત્ર ભગવાન બધા ચેતનમાં રહી ઉભા થાય છે, ચાલે છે. તેથી જણાય છે. લાકડામાં અગ્નિ હોવાથી મંથન કરવાથી પ્રગટે છે. તેમ મનુષ્યમાં યોગાદીથી ભગવાન પ્રગટ થાય છે. તે તેમાં ન હોય તો પ્રગટે નહિં. (૩૬-૩૭)

એમ ભગવાનના પ્રાગટયમાં સુલભતા બતાવી તો પણ તે દુલર્ભ છે. તેમ કહેવા માટે લૌકિકમાં લઇ જનાર બધા સંબંધોનું વારણ કરે છે.

શ્લોકાર્થ :-૩૮

તેને માતા, પિતા, સ્ત્રી, પુત્રો, પોતાના, પારકા, દેહ, જન્મ કાંઇ પણ નથી.(૩૮)

ભાવાર્થ; સુબોધિનીજી :-

આનાથી અસૂર્યાનું પણ નિવારણ કર્યું. ભગવાન કોઈને ઠપકો દેવા લાયક નથી. તે કૃષ્ણ સર્વના અન્તયામી

છે.તેને યશોદા વિગેરે માતપણાથી પ્રસિદ્ધ છે. પણ તેને કોઈ મા નથી. તેમ નંદરાય પણ બાપ નથી. સ્ત્રીઓ સીતા વિગેરે તેમને નથી. કુશ વિગેરે પુત્રો પણ નથી. ગદાદી ભાઈઓ પણ નથી. પોતાની સત્તા ચાલે એવો આત્મીય પણ કોઈ નથી. શત્રુ નથી. તેથી કોઈ પારકો નથી. કોઈ ઉદાસીન પણ નથી. આ વાત નકકી છે. તેથી એવ કહ્યો છે. વા અનાદરાર્થક છે. તેથી જે કંઈ હતું તે બધાનું નિષેધ કરે છે. (૩૮)

જયાં સુધી કર્મ છે. ત્યાંસુધી જન્મવાનું મટતું નથી. કર્મો તો પ્રસિદ્ધ છે. તો જન્માદીનો અભાવ કેમ કહેવાય? ત્યાં કહે છે.

૨૦૨ી૦૪૨
૯૫૨

ननु कर्मस्तु विद्यमानेषु जन्माद्युच्छेदः कर्म्मणां च प्रसिद्धत्वात् कथं जन्माद्यभाव इत्याशंक्याह । न चास्येति । नापि अस्यान्तर्यामि नो निर्लेपः स्य अग्निवत्सर्वदाहकस्य सदसन्मिश्रयोनिषु उत्कृष्टापकृष्टमध्यभावेषु देवतिर्यग् मनुष्यरूपेषु अस्य कर्मापि न तत्रापि वेत्यनादरे ज्ञातेऽपि ते न च किंचित्कार्यमिति हि किमर्थमेतावत्करोतीत्याशंक्याह क्रीडार्थ इति अयं सर्वोऽपि भगवज्ज्ञावः साधूनां परित्राणाय तदपि नो हेतु किंतु कल्पते स्वयमेव समर्थो भवति यथा सूर्यः समागतः स्वयमेवान्धकारं नाशयति न तु न रथ्य अपनोपि कर्त्तव्यः ॥ यथा महाराजः क्रीडार्थमप्यागते चौरभयं निवर्त्तते ॥ ३९ ॥ एतदप्यंगीकृ

न चास्य कर्म वा लोके सदसन्मिश्रयोनिषु । क्रीडार्थः सोऽपि साधूनां परित्राणाय कल्पते ॥ ३९ ॥ सत्त्वं रजस्तम इति भजते निर्गुणो गुणान् । क्रीडन्नतीतोऽपि गुणैः सृजत्यवति हन्त्यजः ॥ ४० ॥

त्योच्यते मतान्तरे तत्तदपि नास्तीति वदन् सर्वोक्तेर्वोपपत्तिमाह सत्त्वं रजस्तम इति स्वयं निर्गुण एव स्थलन्तरानेतान् क्रीडन् भजते तेषां विशेषणं योजनमाह तेः सृजत्यवति हन्तीति पर्याख्यायनजः स्वरूपतो न जायते अन्यथा तत्कार्यरूपेण जनन मावस्य कर्म वमात्मसृष्टभावे गुणैरेव सर्गे जीवानामपि उपाधिकभेदेनैव भेदसंभवात् ॥ ४० ॥ ॥

રામ
૯૫૨

શ્લોકાર્થ :-૩૯

સત્, અસત્ અને મિશ્રયોની લોકમાં મળે. એવો આનું કોઈ કર્મ નથી. તો પણ તે ભકતનું પાલન કરવા માટે પધારે છે. એમ લોકો કલ્પે છે. ખરી રીતે તો તેમનો બધો ક્રિડાભાવ છે. (૩૯)

ભાવાર્થ; સુબોધિનીજી :-

અર્તયામી અને નિર્લેપ તેમજ અગ્નિને પેઠે સર્વના દાહક ભગવાનને ઉત્કૃષ્ટ, અપકૃષ્ટ અને મિશ્રભાવથી મનુષ્યરૂપમાં જન્મ થાય. એવું એનું કર્મ નથી. તેમાં વા આદરમાં છે. કર્મ થાય તો પણ તે કાંઈ ન કરે. તો પછી આ બંધુ શા માટે કરે છે? તેના ઉત્તરમાં કહેવાનું કે તે બધી ક્રિડા છે. આ બધો ભાવ કીડાર્થક છે. કીડા કરવામાં પણ ભકતોનું રક્ષણ થાય છે. .ભગવાનનો ઉદેશ્ય નથી. પણ લોકો કલ્પે છે. જેમ સૂર્ય આવે ત્યારે અંધકાર એની મેળે ચાલ્યો જાય તેને માટે સૂર્યને કાંઈ પ્રયત્ન કરવો પડતો નથી. જેમ મહારાજ રમતગમત માટે આવ્યા હોય તો પણ ચોરનો ભય ન થાય. તેમ ભગવાનનું આગમન લોક હિતાર્થ છે. (૩૯)

એ પણ અગિંકાર કરીને કહેવાય છે. મતાન્તરમાં તો પણ તે નથી. એમ કહેતા પહેલા કહ્યું તેમાં યુકિત કહે છે.

શ્લોકાર્થ :-૪૦

પોતે નિગૃણ છે. છતાં સત્વ, રજ અને તમ એવા ગુણને તે ભજે છે. તે ગુણથી ક્રિડા કરે છે. તેનાથી જુદાં છે. પોતે અજ છે. છતાં ગુણોથી જગતને સર્જે છે, રક્ષા કરે છે અને સંહાર કરે છે. (૪૦)

ભાવાર્થ; સુબોધિનીજી :-

સ્વયમ્ નિગુણ છતાં મૂળભૂત આ ગુણોથી ક્રિડા કરે છે. તે ગુણોનું વિશેષ પ્રયોજન કહે છે. આ જગતને સર્જે છે. રક્ષે છે. અને સંહાર કરે છે. (૪૦)

જેમ પોતે અજ છે. સ્વરૂપથી પ્રગટ થતાં નથી નહીં તો કાર્યરૂપ જન્મ અવશ્ય થાય. આત્મ સુષ્ટિ ન હોય ત્યારે ગુણથી સુષ્ટિ થાય છે. જીવોને ઐપાધિક ભેદથી તેમાં ભેદનો સંભવ છે. તેથી આત્માને કર્તા પણું ક્યાંય પણ નથી. તેને અંતઃકરણના અધ્યાસથી કર્તુપણું છે. સર્વતઃ નથી એમ દષ્ટાંતથી ઉપાદિત કરતાં કૌમુતિક ન્યાયથી ભગવાનમાં કર્તાપણાનો નિષેધ કરે છે.

ज्ञात्वाप्यात्मनः कर्तृत्वं नास्तीति निरूपयन् अंतःकरणाध्यासेनैव कर्तृत्वं न स्वत इति दृष्टांतेनोपपादयन् कैमुत्यन्यायेन भग
वति कर्तृत्वनिषेधमाह यथा भ्रमरिकेति यो हि बाल्यावस्थायां भ्रमति तस्य दृष्टिभ्रमरिका भवति तस्य दृष्ट्या भ्राम्यतीव मही ईयते एव
स्मात् तस्माद् दृष्टिरेव भ्रमति अन्यथा तु ज्ञातॄणां तदैव भ्रमणं उपलभ्येत तथा चित्ते कर्तरि अहंकारे कर्तरि सति कर्तृत्वाभिमा
नस्यैव प्रयोजकत्वात् शास्त्रासविवेकेन अहंकार एव कर्ता भवति तत्राहंधिया जीवोपि कर्तेव स्मृतः न तु स्वतः कर्ता ए

यथा भ्रमरिकादृष्ट्या भ्राम्यतीव महीयते। चित्ते कर्तरि तत्रात्मा कर्तेवाहंधिया स्मृतः ॥ ४२ ॥ ॥

वं केचिद् दृष्टांतराष्ट्रांतिकभावेन एकवाक्यतया योजयंति वस्तुतस्तु दृष्टांतद्वयं अंतर्बहिर्भेदेन अन्यथा बुद्धिरिति केचित्कल्पनायां स
ति असामंजस्यं स्यात् अतः परमुक्ता यस्य न हि साक्षाद् भगवद्वाक्ये उपपद्यमाने प्रासंगिकत्वेन प्रयोजनमुचितं तत्र भगवान् ब्र
ह्मरूपः स्वयं तादृश एवाभिव्यक्तः नित्यस्वरूपः प्रणिनियारूपः क्रमेण परं पुरुषाणां दृष्ट्या गृहीतः तत्र भ्रामिकादृष्टिः स्वधर्मं
तत्र योजयति ततो ब्रह्मरूपमेव प्राकृतं सदृश्यैव तत्र तत्र परिदृश्यमानं तथा कल्पयति तस्माद् भगवति नैते धर्मा उक्ता



टी.४२
१५३

ः स्वभ्रमादेव सन्निराधानंदैः प्राकृतत्वप्रतीतिः किंच यथा स्मृतौ सांख्यादिशास्त्रे चित्ते कर्तरि आत्मा कर्तेव दृष्टः सन्दृष्ट्या
सा तत्तथा भगवति स्वसंबंधारोपात् तद्भावः प्रतीयते न तु वस्तुतो भगवांस्तथा भवति ततः पूर्ण एव व्यापकः परि
च्छिन्नदृष्ट्या तत्तत्सदृशं स्वयमभिव्यक्तः स्वयं वत्सवत्स तथा दृश्यते स्वधर्मारोपेण वा तथा मन्यते वस्तुतो दृश्यते
पि न अतः पूर्ण एव परमानंदः परिच्छेदकदृष्ट्या तदिच्छया क्वचिदुपलभ्यते क्वचित्तेति यथेदानीं भगवदिच्छया म
थुरावासिभिर्दृश्यते न तु भवद्भिर्यथा वा अस्मदादिभिर्दृश्यमानमपि भवंतो वदेति नात्र भगवान् किंतु मथु
रायामिति एवं भ्रमो भवद्भिः यस्त्वस्मादिति संभ्रमपरित्यज्य सर्वत्रैव भगवान् ज्ञातव्यः इत्यर्थः साक्षात्कारस्तु तदि
च्छया भविष्यति ४२

राम
१५३

શ્લોકાર્થ :-૪૧

જેમ ચક્રવત ફરતાં ભ્રામક નેત્રથી પૃથ્વી ફરતી હોય એમ દેખાય છે. તેમ ચિત્તના કર્તત્વમાં બુદ્ધિ વડે આત્મા પણ પોતાનું કર્તુત્વ સ્વીકારે છે. ખરીરીતે તે કર્તા નથી. (૪૧)

ભાવાર્થ; સુબોધિનીજી :-

જે વંટોળિયાની જેમ ફરે છે તેની દષ્ટિ ભ્રમરીકા થાય છે. તે દષ્ટિ વડે પૃથ્વી ફરતી હોય એમ દેખાય છે. એમ ન હોય તો ક્ષણાંતર પછી ભ્રમણ દેખાય. અથવા નહી ફળનારને પૃથ્વી ફરતી દેખાવી જોઈએ. તેમ ચિતમાં અહંકાર કર્તા થાય. ત્યારે હું કર્તા છું એવો અહંકાર તેનો પ્રેરક થાય છે. ત્યારે પ્રામ પ્રામ વિવેકથી અહંકાર કર્તા થાય છે. અહમ બુદ્ધિથી જીવ પણ કર્તા થાય છે. ખરી રીતે જીવ કર્તા થતો નથી. એમ કેટલાક દષ્ટાંત દષ્ટાંતીક ભાવ વડે એક વાકયતા કરી આ શ્લોક લગાવે છે. ખરી રીતે તો આમા બે દષ્ટાંત અંદરને બહારના ભેદથી જોઈએ. એમ ન માનો તો ઈવની સંગતિ થશે નહિ. દષ્ટાંતમાં અને વિષયમાં અન્યર્થા બુદ્ધિ થશે. જયાં સુધી સાક્ષાત ભગવદ ચરિત્ર ઘટતું હોય ત્યાં સુધી પ્રાસગિંકપણાથી યોજના કરવી ઉચિત ન ગણાય. એમાં ભગવાન બ્રહ્મરૂપ પોતે પ્રગટ થયાં છે. જેના સ્વરૂપ ગુણ અને ક્રિયા નિત્ય છે. પરંતુ તેને પુરૂષની દષ્ટિ કર્મથી ગ્રહણ કરે છે. તે ગ્રહણ કરનારી દષ્ટિ પોતાના ધર્મ ભગવાનમાં મૂકે છે. ત્યારે બ્રાહ્મરૂપ પ્રાકૃત સંબંધી'જયાંજયાં ગણાય છે.

ત્યાં દેખાતુ તેઓ તેને કલ્પી લે છે. તેથી ભગવાનમાં તેવા ધર્મો યોગ્ય નથી. પોતાના ભ્રમથી પરમાનંદમાં પ્રાકૃત તત્વ પ્રતિતી થાય છે. વળીશ્રુતિમાં સંખ્યાદી શાસ્ત્રમાં ચિત્ત કરે ત્યાં આત્મા કર્તા હોય છે. કારણ કે આત્મા ચિતમાં અધ્યસ્થ છે. તેમ ભગવાનમાં પોતાના સંબંધથી તે તે ભાવ દેખાય છે. ખરીરીતે ભગવાન તેવાં નથી. તેથી તે પૂર્ણ હોવા છતાં વ્યાપક છે. પરિચ્છિન દષ્ટિ વડે તે તે પદાર્થોમાં અભિવ્યક્તિ વડે સૂર્યની જેમ સંબંધથી તેવા દેખાય

છે. અથવા સ્વધર્મના આરોપથી તેમ લોક માને છે. ખરી રીતે તો તે દેખાતાં પણ નથી. તેથી પૂર્ણ પરમાંનંદ પરિચ્છેદક દૃષ્ટિથી તે તેમની ઈચ્છાથી કવચિત દેખાય છે. કવચિત દેખાતાં પણ નથી. તેમ હમણાં ભગવાનની ઈચ્છાથી મથુરાના લોકો ભગવાનના દર્શન કરે છે. તમો દર્શન કરતાં નથી. જેમ અમો દર્શન કરીએ છે છતાં તમો કહો છો કે અહીં ભગવાન નથી. પણ મથુરામાં છે. તે તમારો ભ્રમ છે. તમે એવાં ભ્રમને છોડીને સર્વત્ર ભગવાનને જાણો. સાક્ષાત્કાર તો તેની ઈચ્છાથી થશે. (૪૧)

ત્યાં કહે છે કે અમે તો આજ સુધી આને અમારા પુત્ર તરીકે ગણ્યાં છે. હવે અત્યારે એને પુત્ર નથી એમ કેમ કહીએ? અથવા અમે પોતાને ભ્રાંત કેમ માનીએ? ત્યાં કહે છે.

नन्वस्माभिरयं पुत्रत्वेन एतावत्कालं व्यवहृतः कथमिदानीमपुत्रत्वं स्वस्य वा भ्रान्ततत्वं मन्यामह इत्याशंक्याह युवयोरेवे
ति। यद्भगवतो लीलया भगवान् पुत्रो जात इति तथैवाङ्गीकृतम् इति मन्तव्यं तदा युवयोरेव भ्रान्तो नान्येषामिति नास्ति किं
तु सर्वेषामेवायमात्मजः आदिः स्व वा भ्रान्तयं पितेषा पुत्रत्वाद्याकारेण यदि न भवेत्। अपि हि किं प्रकारेण वा तदा संसा
रेषामेनामानन्देन भवेदिति को ह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यादिति श्रुतेः। यतोयं हरिः अका

युवयोरेव नैवायमात्मजो भगवान् हरिः। सर्वेषामात्मजो ह्यात्मा पिता माता स ईश्वरः ४२

रणसर्वदुःखहर्ता भगवान् समर्थः यदि समर्थो न स्यात् तदा दुःखं दूरीकुर्यात् तदा अपुत्रकं भवेदिति ज्ञातो युक्तस्ताद्वारेव स
र्वेषामात्मजः आत्मा वसंघातरूपः तथा पिता संघातस्य बीजं माता योनिः स च जीवः ईश्वरो नियन्ता अन्तर्यामी च
एतावद्रूपो भगवान् सर्वेषां भवतीति किमाश्चर्यं भवतां पुत्रत्वेन स्वात्मानं स्थापितवानिति ननु सर्वेषां तथात्वेपि
न सर्वेषां तथा प्रतीतिः किं त्वस्माकमेव इत्यत्र भगवता लीलयैव तथैव कृतं ४२ ॥ ॥

શ્લોકાર્થ :-૪૨

ભગવાન હરિ તમારા જ પુત્ર છે એમ ન માનો. તે સર્વના આત્મા, પુત્ર છે, પિતા છે અને માતા પણ તે છે. ઈશ્વર પણ તે જ છે. (૪૨)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

જે ભગવાનની લીલાથી ભગવાન પુત્ર થયાં. તેથી અમે તેમને પુત્ર માનીએ છીએ. એવો મત હોય તો તે તમારા જ છે બીજાના નથી એવું નથી. કિન્તુ સર્વના તે પુત્રાદિ છે, તે સર્વના આત્મા છે, તે જો આધિદૈવિક પ્રકારે તેના પુત્રાદિરૂપે ન થાય તો સંસારના પ્રાણીને આનંદ ન થાય. *કોવા અન્યત્કઃ પ્રામાણ્યાદેષ આકાશ આનંદો નસ્યાત્* એમ શ્રૃતિ કહે છે. કારણ કે તે હરિ છે.

બધાના દુઃખ હરનાર છે. ભગવાન સમર્થ છે. જો સમર્થ થઈને બધાના દુઃખ દૂર ન કરે. તો અયોગ્ય થાય. તેથી યોગ્યતાને માટે બધાના આત્મા જ થાય છે. આત્મા એટલે દેહરૂપ થાય છે. તેમજ પિતા છે. સંધાત તો બિજ છે. માતા યોની છે. તે જીવ છે. ઈશ્વર તો અંતયાર્મી છે. એવા ભગવાન સર્વના છે. તેથી તમારા પુત્ર થયાં. તેમાં શું આશ્ચર્ય? ભગવાન હું નંદરાયનો પુત્ર છું એમ પ્રસિદ્ધ કરે છે. (૪૨)

બધી વસ્તુ ભગવદઆર્ત્મક તમે કહી તે ખરું પણ બધોને તેની પ્રતિતી થતી નથી. પણ આપણે એમ માનીએ છે કે ભગવાને આ લીલા માટે આ કામ કર્યુ છે તેથી કૃષ્ણ પણ અમારો પુત્ર છે. બધાનો નથી. એમ નંદરાય કહે તો તેનો ઉત્તર ઉધ્ધવજી આપે છે.


दृष्टं श्रुतं भूतभवद्भविष्यत्स्थास्नुश्चरिष्णुर्महदल्पकं वा विनाच्युताद्वस्तुतरां न वाच्यं स एव सर्वं परमार्थभूतः ॥४३॥

શ્લોકાર્થ :-૪૩

જે જોયું છે. સાંભળ્યું છે, થયું છે, થાય છે, થશે, સ્થિર, ચલ, મોટું, નાનું એ બધું ભગવાન વિના નથી. સર્વ તેજ છે. તે પરમાર્થરૂપ છે. (૪૩)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ભગવાન સર્વમાં સર્વ રૂપ થઈને જ્ઞાન કરાવે છે. તે કોઈ ન માને તો તેનો અભાગ્ય સમજો. તમને પણ ભ્રમ હોય તો ન માનવું. પણ તે સર્વ છે. તેથી પુત્રપણું પણ તેમાં માનજો પણ એટલા પુત્ર જ છે એમ ન માનશો. તેમાં તમે અન્યર્થા બુદ્ધિ ન કરશો. પ્રત્યક્ષ થાય છે. જે આલોકમાં છે. તે દૃષ્ટ શ્રુતિ વિગેરેમાં સાંભળેલું એટલે પરલોકમાં થનારૂ તે શ્રૃત કહેવાય. ભૂત, ભવન, ભવિષ્ય એ કાળથી જેનું માપ નીકળે ત્રાણ પ્રકારનું કાર્ય સમજો. એનાથી જેનં માપ થઈ શકે છે. અને જેનું માપ નથી થસ શકતું તે

સર્વ વિરૂદ્ધ ધર્મના આશ્રયરૂપ સ્વયં છે એમ કહ્યું. પરિછિન્નમાં પણ અવાંતર ભેદવાળા ભગવાન જ છે સ્થાવર અને જગમ તેમાં એક તૃણ અને બીજો મેરૂ એક મચ્છર બીજા બ્રહ્મા. તે પણ ભગવાનન છે. તેમાં નાનું મોટ એમ ચાર ભેદ કહ્યાં. એ ચતુમૂર્તિ પોતે થયાં. કારણ કે પોતે અચ્યુત છે. જુઓ તેમાં કોઇ અંશમાં પરિચ્છેદ થતો હોય તો તે સ્વરૂપથી ચ્યુત થાય તેથી અચ્યુત સિવાય બીજી કોઇ વસ્તુ નથી. અચ્યુત વિભકત પણ નથી. તેનાથી ભિન્ન પણ કાંઇ નથી. નંદના પ્રથમ અધિકાર હોવાથી આધિદૈવિક પ્રકારથી ભગવાનનું સર્વપણું કહ્યું છે. તે પરમાર્થરૂપ છે. પરર્માથ ભગવાન ભૂત આધિદૈવિક પરર્માથ આધ્યાત્મિક પણ તે અર્થ તો ખરો. ભૌતિક તો અનર્થ છે. તેથી બઅહ્મ વાદથી આધિદૈવીક વાદ પૂર્વ મીમાંક્ષા સિધ્ધ કાંઇક હલકો તેનાથી અધ્યાત્મિક રૂપ ભેદવાદ હલકો તેનાથી માયાવાદ અમે જ્ઞાનના ઉત્તરોતર પ્રકારો બતાવ્યા. માયાવાદમાં તો આદ્દિદ્રવિક પણ ભૌતિક છે. મુકિત તો પ્રમેય બળથી થાય. (૪૩)

અમે નંદનો ઉપદેશ સમાપ્ત કર્યો. રાત પણ પૂરી થઇ.

एवंनंदोपदेशःसमाप्तःरजनीचततःसमाप्तेत्याह।एवंनिशेति।सानिशाएवंब्रुवतोरेवव्यतीतायस्याःसुखेसमागतःत तःपरंभार्ययासहभगवद्गुणालापेनापिरात्रिर्गच्छतीतिज्ञापनार्थंगणयतिनंदस्यकृष्णानुचरस्येतिनंदोभगव द्भक्तःप्रसिद्धएवउद्धवःकदाचिदन्यपिभवेदित्याशंकातंनिवृत्त्यर्थमाह।गोप्यःसमुत्थायेतिसस्यच्छायनत्वरात्रेवे वनिमित्तवशादुत्थानंनिरूप्यदीपानितितासांसंपत्तिरधिकानिरूपिता।वास्तूनसमभ्यर्च्येतिदीपानितिवद्भवच

एवंनिशासाब्रुवतोर्व्यतीतानंदस्यकृष्णानुचरस्यराजन्।गोप्यःसमुत्थायनिरूप्य दीपानवास्तूनसमभ्यर्च्यदधीन्यमंथन् ४४ ॥ ॥

नेनभगवतोमंगलारात्रिकमपिरूपितंदेहल्यादीनांसम्यगर्चनंकुलधर्मस्थापनार्थंभगवानत्रास्थिताइतिभक्त्या वादधीनिनानाविधानिप्रातःकृतानिमथ्याइकृतानिवमथनंतत्स्वस्यैवलौकिकोदोहस्त्विचारंवैदिकोद्विचारंवार मितिकेचनेनगोपिकानांसंतोपार्थमयगाभतःतासांसुखवत्तरितेनत्वघतीतिनंदातिथ्यवत्ताभिःकृतमातिथ्यं निरूपितं ४४

શ્લોકાર્થ :-૪૪

નંદરાય સાથે વાતો કરતાં કૃષ્ણાનુચર ઉદ્ધવને એ રાત તો એમ જ ખલાસ થઈ ગયાં. ત્યાં ગોપીજનો જાગ્યાં. તેને દીવાઓ કર્યાં. વાસ્તુની પૂજા કરીને વિધિ મંથન કરવા લાગ્યાં. (૪૪)

ભાવાર્થ; સુબોધિનીજી :-

જે રાતના આરંભમાં ઉધ્ધવઆવ્યા હતા તે રાત તો આમ વાતો કરવામાં ચાલી ગઈ. ત્યાંર પછી સ્ત્રી સાથે ભગવદ ગુણ ગાવામાં પણ રાત નીકળે?તેની વ્યાવૃતિ માટે કહે ચે. નંદ અને કૃષ્ણના સેવક ઉદ્ધવજી સાથે રાત ગઈ છે. નંદરાય ભગવાનના ભકત પ્રસિદ્ધ છે. ઉધ્ધવજી કોઈ બીજી પણ વાત કરે તેથી તેમણે કૃષ્ણના અનુચર કહ્યાં છે. સવેક તો સ્વામીનો કામ કરવાને આવે, તે સ્વામીની વાત જ કરે. રાજન ! એ સંબોધનથી અમે જાણો છો એમે સૂચવ્યું. રાત ગઈ.

ગોપીઓ સારી ઉઠયાં. દીવાઓ કર્યાં. ભગવાનની મંગલા આરતી પણ કરી એમ જાણયછે. વાસ્તુપૂજા એટલે ઉબરાની પૂંજા કરી. અથવા ભગવાન અહિં બીરાજે છે એ બતાવવા માટે ડેરી માંડે છે. સવારના બપોરના, સાંજના જમાવેલા બધાં દહીંનુ મંથન આ વખતે થાય, દિવસમાં ત્રણવાર ગાય દોહવાય છે. વૈદિકમાં બે વાર થાય. ઉધ્ધવ ગોપીઓને સંતોષ આપવા આવ્યા છે. નંદનું આતિથ્ર્ય તેને સ્વીકાર્યું તેઓ ગોપીઓનું આતિથ્ર્ય પણ સ્વીકાર્યુ એમ સમજવું. (૪૪)

જો કે ઉધ્ધવ ગોપીઓના સ્વરૂપ અને તેની સ્થિતી જોઈને સતુષ્ટ થયાં છે. તથાપિ તેનો ઉત્કર્ષ કહે છે.

૬૦ટી-૪૩
ए५५

यद्यपि स्वरूपस्थित्यैव संतुष्टो भवति तथापि तासां उत्कर्षमप्याह। ताद्दीपदीप्तैरिति दीपैर्दीप्तैर्मणयो येषां दीपशक्ति विवर्त्याहिणः। ते विशेषेण रंजः स्वरूपेण यापि अधिका कांतिरिति भगवद्योग्यता निरूपिता भगवद्गुणगाने योग्यता वा एवं स्वरूपं वर्णयित्वा क्रियाभिर्विशेषशोभातिशयमाह। रज्जुनो निकर्षणे भुजौ येषां जातं तत्र कंक

ताद्दीपदीप्तैर्मणिभिर्विरेजू रज्जुर्विकर्षद्भुजकंकणस्रजः। चलन्नितंबस्तनहारकुंडलत्विषत्कपोलारुणकुंकुमाननाः ॥ ४५ ॥ ॥

णानां स्रजो याभ्यः स्थूलकंकणपरिधानं भगवद्विरहान्नाभत्वं वा बोध्यते चलन्नितंबः स्तनौ च तत्र हाराः कुंडले च यासां कुंडलयोर्वा त्विट्कांतिस्तया युक्तः कपोलो यासां मानप्रतत्विट् ततो भावे कपोले ताम्भ्यांकृता वा अरुणाः कपोलयोर्वा रुणाः अरुण कुंकुमं मुखं तासु खासर्वांगे भूषा उत्तमाभरणं एतत्तमत्वं च निरूपितं ४५ ॥ ॥

राम
ए५५

શ્લોકાર્થ :-૪૫

દિપના પ્રકાશથી શોભતાં મણીઓથી શોભાવાળી, દહી મંથન કરતાં દોરડું ખેંચવાથી હાથના કંકણો અને માલાઓના ચાલવાથી શોભતી ઉભા થઈને ખેંચતા સ્તન થતા નિંતબ ચલાયમાન થાય છે તે સ્તન પરના હાર તથા કુંડલના ચાલતાં કપોલ પર પડતા તેજથી તથા કંકુ વડે અરૂણ મુખવાળા ગોપીઓ શોભે છે. (૪૫)

ભાવાર્થ; સુબોધિનીજી :-

દિપના તેજનું પ્રતિફલન થવાથી મણીઓ પ્રતિબીંબને ગ્રહણ કરે છે. તેથી ગોપીઓ વધારે શોભે છે. ગોપીઓ પોતાના સ્વરૂપ કરતાં અધિક કાંતિવાળા દેખાય છે. તેથી ભગવાનને તે યોગ્ય છે એમ કહ્યું.

અથવા ભગવાનના ગુણગાનને તેનામાં યોગ્યતા છે એમ સ્વરૂપ વર્ણન કરીને પ્રીયામાં તેનો વ્યાપાર છે.

તેમાં શોભાનો અતિશય બતાવે છે.

દોરડાંને ખેંચતાં હાથમાં કંકણની માળાઓ છે. સ્થૂલ કંકણ ભગવાનના વિરહમાં પહેર્યા છે. અથવા તે વિરહથી દુર્બળ થતાં કંકણો સ્થૂળ દેખાય છે. નિતંબ અને સ્તન ચલિત થાય છે. સ્તન પર હાર ચલિત થાય છે. કાનના કુંડલ ચલિત થાય છે. અથવા કપોલની ઉપર કુંડલોનું તેજ પડે છે. તેનાથી કપોલ અરૂણ દેખાય છે. અથવા અરૂણ કુકમવાળા મુખવાળી ગોપીઓ છે. તેથી સર્વાંગને સુંદરતા તેના આભરણો અને તેમનું ઉત્તમપણું કહ્યું. (૪૫)

એમ સ્વરૂપથી ભગવાનને યોગ્ય હોવાથી આતિથ્ય કહીને ભગવદ ગુણ પરાયણ હોવાથી પણ તેનામાં આતિથ્યને કહે છે.

स्वरूपतो भगवद्योग्यत्वेनातिथ्यमुक्त्वा भगवद्गुणपरत्वेनापि तथात्वमाह उज्जायतीनामिति। धर्म्मद्वयमपि गानेनैव भवतीति। आदौ स्वरूपमाह अरविंदलोचनमिति स हि कमलनयनः कोटिकंदर्पसुंदरः न तु केवलं स्वरूपत एव किंतु गुणतोपीत्याह व्रजांगनानामिति। ता हि व्रजांगनाः स्वयमेव वशीकृताः किं बहुना हि नापस्मानं गानं नियामिति ताद्ध्वनिपरत्वे हेतुः स्वकृतः। अन्यथा गानाशंसा न स्यात्तासां लौकिकवैदिकनिरपेक्षत्वाद्यगाने विशेषमाह। उज्जायतीनां ध्वनिर्दिवमस्पृशदिति। कार्यकारणस्य हि तं गाने निरूपितं कारणाधिक्याल्लोकपरित्यागः तया सति लोकविद्विष्ट

उज्जायतीनामरविंदलोचनं व्रजांगनानां दिवमस्पृशद्ध्वनिः। दध्नश्च निर्मन्थनशब्दमिश्रितो निरस्यते येन दिशाममंगलं ॥ ४६ ॥

त्वात् अस्वर्ग्यत्वमाशंक्य तत्स्पैव स्वर्गविषयः। कोसंदेहस्तत्फलस्येति तेनैव चरितार्थत्वात् वैदिकनिरपेक्षता उक्ता। तासां भगवदीयत्वेन स्वर्गस्यानपेक्षितत्वात्। वा निकायिकयोरेव कर्मणोः स्वर्गं व्यञ्जयतीत्याह नायं दध्नश्च निर्मन्थनशब्दमिश्रितः इत्युक्तप्रकारात् लोकानामपि रणकारेण मिश्रितः भगवदीयानां गुणानां सर्वव्यापि गोपिकानां गवां च सर्वं व्यापकत्वं तत इति भगवान्निव भगवद्गुणाश्रितास्तदा पक्षा इति तासां महत्त्वं सूचितं न तु सर्वधर्म्मपरित्यागे तत्तासां पापं भवेदिति कथं तद्दर्शनेन आतिथ्यं माहात्म्यं वेत्याशंक्याह येन ध्वनिना दिशामेवामंगलं निरस्यते किमुत तत्संबंधिनां ॥ ४६ ॥

શ્લોકાર્થ :-૪૬

કમળ નેત્રવાળા ભગવાનનું ઉચ્ચ સ્વરે ગાન કરવાથી વૃજાંગના આનો ધ્વની આકાશમાં સ્વર્ગ સુધી પહોચ્યો. દધિના મંથનને શબ્દ તેમાં મળવાથી તે શબ્દ દિશાઓના અમંગલને દૂર કરવાને સમર્થ થાય છે. (૪૬)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ધર્મબુદ્ધિથી પણ ગાન થાય છે. તેની નિવૃત્તિ માટે *અરવિંદલોચન* કહયાં છે. ભગવાન કમળ સરખાં નેત્રવાળાં અને કાટિકંદર્પ જેવા સુંદર છે. ત્યાં શંકા કરે છે કે ભગવાનના બ્રહ્મત્વાદી ગુણ કેમ નથી કહેતાં? ત્યાં કહે છે કે કહેનાર વ્રજની સ્ત્રીઓ છે. તેને પોતાના સૌદંયથી ભગવાનને વશ કર્યા છે. તેને બ્રહ્મત્વની જરૂર નથી. તેથી અંગના કહી છે. તેવો અર્થ ન થાય તો વિશેષણ વ્યર્થ થાય. તે વ્રજભકતો લૌકિક, વૈદિક નિરપેશ છે. તેથી તેના ભાવમાં વિશેષ છે. તે હવે કહે છે કે તેને એવું ઉચ્ચાં સ્વરે ગાન કર્યું કે જેનો ધ્વની સ્વર્ગમાં પહોંચ્યો. તે ગાન કાર્ય અને કારણ સહીત થયું. એમ પણ કહેવાયું. કારણમાં અધિકતા થવાથી લોકોનો પરિત્યાગ થયો. તો લોક વિદ્દિષ્ટતા થાય તો તે અસ્વર્ગ્ય ગણાય. તેને સ્વર્ગને સંબંધ કહે છે. તેના ફળમાં શું સંદેહ હોય? તેનાથી જ કૃતાર્થ થવાય છે. તેથી વૈદિક નિરપેક્ષ થાય છે. તે પોતે ભગવદીય હોવાથી સ્વર્ગની તેને ઈચ્છા રહી નથી.

વાચનિક કાયિક કર્મો જ સ્વર્ગના સંબંધવાળા થયાં. તેમ કહેવા માટે દધિ મથવાના શબ્દથી તે શબ્દ મીશ્રીત થયો. એમ કહ્યું. ચ કાર છે. તેથી કંકણના ઝંકારથી પણ તે શબ્દ મીશ્રીત થયો છે. તે ભગવદીયના ગુણના સંબંધવાળો હોય છતાં ગોપીઓ અને ગાયોના સંબંધવાળો તે થવો જોઈએ. તેથી ભગવાનની જેમ ભગવાનના ગુણો પણ તેની અપેક્ષા રાખે છે. તેથી તેની મહત્તા બતાવી છે. ત્યાં શંકા કરે છે કેધર્મનો ત્યાગ કરે તો પાપ લાગે? તેના વર્ણનમાં આતિર્થ્ય અને મહાત્મ્ય કયાંથી આવ્યું? જેનો ધ્વની દિશાઓના અમંગલને નિવૃત કરે છે. તે તેના સંબંધીના અમંગલને મટાડે એમાં શું કહેવું? (૪૬)

તેમ તેને જાણવાની ઈચ્છા થઈ ત્યાં સુધી ઉધ્ધવજી ગુપ્તની પેઠે રહ્યાં. તે હવે કહે છે.


भगवत्युदिते सूर्ये व्रजद्वारि व्रजौकसः । दृष्ट्वा रथं शातकौम्भं कस्यायमिति चाब्रुवन् ॥ ४७ ॥
अक्रूर आगतः किं वा यः कंसस्यार्थसाधकः । येन नीतो मधुपुरीं कृष्णः कमललोचनः ॥ ४८ ॥

શ્લોકાર્થ :-૪૭

ભગવાન સૂર્ય પ્રકાશીત થાય ત્યારે નંદના ધ્વારમાં સોનાના રથને ઉભેલો જોઈ આ કોનો રથ છે? એમ પરસ્પર વ્રજભકતો પૂંછવા લાગ્યાં. (૪૭)

ભાવાર્થ; સુબોધિનીજી :-

વારયાર્થમાં અનુપયુકત કથા કહેવાની નથી. તેથી ઉધ્ધવનું પ્રાતઃકાર્ય અહીં કહ્યું નથી. તે દિવસનો સૂર્ય ભગવાનનું સ્મરણ કરવાનો થયો. તે ગોપીઓ અને ઉધ્ધવનો પરમ પુરૂષાર્થ આપનાર હોવાથી સૂર્યને ભગવાન કહ્યો. જેમ

ગામમાંરાજાનો મહેલ જુદો હોય તેમ નંદરાયનો વ્રજ જુદો છે. તેના દ્વાર પર રથ ઉભેલો જોયો. ત્યારે મુખ્યતાથી સ્ત્રીઓએ તે વૃતાંત્તને નહીં જાણનાર વિચાર કર્યો કે નંદરાય અને તેને સંબંધિનો આ રથ ન હોય કારણ કે તે કિંમતી સોનાનો રથ છે. તો આ રથ કોનો છે? એમ પરસ્પર પૂંછવા લાગ્યાં.(૪૭)

પછી કોઈ શહેરના રહેનાર રાજદ્વારીનો રથ છે. એ નિર્ણય પર આવ્યા. પહેલાં અક્રુર આવ્યો હતો. તેને અહીંનો સ્વાદ લીધો છે. તે ફરીથી પાછો ફરીને તો ન આવ્યો હોય? એમ સંભાવના કરવા લાગ્યા. તે કહે છે.

શ્લોકાર્થ :-૪૮

કંસના અર્થને સિદ્ધ કરનાર અક્રુર તો આવ્યો નથી શું? જે કમળ લોચન પ્રશ્નને લઈને મધુપુરી પહોંચ્યો હતો. (૪૮)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ઘણું કરીને આ પ્રદેશ અક્રુરે જોયેલ છે. તેથી અક્રુર જ આવ્યો હોય તો પણ કામ વગર તેનું આવવું ન બને. બાધક જ્ઞાનને લઈને આવવાની સંભાવના કરી છે. વસુદેવ વિગેરે બીજા ઘણાં અહીંના જાણીતાં છ. તેને ન કહેતાં અક્રુરની જ સંભવના શા માટે કરો છે? ત્યાં કહે છે કે અક્રુરને પહેલાં કંસનું કામ કરી આપ્યું હતું. તેમ લોકો કહે છે.

ખરીરીતે તો પરં પુરૂષાર્થ મોક્ષ સિદ્ધ કરાવી આવ્યો. તેમાં તેણો શું દોષ છે? જે અક્રુર ભગવાનને મધુપુરીમાં લઈ ગયો છે. તે કૃષ્ણ ફલરૂપ અને કમળલોચન એટલે સાધનરૂપ અથવા આ લોકના ફલરૂપ તેને અમારી દૂર કર્યા. તો તે પોતે જે કામે આવ્યો હતો તે કરી ગયો. તે તમારો દ્વેષી ગણાંય. પણ તે અહીં શા માટે આવે? ત્યાં કહે છે. (૪૮)

तर्हि तादृशस्य कृतकार्यस्य सिद्धिरस्य चक्रवर्त्यनुरागमननमिति चेत्तत्राह। किं साधयिष्यतीति। प्रायेणास्मान् गोपिकाः विशेषा
:कारेणनेतुमागतः। नीत्वा च पश्चात्तस्य कंसस्य निःकृतिं करिष्यति। स हि स्वार्थे नीत्वा स्वपुरुषार्थमप्यसाधयत्। अस्मत्पुरुषार्थ
मपि नाशयित्वा जनैराकृष्टः। तदपराधपरिहारार्थं कृष्णमत्र प्रेषयिष्यति। असमर्थः। अस्मानेव तत्र नेष्यति। तावता निःकृतिर्भ
वति जनापवादः परिहृत इति। अन्ये तु मृतस्य कंसस्य हेतुत्वात् पुष्पिरमांसप्रियस्य मांसं दातुं हन्तारमस्मानानयतीति। तया च
सति यथा स्वमनोरथो विपरीतो जातः। एवमयमपि भविष्यतीति। ततो भगवानेनमेव बलिरूपस्य प्रापयिष्यतीति भ्रान्तोऽयं समागत इत्युप

किं साधयिष्यत्यस्माभिर्भर्तुः प्रेतस्य निष्कृतिं ४९ इति स्त्रीणां वदंतीनामुद्धवोऽगात्कृताह्निकः ५० इ
तिश्रीभागवते महापुराणे दशमस्कंधे षट्चत्वारिंशोध्यायः ॥ ॥

हासः। उक्तवत्स्वपाङ्कः ... नेस्वाह किं साधयिष्यति न किंचिदिति ४९ इदं विशेषाकारेण वचनं स्त्रीणामेवेति स्वरूपमेव भा
वस्तु परमं हरति। इति स्त्रीणामिति। वदंतीनां सतीनां न त्वन्ये विलंबे शापमपि ददुः। भयादागत इति पक्षं व्यावर्त्तयति। कृता
ह्निक इति। प्रातःकाल एव सर्वमाह्निकं कृत्वा वा तत्र ये महती व्याहृतिरिति उद्धवत्वादेव न भयं द्वितीयो भगवत्संदेशः गोपी
नां महियो गाधिमिति सोऽयं पारंभणाय इति सर्वसमाप्तिः ५० इति श्रीभागवतसुबोधिन्यां श्रीमद्वल्लभदीक्षितविरचि
तायां दशमस्कंधविवरणे षट्चत्वारिंशोध्यायविवरणं ४३ ॥ ॥

શ્લોકાર્થ :-૪૯

અમારા વડે તેના મરેલા સ્વામી કંસનું કાર્ય સાધશે કે શું? એમ સ્ત્રીઓ પરસ્પર બોલે છે તેટલામાં ઉદ્ધવજી અધિક સમાપ્ત કરીને ત્યાં આવી પહોંચ્યાં. (૪૯)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ઘણું કરીને તે આપણને (ગોપીઓને) મથુરા લઈ જવા આવ્યો હોઈ તે અહીંથી ત્યાં આપણને પહોંચાડે પછી પોતાનો સ્વામી મરી ગયો છે. તેને ગતિએ પહોચાડશે. તે પોતાને માટે ભગવાનને લઈ ગયો. તેને પોતાનો પુરૂષાર્થ સિદ્ધ ન કર્યો. ત્યાંના લોકોએ તેની નિંદા કરી. તે અપવાદ પોતાના માથેથી ઉતારવો જોઈએ. તે કૃષ્ણને અહીં લાવે અથવા અમને ત્યાં

લઈ જાય તો બંને . કૃષ્ણ તો તેના કહેવાથી અહીં ન આવે. એટલે અમને ત્યાં લઈ જવા માટે આવ્યો છે. તે લઈ જશે. તેનાથી લોકોપવાદ મટશે.

બીજીઓ તા કહે છે કે કંસ તો મરી ગયો. તે દૈત્ય હતો. તેને રૂધીર અને માંસ બહુ પ્રિય હતાં. તેથી માણસનું માંસ તેને આપીને રાજી કરવા માટે અમને ત્યાં લઈ જશે. તેથી જેમ પહેલો મનોરથ ભગવાનને ત્યાં લઈ જઈ મારવાનો હતો. તેના બદલામાં કંસ પોતે મર્યો. તે મનોરથ વિપરીત થયો. તેમ આ પણ તેનો મનોરથ વિપરીત પરીણામવાળો થશે. તેથી ભગવાન તેણે જ બલિ આપી દેશે. આ ગાંડો છે. તે પાછો આવ્યો. તેમ કેટલીક તેનો ઉપહાસ કરે છે. તે કહે છે શું તે તેનો વિચાર સિદ્ધ કરી શકશે? નહીં જ કરી શકે.

આવાં સ્ત્રીઓના વચનો છે. એમ સ્ત્રીઓ બોલતી હતી તે વખતે એક ક્ષણ ઉધ્ધવજી આવવાનો વિલંબ કરે તો ગોપીજનો તેને શાપ આપે તેથી તે ગોપીઓના ભયથી જલ્દીઆવ્યાં છે. ઉધ્ધવજી પોતે નિત્ય નિયમ સંપૂર્ણ કરી આવ્યાં છે. આગળ મોટી પ્રવૃતિ છે. તેથી તેમને આત્મીક સવારમાંજ સમાપ્ત કરી લીધું છે. પોતે ઉધ્ધવ છે. તેથી તેને ભય તો નથી જ . અહીં પહેલો સંદેશ નંદરાયજીને કહેલો તે પૂરો થયો. બીજો સંદેશ ગોપીઓનો અધ્યાય ૪૪માં કહેશે. તેથી અહીં ૪૩માં અધ્યાયમાં એક સંદેશ સમાપ્ત થાય છે. (૪૯)

**દશમ સ્કંધ પૂવાર્ધ**

**રાજસ પ્રમાણ પ્રકરણ અધ્યાય ૪૩ મો**

**સમાપ્ત**

भगवत्सारूप्यत्वाय वर्णयति। प्रलंबबाहुमित्यादिषड्भिः पद्यैः। भगवत्त्वाय स्त्रीणां हि कामशास्त्रानुसारेणोपयोगिषड्गु
णा वक्तव्याः। प्रकर्षेण लंबौ बाहू यस्य स्मारकात्वेनास्याव यवाउपवर्ण्यन्ते क्रियाशक्तिः परिरंभोपयोगाश्रयस्य चितः। न
वकमलवल्लोचने यस्येति। सर्वतापहारिका ज्ञानशक्तिः कामोद्बोधिका च निरूपिता। एवं क्रियाज्ञानशक्ती निरू
प्यमायाशक्तिं निरूपयति। अनावृते रसो न भवतीति पीतमंबरं यस्य सवर्णो नीलेऽत्र विकाशो भासुत्पादयतीइ
ति सर्वत्रैव तद्दर्शनं। पुष्करमालिनं कमलमालायुक्तं कीर्तिमत्त्वमुक्तं। लसत्सुखारविंदं यस्य श्रीर्निरूपिता म
णिभिर्मृष्टे उरुल्लेक्वंडले यस्येति वैराग्यमिवशास्त्रीयं कीर्तिः सर्वाभरणाकृता निरूपिता ॥ १ ॥

કારીકા :-

ચુમાલીસમાં અધ્યાયમાં ભગવાને ગોપીઓને જ્ઞાનનો આદેશ સારી રીતે આપ્યો. તેથી તેમનો નિરોધ પ્રથમ કરતાં વિશેષ થયો છે. (૧)

લોક રીતીએ કૃષ્ણ ગોકુલથી મથુરા ગયા ત્યારે તેનો સાથ છુટયો તેથી ગોપીઓનો નિરોધ નથી થયો. એમ શંકા થવા સંભવ છે. તેથી અહીં તેનો નિરોધ કહે છે. (૨)

પ્રથમ તો ભગવાને પોતાના સેવકનો મોકલ્યો. તેની મારફતે ઉપદેશ આપ્યો. પ્રીતિ વડે નિરોધ વડે જ્ઞાન વડે અને સર્વાત્માપણાથી તેનો સ્વરૂપમાં નિરોધ કયો છે.(૩)

આ અધ્યાયમાં ભગવાને અમારે માટે દૂત મોકલ્યો છે. એ નકકી કરી તેને આપને ઠપકો આપવો છે તે પણ નકકી કર્યું

છે. ભમરાના મિષથી તેના દોષ ગણાવીને પછી તેને નિદોષ ઠરાવે છે. એમ ન કરે તો ભગવાને કરેલો જ્ઞાનનો ઉપદેશ વૃથા થાય. આ બધાનું કારણ ભગવાનમાં ગોપીઓનો સ્નેહ છે. તેથી પાછળથી છ શ્લોકથી સ્તુતિ કરી છે. દશ શ્લોકથી જ્ઞાનનો ઉપદેશ આપ્યો છે. એક શ્લોકથી દોષની નિવૃત્તિ કરી છે. ચૌદ શ્લોકથી પ્રાથમિક સ્નેહ કહ્યો છે. જ્ઞાનનોપદેશનું ફળ એક શ્લોકથી કહ્યું છે. બાકીના શ્લોકથી પોતની કૃતાર્થતા ઉદ્ધવે કહી છે. એમ છ ગુણથી અને સ્વયં ધર્મિથી સાત પ્રકારે નિરોધ કહેવાયો.

આ અધ્યાયનો પ્રારભ કરતાં ગોપીઓએ આ ઉધ્ધવ છે. એને ઠપકો આપવો છે. એમ નકકી કર્યુ તે કહે છે.

**શ્લોકાર્થ :-૧**

કૃષ્ણના સેવક લાંબા હાથવાળા નવીન કમળ સમાન નેત્રવાળા, પીતાંબર ધારણ કરનાર, કમળની માળા ધારણ કરનાર, કુંડલયુકત મુખારવિંદ ધારણ કરનાર ઉધ્ધવને વ્રજ ભકતોએ જોયા. તેનો ચહેરો જોયો. તેની ચેષ્ટાથી આ ભગવાનનો સેવક છે એવો નિર્ણય કર્યો. પોતાના કાર્ય માટે ભગવાને અમારીપાસે તેને મોકલ્યો છે અમે સમજતાં તેને માન થતાં બે દોષ તેનામાં આવ્યાં.(૧)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

ગોપીઓ પ્રથમ ઉધ્ધવમાં ભગવાનનું સારુપ્ય જોઈને માન કરતાં તેની સમાનતાનું વર્ણન કરે છે. આ ઉધ્ધવ આકૃતિથી કૃષ્ણનો  અનુચર એમ નકકી કરી તેને જુએ છે. અથવા મોટાંઓના ચિત અધર્મમાં જતાં નથી એની પેઠે તેના દર્શનમાં પોતાને શંકા નથી એમ બતાવવા તે અમારા સ્વામીનો દાસ છે એમ કહે છે. ખરી રીતે તો તે ભગવાનની પાછળ ચાલનાર છે પણ મોટાઓ શણગાર કરીને નીકળે તેને જોઈને સ્ત્રીઓને શરમ આવે છતાં આ સ્ત્રીઓ તેમને કેમ જુએ છે? એ શંકામાં કહે છે કે આ વ્રજની સ્ત્રીઓ છે. ભગવાનના જેવું તેનું રૂપ છે. તેને છ વિશેષણથી વર્ણવે છે. તે ભગવાનનો અનુચર ભગવદ

ધર્મવાળો છે.સ્ત્રીઓ કામ પ્રાધાન્ય હોય તે કામોપયોગી છ ગુણોને કહે છે. પહેલા તો વધારે લાંબા હાથવાળા ઉધ્ધવજી છે. ભગવાનના અવયવોને સ્મરણ કરવામાં ઉધ્ધવના વર્ણનનો ઉપયોગ છે. તેને લાંબા બાહુ હોવાથી ક્રિયા શકિત અને પરિરંભોપભોગ એ તેના ગુણો કહ્યાં. નવીન કમળ જેવા જેણા નેત્રો છે. તેનાથી તેની જ્ઞાન શકિત કામને ઉદ્દીપન કરનારી છે. એમ ક્રિયા અને જ્ઞાન શકિત કહી હવે માયા શકિતને કહે છે. ખુલ્લામાં રસ ન રહે માટે ભગવાન પિતાંબર ધરે છે. કાળા શરીરમાં પિત વર્ણ સારો ખીલે તેથી તેને પિતાંબર પહેર્યું છે. ઉધ્ધવ કમળની માળાવાળો છે. તેથી તે કિર્તીમાન છે. શોભાયુકત મુખારવિંદ છે.તેનાથી લક્ષ્મીની સત્તા કહી. મણીથી પ્રકાશયુકત કુંડલ બે કાનમાં છે. તેનાથી વૈરાગ્યના જેવી શાસ્ત્ર કાન્તિ સર્વાભરણથી ઉત્પન્ન થઇ તે કહેવામાં આવી. એમ સ્વરૂપનું વર્ણન કર્યા પછી આ ભગવાનનો સેવક છે એમ વ્રજ ભકતોએ જાણ્યું. તે હવે કહે છે. (૧)

१०।४७ [illegible]

एवं स्वरूपं वर्णयित्वा भगवत्सेवकोऽयमिति ज्ञातः कथमित्याह सुविस्मिता इति। सुन्दं व्याजलोभाय तु उपहितं तस्मितं यस्यैनेता
दृशो गोकुले दृष्टः अक्रूरो वा आगतः कोऽयमिति जिज्ञासा स्वमध्य एव कश्चिदुत्पन्नः कश्चेत महान् भवेत् स वदत्विति कथयतः
त्याह। किं वा विरुद्धोऽस्मिन् धर्मो दृश्यते स्वरूपतो यतो निःकामः एतस्य च दर्शनमपीत्यतः स्त्रीणां प्रियं अतो विरुद्धधर्माश्रयत्वा
त् भगवदीयो भवितुमर्हतीति किं च न केवलमाकृतिः स्वभावावेव भगवतः किं तु वेषः पीताम्बरादिः भूषणानि च भगवत एव
नातो भगवत इव ज्ञात एतेषां कथं नायातो न स्वयं स्वाभरणानि परिधापयत्। किं भगवान् प्रेषितवान् आहोस्वित्तदुत्सामिन

सुविस्मिताः कोऽयमपीच्यदर्शनः कुतश्च कस्याच्युतवेषभूषणः। इति स्म सर्वाः परिवव्रुरुत्सुकास्तमुत्तमश्लोकपदाम्बुजाश्रयम् २॥

पार्थेन तत्त्वतः समागतः आहोस्विद्भगवानेव रूपान्तरं कृत्वा समागत इति वहूनां हेतूनां विद्यमानत्वा
त् ज्ञात इति विशेषे जिज्ञासा उत्सुका। प्रियस्य कस्यायं उत्कः पौनः वासनां वा ज्ञाने हि विशेषा प्रीतिर्भवतीति जिज्ञासार्थमेवा
स्येति पृष्टे सर्वा एव परिवव्रुः नन्वेतासां किं प्रयोजनं तत्राह। उत्सुका इति। अतः स्वभावादेव दृष्टः स्मारक इ
ति श्लोकोत्सुक्यात् परितो वेष्टयामासुः। न तु भगवाते स्त्रियः स्मारन्तिताः रत्नका श्च कालादयः ततो रत्नकेषु विद्यमा
नेषु कथं गता इत्याह उत्तमश्लोकस्य पदाम्बुजमेवाश्रित्य तिष्ठतीति भगवच्चरणसेवकाः भक्तिमार्गानुसारी तत्रापि शा

[illegible] २

राम
०५८

શ્લોકાર્થ :-૨

પવિત્ર મંદ હાસ્યવાળો, સ્રીઓને પ્રીય લાગે તેવો દેખાવડો, ભગવાનના જેવા ભુષણોવાળો આ અહીં ક્યાંથી? એમ બધી ગોપીઓ જોતજોતામાં ભેગી થઇ ભગવાનના ચરણનો આશ્રીત સેવક છે એમ બધીઓએ નિર્ણય કર્યો.(૨)

ભાવાર્થ; સુબોધિનીજી :-

તે ઉધ્ધવ મંદ હસતો હતો. તેમાં પણ કોઇ લોભ ન હતો. તેથી તેનું સ્મિત સુધ્ધ આવો કોઇ ગોકુલમાં જોયો નથી. તેમ મથુરાની અક્રુર ગોકુલ આવેલો તે પણ આ નથી. તેથી આ કોણ?

એ જાણવાની ભક્તોની ઇચ્છા થઇ. આપનામાં બતાવી દે તો તે મોટો ગણાય. તેથી બોલો એમ કહેતી કહે છે કે આમ માણસમાં ધર્મો વિરૂધ્ધ દેખાય છે. એનું સ્વરૂપ જોતાં તેનામાં કામ નથી. પણ તેનું દર્શન સ્રીઓને પ્રિય લાગે તેવું છે. એવું વિરૂધ્ધ ધર્મોનો તે આશ્રય હોવાથી તે ભગવાનનો સેવક હોવો જોઇએ. તેની આ વૃત્તિ અને સ્વભાવ જ કેવળ ભગવાનના જેવા નથી પણ વેશ અને આભુષણો માટે ભગવાનના જણાય છે. ભગવાનના જેવા નથી તો ક્યાંથી આવ્યો? ભગવાને તેને નહીં મોકલ્યો હોય? અથવા ભગવદ કલા બતાવવા માટે નટની પેઠે ભગવાનનો વેશ લઇને તાો આવ્યો નથી અથવા ભગવાન જ રૂપાંતરથી તો ન આવ્યા હોય? એવાં બહુ કારણોને કહેનાર કૃતઃ છે. તેથી વધારે જાણવાની જરૂર છે. એટલે સ્મ શબ્દ વાપર્યો છે.

બધા ભક્તો તેને વિટાઇને ઉભા રહ્યાં. તેમને આમ કરવાનું શું કારણ? ત્યાં કહે છે. તેમને જાણવાની ઉત્કંઠા થઇ. આ કૃષ્ણનું સ્મરણ કરાવનાર હોવાથી કૃષ્ણમાં તેમને ઉત્કંઠા વધતાં તેને ઘેરી લીધો. આ ઉધ્ધવ કિર્તીવાળા કૃષ્ણનો દાસ છે. તે સ્નેહના માર્ગને જાણનાર છે. તેનો સ્નેહ પણ શાસ્રીય છે. ત્યારે તેમને વિશેષ જ્ઞાન થયું.(૨)

एवं निःप्रत्यूहं संदिग्धार्थं वर्तं वेदितव्यं ततोऽपि विशेषजातमित्याह। तं प्रश्रयेणेति। तमुद्धवं महान्तं दृष्ट्वा प्रश्रयेणावनता नम्रा जाताः। ततः सुष्ठु आसनादिना सत्कारमपि कृतवत्यः। सर्वमेव वा वस्त्राभरणादिभिः सुसत्कृतः। तां तां भर्तृसंबन्धि सेवकोऽयमिति ज्ञात्वा गोजकाम एवोद्देशप इति ज्ञापयितुं हासः सत्कारेऽन्यादृष्टिः क्रूरा रूक्षा वा भवतीति हासपूर्वेक्षणं निरूपितं सूनृतामिठन्नमवचनानि कुशलप्रश्नरूपाणि। आदिशब्देन आसनताम्बूलाद्युपचाराः। तत एकान्ते यत्न

तं प्रश्रयेणावनताः सुसत्कृतं सव्रीडहासेक्षणसूनृतादिभिः। रहस्यपृच्छन्नुपविष्टमासने विज्ञाय संदेशहरं रमापतेः ॥ ३ ॥

रहीनां न दृष्टिः रसार्थमेव। सव्रीडादिभिः सहिताः। आसनेऽपविष्टं भवाकालं तत्कृतिग्रहणेन ज्ञातवत्यः। अयमस्मदर्थमेव समागतः। अन्यथा नास्माकमुपचारं स्वीकुर्यात् तेनापि सह इति स्थितं। निष्कामश्चायं अतः भगवत एवायं संदेशवाहकः। तत्प्राकारणार्थं समागत इति रमापतिरूपेण सांतरमपास्य तिष्ठतीत्यस्मद्रूपेऽज्ञा इति च यमवायोजिका इति केवलमनोरञ्जनार्थं ज्ञापितवानिति तासां मा मानस्तत्पार्श्वयति अनेनैकोऽदेशो निरूपितः ॥ ३ ॥

શ્લોકાર્થ :-૩

લજ્જા સહીત હાસયુકત નેત્રથી જોવાથી તથા સારી વાણી વડે ઉધ્ધવને સત્કારતાં વિનયથી નમ્રતાવાળા ભકતો આસન પર બેઠેલા ઉધ્ધવને ભગવાનનો સંદેસો લઈને આવ્યાં છે એમ જાણી એકાંતમાં લઈ જઈ તેને પૂછવા લાગ્યાં.(૩)

ભાવાર્થ; સુબોધિનીજી :-

મોટા પુરૂષને જોઈને, વિનયથી નમ્રતાવાળા થઈને, સારીરીતે આસનાદી આપીને તે વ્રજભકતો ઉધ્ધવને સત્કારવા લાગ્યાં. અથવા પ્રથમથી જ વસ્ત્ર આભુષણોથી સારી રીતે સત્કાર કરીને પછી ભેગો થયેલ છે. આ પોતાના સ્વામીનો સેવક

છે. એમ જાણીને ભક્તોને લજ્જા આવી કેમકે તેમને તો ભગવાન સાથે કામના ઉદ્દેશવાળો સબંધ છે. જરાં હસ્યાં તે હાસ્ય ઉધ્ધવને સત્કારવામાં ઉપયોગી થયો. બીજી દષ્ટિ કુર અને લુખ્ખી ગણાય.

તેથી હસીને સત્કાર કર્યો. તેની પાસે ઉત્તમ વચનો બોલ્યાં. કુશળ પ્રશ્નો તેને પૂછ્યાં. આદી શબ્દથી આસન અને પુષ્પની માળાઓ આપ્યાં અને એકાંત સ્થળમાં જ્યાં બીજાની દષ્ટિ ના પડે ત્યાં તેનો ઉત્તમ સત્કાર કર્યો. તેમાં જ રસ આવે તેથી લજ્જાદી ભાવો પણ બતાવ્યાં. જ્યારે ભક્તોનો સત્કાર સ્વીકારી અવ્યાકુલતાથી ઉધ્ધવને બેઠેલા જોયા. ત્યારે ભક્તોએ જાણ્યું કે ભગવાને અમારાં માટે જ આને મોકલ્યો છે. તેને અમારી વસ્તુનો સ્વીકાર કર્યો. તે અમારે માટે આવ્યો હોય તો જ અમારી પૂજા સ્વીકારે તેથી અમારે માટે જ અહીં આવ્યાં છે. એમ જાણી તેની પાસે ગયાં.

તેના જવાથી તે દૂર ન ગયો. તેથી પોતાને માટે આવેલો છે એવી તેમને ખાત્રી થઈ. જો તેમ ન હોય તો તેની સાથે સંપર્કમાં ન આવે તેમ તેને આપેલો સત્કાર પણ ન સ્વીકારે. અહીં તા બધો સત્કાર સ્વીકારી એકાંતમાં ઉધ્ધવ મળ્યાં. ત્યારે પોતાને ભગવાનન પાસે લઈ જવા આવ્યાં હોય એમ ભક્તોએ ધાર્યું. તેથી રમાપતિનો સંદેશો લઈને આવ્યાં છે એમ ઉધ્ધવને વિશષણ આપ્યું તેમાંથી ગોપીઓએ એવો સાર ખેંચ્યો કે હમણાં તો ભગવાન લક્ષ્મીના પતિ બન્યાં છે તેથી અમને ભૂલી ગયાં છે.

અમે તેમના કામના નથી. કેવળ અમને રાજી કરવા માટે આ દૂતને અમારી પાસે મોકલ્યો છે. તેથી તો ભક્તોને માન થયું. એ એક દોષ થયો. (૩)

માનરૂપ દોષ થયો છે. એ ત્રાણ શ્લોકથી કહ્યો. હવે તેનાથી થયેલ બીજા દોષો કહે છે



जानीमस्त्वां यदुपतेः पार्षदं समुपागतं । भर्त्रेह प्रेषितः पित्रोर्भवान् प्रियचिकीर्षया ॥ ४ ॥

શ્લોકાર્થ :-૪

તમે યદુપતિને સાથે રહેનાર અહીં આવ્યાં છો. અમારા સ્વામીએ તેના માતપિતાને સારૂ લગાડવા માટે તમને અહીં મોકલ્યાં છે. એ વાત અમે બધાં વ્રજ ભક્તો જાણીએ છીએ.(૪)

## ભાવાર્થ; સુબોધિનીજી :-

ગોપીઓ માટે હું આવ્યો છું એવી ઉધ્ધવની માન્યતા વ્રજ ભક્તો જાણી ગયાં તે વાતને ઉડાવી દેવા માટે બીજી આવવાની આવશ્યકતા ઉભી કરે છે. જો એમ ન કરે તો તેને અમારી ઉપર ઉપકાર કર્યો. તે વાત કબુલ કરવી પડે. તો તેને ઠપકો આપ્યો છે તે ન અપાય. આ અમારા માટે નથી આવ્યાં. એમ નક્કી કર્યું. તે ઠપકો આપવાનું કારણ છે. પોતાને ભગવાન સાથે

પ્રથમ સબંધ હતો. તે તો ભગવાને પોતાનો સ્વાર્થ સાધવા કર્યો હતો. તે મથુરા જતાં સ્વાર્થ ન રહ્યો. તેથી ભગવાન સ્વાર્થી છે તે વાતને સિદ્ધ કરે છે. જો એમ ન હોય તો બંનેનો સ્નેહ સમાન ગણાય તો ઉપાલંભ અપાય નહીં. એમ સ્વાર્થપણું બતાવીને ભગવાનની કૃતઘ્નતા દૃષ્ટાંતો આપીને દ્રઢ કરે છે. એમ પાંચ શ્લોકથી ભગવાનનો દોષ ને દ્રઢ કરીને તે દોષ દૂર થઈ શકે તેવો જ છે. તે બતાવવા વ્રજ ભક્તોને દેહાદિતું સ્મરણ કરાવે છે. તેથી તે દોષ દૂર થવાનું કારણ તો ભગવાનમાં તેમની આશક્તિ છે. તે હવે કહે છે. એમ કહેવાથી સાધ્ય રોગ શરીરમાં પ્રતિષ્ઠિત થયો છે. તે વાતને નક્કી કરીને ઉધ્ધવને કહેવાનું આરંભ કરે છે.

ભગવાને જેમાં સ્નેહને માટે પોતાના ભક્ત ઉધ્ધવને તેમની સંભાળ લેવા માટે સ્વપ્રતિનિધિ તરીકે મોકલી તેની કુશળતા જાણવાની ઈચ્છા કરી છે તે કદર ન કરતાં માન અને ઉપાલંભી દોષો બતાવ્યાં તે તો કોઈ તામસી પ્રિયાનું જ કામ છે. પ્રથમ તો ઉધ્ધવ આવ્યા છે. તે બીજાને માટે આવ્યાં છે તે જાણીને પછી અમારે માટે નથી આવ્યાં એમ કહે તે ઠીક કહેવાય. અમે તેમને જાણ્યાં તે તમે યદુપતિના પાર્ષદ છો. પહેલાં તે ગોપીઓના પતિ હતા. હમણાં તે યાદવોના પતિ થયાં છે. તે હવે અમારાં ઉપકારક રહ્યાં નથી. તેથી સભામાં બેસનાર પણ અતિ ચતુર હોય. તમે તેના પાર્ષદ છો. તેથી અમે તમારાં વાક્યનો આદર ન કરી શકીએ. તમે અમારી સમીપ આવી પહોંચ્યા તેમાં બધા કુશળ છે એવું કહેવા આવ્યાં. તમે પણ કુશળ છો. તેથી તમે અને તમારા સ્વામી ઠપકાને પાત્ર છો. તમે બંને વિપદ ગ્રસ્ત હોત તો અમારો ભાવ ન પૂછયો હોત તેથી તમો અને તમારા સ્વામી ઉપાલંભને પાત્ર ન ગણાય . એમ ભગવાનને અન્યથા કલ્પીને તે કદાચ નાશ પામે? તેના ઉત્તરમાં કહે છે. અમારાં સ્વામીએ તમને ગોકુલમાં મોકલ્યાં છે. પણ તેનું કારણ તેના માબાપ અહીં છે. તેમને માટે તમને મોકલ્યાં છે. કારણ કે જે સત્તા જમાવીને સુખી થાય છે. તે પોતાની સતાનું ઐશ્વર્ય અને પોતાનું કુશળ બીજાને બતાવવા માટે પોતાના માણસોને મોકલે છે. તેવી રીતે કૃષ્ણે તમને ગોકુલમાં મોકલ્યાં. તમે ઘરેણાં અને લુગડાંનો ભપકો કરીને આવ્યાં. તેથી અમે કાંઈ સુખી થતાં નથી. અમારે માટે તમને મોકલ્યાં નથી. પણ માબાપની ખબર કાઢવાં મોકલ્યાં છે. તેથી અમને સુખ ક્યાંથી થાય? (૪)

તમો પણ ભગવાનના સ્નેહવાળાં છો. તમને પણ સુખી કરવા માટે મારું આગમન છે. તો તમે કેમ કહો છો કે તેમના માબાપ માટે જ તેમને મોકલ્યો છે? ત્યાં કહે છે.

ननु भगवतीनामपि स्वत्वं कर्त्तव्यं संबंधस्याऽल्पत्वात् कथमप्रेरणमिति चेत्तत्राऽऽह ॥ अन्येष्वेतियद्यप्यन्ये स्मर्तव्याः अस्म
दादयोऽपि परं नन्द एव तेन न व्रजे तिष्ठतीति नन्दमाहात्म्यार्थं इमम् उपाधिं परित्यज्य अन्यथा प्रकारान्तरेण भोगप्रकारे
ण गोव्रजे पुष्ट्यापेक्षयान तस्य सर्वस्य सर्वस्मृतिहेतुत्वस्य स्मरणीयं न चक्ष्महे अपेक्षितं हि स्मरन्ति लोकाः ॥ नन्वे
वं सति नन्दस्याप्यस्मरणं स्यात् ईश्वरस्यापेक्षाभावात् तत्राऽऽह ॥ स्नेहानुबन्ध इति । यथा अपेक्षा स्मारिका एवं स्नेहो
ऽपि तत्र भगवतीः पितृत्वादिति चेन्न विशेषमाऽऽह ॥ बन्धूनामेव स्नेहानुबन्धः सर्वत्रोत्पन्नः स्नेहो नानुबन्धोऽपस्येति न स्नेहमा

अन्यथा गोव्रजे तस्य स्मरणीयं न चक्ष्महे । स्नेहानुबन्धो बन्धूनां मुनेरपि सुदुस्त्यजः ॥ ५ ॥

त्रम् उभयेषां स्नेहस्य ग्रन्थिरिति यावत् सुदुस्त्यजो भवति स्नेहकारणसंबन्धस्य सहजत्वात् आकाङ्क्षायाश्च कृत्रिमत्वात्
यथा देहपरित्यागेऽपि तत्ताहशविषयात् रसं भवेत् आकाङ्क्षा निवर्तत इति ऽयं पाक्षिकः सर्वत्र भवेदित्याह । अन्येष्वर्थं कृतेति
यावत् देहसंबन्धः तावत् ज्ञानादिनाऽपि स्नेहो निवर्तयितुं शक्यते किं वक्तव्यं विषयैः तदाह । मुनेरपि सुदुस्त्यज इति
लौकिकाद्वैदिकं बलिष्ठमिति ज्ञापनार्थमपिशब्दः । सुशब्दो नित्यविवेकस्मरणेऽप्यशक्यत्वाय ५ ॥

શ્લોકાર્થ :-૫

એમનાં માબાપ માટે તમે આવ્યા છો. એમ ન માનીએ તો પછી આ તો નંદરાયજીની ગાયોને રહેવાનો વ્રજ છે. ત્યાં ભગવાનને સ્મરણ કરવા યોગ્ય કોઈ હોય એમ અમે માનવાને તૈયાર નથી. મુની હોય છતાં બાંધવના સ્નેહની ગાંઠ એવી હોય છે કે તેને કોઈ તોડી શકતું નથી.(૫)

ભાવાર્થ; સુબોધિનીજી :-

જોકે અમે ભગવાનને યાદ કરવા યોગ્ય છે છતાં તે પણ નંદરાયજીની પછીથી કારણ કે મુખ્યત્વે સ્મરણીય તો તેમના

માતા પિતા જ ગણાય. અમે તો નંદના વ્રજમાં રહેનાર એટલે નંદરાયના મહાત્મ્યને લઈને અમને યાદ કરે કે ગોકુલના રાજા નંદરાયજી છે. ગોપી તેની વસ્તી છે. ગોસેવા કરનારી છે. એમ નંદરાયને લઈને અમારી યાદ આવે તે ગૌણ ગણાય. આ સીવાય અમને યાદ કરવાનો બીજો પ્રકાર નથી. આ ગાયોના વ્રજમાં તેમની કોઈ ભોગ્ય વસ્તુ નથી. કારણ કે આ સ્થાન પશુને લાયક છે. ભગવાન સર્વ સમૃદ્ધીવાળા સર્વેશ્વર પશુને રહેવાલાયક જગ્યામાં કોણે યાદ કરે? લોકમાં જેને જે અપેક્ષિત હોય તેને તે યાદ કરે. તે તો ભગવાનને અહીં કોઈની અપેક્ષા નથી ત્યાં કહે છે કે જેમ અપેક્ષા સ્મરણ કરાવે છે તેમ સ્નેહ પણ સ્મરણ કરાવે છે. ત્યાં કહે છે કે તે તો ઈશ્વર છે.

જેવો નંદમાં સ્નેહ છે તેવો તમારામાં પણ છે. તેથી તમને પણ યાદ કરે. એથી નંદરાયમાં શું વિશેષ છે? ત્યાં કહે છે કે બાંધવોમાં જ સ્નેહની ગાંઠ પડે છે તેવી બીજામાં પડતી નથી. કેવળ સ્નેહ યાદ કરાવતો નથી. પણ પરસ્પર સ્નેહની ગાંઠ પડે છે. તે યાદ કરાવનાર છે. સ્નેહનું કારણ સબંધ છે. તે સબંધ માબાપમાં સહજ છે. બીજામાં કૃત્રીમ છે. કારણ કે તે ઈચ્છાથી થાય છે. ઈચ્છા પૂરી થઈ કે તરત જ સ્નેહ ઉડી જાય છે. સ્નેહ જો સહજ હોય તો તે છોડવાનો મુશ્કેલ પડે છે. જેમ દેહ જાય તો દૈહિકમાં સ્નેહ રહે નહી. તેમ આકાંક્ષા ગઈ ત્યારે સ્નેહ જતો રહે. જ્યાં સુધી દેહનો સબંધ છે ત્યાં સુધી જ્ઞાનાદી સાધનો છતાં તે દેહનાં સબંધમાંથી સ્નેહ જતો નથી.

તો સ્નેહના વિષયને કેમ છોડી શકાય ? ત્યાં કહે છે કે મુની એટલે જ્ઞાની પણ છોડી ન શકે. લૌકિક કરતાં વૈદિક બલવાન છે. એમ કહેવા માટે *અપિ* શબ્દ કહ્યો છે. સુ શબ્દ કહ્યો છે. તે નિત્ય વિવેકથી સ્મરણ કરતાં પણ તેને યાદ કર્યા વગર ચાલતું નથી. (૫)

જે વસ્તુ ઈચ્છિત હોય તેવી બીજી વસ્તુ મળે તો પૂર્વ વસ્તુ ભુલી જવાય છે. તેથી અમારો ભગવાન સાથે સબંધ કહો તો તે ઔપાધિક છે. તે હવે કહે છે.

पत्री० ४४ पृ० ६०

अन्येषु देहसंबंधरहितेषु अर्थकृताप्रयोजनकृताप्रयोजनं देहधर्मः धर्मिणो दुर्बलः ॐ पार्थिवोऽपि न चिरस्थायी यथा मांजिष्ठादिरागः यावत्कालमपि तिष्ठति तत्रापि वचनमेव अत्र कारणमेव न यवत् अतोऽस्मात् भगवत्स्नेहः कदापि न स्थितः अत्र कारणमात्रा स्थितमिति विडंबनमात्रत्वान्न स्मरति अर्थकृतत्वं प्रतिपादयति ॐ पार्थिवं धर्ममाह पुंभिः स्त्री षिति पुरुषास्ततो सर्वसमर्थाः तद्विपरीताश्च स्त्रियः तासु स्नेहः कार्यरेव परिकामो न

अन्येष्वर्थकृता मैत्री यावदर्थविडंबनं पुंभिः स्त्रीषु कृता यद्वत्सुमनःस्विव षट्पदैः ६

भवेत्कामाव स्नेहमेव करोति अन्यासिद्धे गते वा कामे निवृत्ते शास्त्रमपि विरागोत्पादं विषत्तो यद् देहे देव विरजेदिति तान् उत तत्र धर्मो प्यस्ति पुत्रादि द्वारा स्नेहो भवति न त स्त्रागते कमपि देहजमिवेति भवती षपितथा भगवतद्रूत्याश्च तत्परिहारार्थं दृष्टांत तस्मात् सुमनःस्वपि षट्पदैरिवेति गमनक्रिया वा द्रूल्पार्थं षट्पद शब्दप्रयोगः तेषां मकरंदग्रहणानन्तरं पुष्पनाशेन कापि न्नति अयमस्माकं प्रत्यक्षो दृष्टान्तः ६ ॥ ॥

राम पृ० ६०

શ્લોકાર્થ :- ૬

જયાં દેહનો સબંધ નથી ત્યાં તો પ્રયોજનથી મૈત્રી છે. તે પ્રયોજન હોય ત્યાં સુધી મૈત્રી રહે . જેમ પુરૂષો કામને લઈને સ્રીઓમાં પ્રીતિ કરે છે. જેમ ભ્રમરો પુષ્પમાં પ્રીતિ કરે છે. તે સ્વાર્થ હોય ત્યાં સુધી જ કરે છે. પછી તે સ્રી કે પુષ્પનો નાશ થાય તો પુરૂષ કે ભ્રમરને દુઃખ થતું નથી. કારણ કે તેમાં તેનો સ્વાર્થ રહ્યો નથી. તેથી જ તે ઔપાધિક પ્રીતિ છે. (૬)

ભાવાર્થ; સુબોધિનીજી :-

જયાં દેહનો સબંધ નથી ત્યાં પ્રીતિ થાય છે તે પ્રયોજનને લઈને થાય છે. પ્રયોજન તો દેહનો ધર્મ છે. તે ધર્મી કરતાં દુર્બલ છે. તે ઔપાધિક સંબંધ ઝાંઝો વખત રહેતો નથી. જેમ મંજીઠાદિનો રંગ જયાંસુધી કપડું રહે ત્યાંસુધી રહે છે. ઔપાધિક

સ્નેહમાં તે હોતું નથી.

પણ અનુકરણ માત્ર છે. જેમ નટ રામનું રૂપ લે તે રામનું કાર્ય ન કરે. પણ તેના જેવો ધનુષ્યબાણ લઈને દેખાવ કરે. તે અનુકરણ કહેવાય. અહીંપણ ભગવાનનો અમારામાં સ્નેહ પહેલેથી જ ન હતો. પણ તેમને સ્નેહનો દેખાવ માત્ર કર્યો. માટે જ અમે યાદ કરતાં નથી. લોકમાં પ્રયોજન વસાત સ્નેહ થાય છે. તે ઔપાધિક સ્નેહ કહેવાય. તે હવે સ્પષ્ટતા થી બતાવે છે. પુરૂષો સ્વતંત્ર અને સમર્થ છે. ત્યારે સ્ત્રીઓ તેનાથી વિપરીત એટલે અસમર્થ અને અસ્વતંત્ર છે. તે પુરૂષો કદી સ્ત્રીઓ સાથે સ્નેહ ન રાખે. જો તેમનાંમાં કામ ન હોય તો. પરંતુ કામ તો સ્ત્રીઓમાં સિદ્ધ થાય. તેને લઈને પુરૂષો સ્ત્રીઓ સાથે પ્રિતી કરે છે. જે કામ બીજી રીતે સિદ્ધ થયો કે કામ શરીરમાંથી ચાલ્યો ગયો. તો સ્ત્રીઓમાં તેમની પ્રીતિ રહેતી નથી.

શાસ્ત્રો પણ જ્યારે વૈરાગ્ય થાય ત્યારે ઘર છોડવાનું વિધાન કરે છે. *યદહરેવ વિરજેત્ તદહરેવ પ્રવજેત્* (જે દિવસે વૈરાગ્ય થયું તે દિવસે ઘર છોડી દેવું એવું શ્રૃતિનું વચન છે.) ત્યાં કહે છે કે સન્યાસમાં ધર્મ છે. પુત્રાદી દ્વારા પ્રીતિનો નિર્વાહ પણ થાય છે. તેથી આગંતુક પણ સહજ જેવું મનાઈ છે. તેમ ભગવાનનો તમારામાં સ્નેહ કેમ નથી માનતાં?

તેના ઉત્તરમાં દ્દષ્ટાંત આપે છે કે જેમ ભ્રમરાનો પુષ્પમાં સ્નેહ હોય છે. એવો અમારો અને ભગવાનનો સ્નેહ છે એમ સમજો. જલ્દી જવાં માટે ભમરાંને છ પગવાળો કહ્યો છે. તે પુષ્પનો મંકરદ લીધા પછી પુષ્પનો નાશ થાય તેની દરકાર કરતો નથી. આજ અમારે માટે યોગ્ય દ્દષ્ટાંત છે. ત્યાં કહે છે કે સર્વત્ર દ્દષ્ટાંત સુલભ છે. તેથી કાર્ય સિદ્ધ થતું નથી. તમે દ્દષ્ટાંત આપ્યાં. તેમાં પુષ્પો જલ્દી કરમાઈ જાય છે. ભ્રમરો પણ સાધારણ છે. ભગવાન તો એક છે. આપ લોકો અસાધરણ છો. તેથી તે દ્દષ્ટાંતો તમને લાગુ પડતાં નથી.

એમ ઉધ્ધવ કહે તેના ઉત્તરમાં ગોપીજનો ઔપાધિક સ્નેહને માટે આઠ દ્દષ્ટાંતો આપીને તે વાત સાબિત કરે છે. (૬)

न्तु सर्वत्रैव दृष्टांतः स्खलभः नन्वाजीवताकार्यसिद्धा इति ततः पुष्पाणामुत्तरविनाशयुक्तीनां भ्रमराणां च बहूनां साधा
रणत्वात् भगवत एकत्वाद्भवतीनाम साधारणत्वाद्धनज्ञो दृष्टांतस्यायाकाऽपाधिकानामैवैवं स्थितिवक्तुं दृष्टांताष्टक
माहुः॥ निःस्वमिति द्वाभ्यां॥ यद्यपि सर्वत्र बहुत्वं साधारणत्वं चोपाधिरस्त्येव तथापि वङ्कुस्यादृशं नात्संदिग्धोपाधित्वं स्याध
यितुं दृष्टांतीनां कथनं सर्वथा निराकरणे आधिक्यस्यैव दोषः स्यात् यथा मित्रानुनयत्वं संदिग्धोपाधिकं दृशमोपि वे
तश्यामेव स्यात् तत्रोपाधिर्न भवेदेवमन्यथा तु भविष्यतीति एवं बहुत्वसाधारणत्वेपि भगवांस्त्वन्यत्येव तदास्मात् स्वभा

निःस्वं त्यजंति गणिका अकल्पं नृपतिं प्रजाः॥ अधीतविद्या आचार्यमृत्विजो दत्तदक्षिणं ॥ ७ ॥

वान्नोपाधिर्भविष्यतीति भावः॥ तत्र प्रथमं स्त्रियः स्वभावतः अदुष्टा अपि रूपेऽदुष्ट इतीर्ष्यावशात् भगवान् दूष्यत इतीमं पक्षं व्या
वर्तयितुं स्त्रीणामेव प्रथमं स्वार्थाभावे तु दूरपरित्यागमाहुः॥ निःस्वं त्यजंतीति। ता हि प्रथमतः सर्वभावेन भजंते नत्वेवं क
स्मिरान्मानं परस्मै निवेदयंति तत्रापि प्रियस्नेहेस्मैपि तत्र अनेन धर्मार्थमपि भजनं निषिद्धं लोकेपि निंदिताः एवं लोके वेदे विरुद्धा अ
पि सर्वमपि परित्यज्य यत्किंचित् सर्वभावेन भजंते ताः सर्वान्न माभवितुमर्हंति। यद्यर्थे न कामयेत् अर्थे अ केवलं न निर्वाह
कः किंतु स्थिकोपि तस्मात् तास्तावदर्थमेवं निमित्ताभावे तादृशस्यापि त्यागात् यस्तु तथा भक्तानाविदित्वा सर्वस्वं निवेद

यति तादृशमपि धनरहितं स्वशरीरेनोपार्जनेप्यसमर्थं गणिका वेश्यास्त्यजंति नहि तादृशः स्नेहोन्यत्र भवितुमर्हति। नतु त
थाप्येताः समभावेन भजनं स्तत्पूर्वं न तु उत्कर्षभावेन पेक्षुनः उत्कर्षभावेन सेवंते तेषु त्यागो न भविष्यतीत्याशंक्याहुः॥
अकल्पमानाः प्रजाः स्वयमपि सर्वभावेन भजनमुक्ताः तथापि पश्चात्पालनासामर्थ्ये तं परित्यज्य तदन्योभर्वंति ताश्चेन्नम
न्येरन् न कोपि भवेद्राजा तथापि कः प्रयुक्तं करिष्यतीति। अल्पेनापि निमित्तेन परं परागतमपि राजानं त्यजंति अनेन
ज्ञापयते हस्वसंबंधव्यतिरिक्तो तु कथमपि लौकिके भजनं यावदर्थमेव न तु अल्पकदाचिदपि क्षणमात्रमपि अनुपयोगे भजं
ते इति। न तु लौकिके तथा हुवैदिके वा रूपापरोपणा तथा भविष्यतीत्याशंकापरिहरंति। अधीतविद्या इति पादद्वये
न। शास्त्रानुष्ठानभेदेन आदौ विद्या सर्वापतो गृहीतापत् सर्वापि गुरुप्रार्थ्यो भवति तादृशीमपि प्राप्य ग्रहणपर्यंतमेव
आचार्यं सेवंते न तु उपनीयतद्धपः शिष्यं वेदमध्यापयेद्द्विजः सरहस्यं तदंगं च तमाचार्यं प्रचक्षत इति एतादृशमपि स्व
कार्यसंपन्ने त्यजंतीति सर्वथा अन्येषां तेषां मैत्री किंच यत्र वैदिकः संबंधः स्वतः कथं व्यवहारः अधीतस्यार्थोपयोगे
जीविकाल्पत्वस्य भवति तादृशमपि दत्तदक्षिणं येन दक्षिणामेव प्राप्य शिष्टमर्थं यजमानं च त्यजंति कदाचिद्वा अदत्त
दक्षिणं तस्माद्व्ययव्यतिरेकाभ्यां प्रयोजनं हतं च मैत्री ७ ॥ ॥

टी-४४ ए६२

राम ए६२

શ્લોકાર્થ :-૭

પૈસા વગરના પુરૂષને ગણીકા છોડી દે છે. રક્ષણમાં અસમર્થ રાજાને પ્રજા છોડી દે છે. વિદ્યા ભણ્યા પછી શિષ્ય ગુરૂને છોડી દે છે. યજ્ઞ કરનાર ઋત્વિજ દક્ષિણા મળ્યાં પછી યજમાનને છોડી દે છે. (૭)

## ભાવાર્થ; સુબોધિનીજી :-

જો કે આ દષ્ટાંતોમાં સર્વત્ર બહુત્વ અને સાધારણત્વ ઉપાધી છે. તો પણ બહુધા તેવું દેખાય છે. તેથી તે ઉપાધી સંદિગ્ધ છે. સર્વત્ર અમારો ત્યાગ કર્યો એમ કહે તો તે દોષ કોઈ દિવસ દૂર થાય નહી. જેમ મિત્રનો પુત્ર કાળો છે. તેમાં શાક પાકજત્વ સંદિગ્ધોપાધિ છે. જો દશમો પણ કાળો થાય તો શાકપાકજત્વ ઉપાધી ન કહેવાય. એમ ન થાય તો શાક ખાવાથી કાળો થયો તે ઉપાધી ગણાય. એમ બહુપણુ અને સાધારણપણું સદિગ્ધોઉપાધીરૂપ છે. જો ભગવાન અમને છોડી દેશે તો બહુત્વને ઉપાધી નહી કહેવાય. તેમાં પ્રથમ સ્ત્રીઓ. પુરૂષો જેવી દુષ્ટ નથી હોતી. તે વાત ઈર્ષ્યાને લીધે બોલે છે. એમ જણાવવાં માટે પ્રથમ સ્ત્રીઓ પોતાનો સ્વાર્થ ન થતો હોય તો પુરૂષોનો પરિત્યાગ કરે છે. એ વાત કહે છે. સ્ત્રીઓ પ્રથમ તો સ્વભાવથી પુરૂષને ભજે છે. કોઈ સ્ત્રી પોતાના શરીરને એવી રીતે બીજાને સ્વાધીન ન કરે. તેમાં પણ ગમે તે આવે તેને આત્મનિવેદન કરે છે. આ કહેવાથી ધર્મને માટે પણ ભજન નિષિધ છે. એમ કહ્યું. લોકો તેની નિંદા થાય છે. એટલે લોક છોડે છે. વેદ છોડે. જગતથી વિરૂધ્ધ થાય. અને ગમેતેવું મળે તેને સર્વભાવથી સ્ત્રીઓ, વેશ્યાઓ ભજે છે. તે સર્વથી ઉત્પન્ન ગણાય. પણ જો તેમની પાસેથી પૈસાની આશા ન કરે. અગર પૈસા પણ દેહ નિર્માણ જેટલા લે તો પણ ઠીક ગણાય. પણ તે તો અધિક તેની બધી સંપત્તિ લઈ લે. તેથી તે જે ભાવ બતાવે છે તે પૈસાને માટે છે. તેથી તે સેવા વ્યર્થ છે.

કારણ કે પુરૂષ પૈસા આપતાં બંધ થાય ત્યારે તે સ્ત્રી તેને છોડી દે છે. પુરૂષો જાણે છે કે વેશ્યાઓ તો પોતાનો દેહ પૈસા માટે વેચે છે. પૈસા ન આપે તો તેને કાઢી મૂકે છે. છતાં પુરૂષો તેને સર્વસ્વ આપી દે છે. પણ જ્યારે તેની પાસે પૈસા આપવાના ન હોય ત્યારે તેને તે વેશ્યા ઘરમાંથી મૂકે છે. ઘણાં પૈસા ખવડાવીને પોતે બાવો બન્યો હોય, કમાવાને લાયક ન બન્યો હોય, છતાં પણ તેને

ઘરમાં રહેવા દેતી નથી. વેશ્યાના જેવો બીજા સ્નેહ કરી જાણતાં નથી. ત્યાં શંકા કરે છે કે સાધારણ માણસ સાથે પણ વેશ્યા સમભાવ રાખે છે. તેથી તે છોડી પણ દે. પણ જે ઉત્તમ ભાવથી સેવનાર છે તે છોડતાં નહી હોય? તે શંકાના ઉત્તરમાં રાજાને લોકો મોટા માનીને પોતે તેનો દાસ બનીને ભજે છે. પણ તે રાજા પણ પ્રજાના રક્ષણ કરવામાં અસમર્થ થયો તો પ્રજા તેને ત્યાગી દે છે. પ્રથમ સર્વ ભાવથી રાજાએ જે પ્રજાને પાળી પોષી છે. તે સમયે પ્રજાએ પણ રાજાને સર્વભાવથી ભજ્યાં છે.

પણ જ્યારે રાજાની પાલન કરવાની અશક્તિ જુએ છે. ત્યારે તે રાજાને છોડી દે છે. તેના શત્રુને તે ભજે છે. પ્રજા જો નવા રાજાને ન માને તો તે રાજા ન થઈ શકે. પણ એટલો પ્રયાસ કોણ કરે? થોડી રાજાની નબળાઈ જુએ કે પરંપરાથી માનેલા રાજાને છોડી દે છે. એટલે દેહસંબધ સિવાય માણસમાં લૌકિક ભજન સ્વાર્થને માટે છે. તેનો ક્ષણવાર પણ પ્રયોજ ન હોય તો તેને લોકો ભજતા નથી. ત્યારે એમ માનો કે લૌકિકમાં એવું હશે પણ વૈદિક વ્યવહારમાં પણ સ્વાર્થ પ્રાબલ્ય નહી હોય. કારણ કે ત્યાં તો વેદના વિધીને માન આપવાનું હોય છે. એના ઉત્તરમાં કહે છે કે વિદ્યાર્થી ગુરૂની પાસે વિદ્યા ભણવા આવે છે. પણ પોતાનું વિદ્યા પ્રાપ્ત કરવાનું સમાપ્ત થતાં આચાર્યને છોડી દે છે. પ્રથમ તો તે ગુરૂની પાસે વિદ્યા ભણે છે. એનાથી ત્યાંના બધા પુરૂષાર્થ સિદ્ધ થાય છે. તે વિદ્યા લેતા સુધી જ આચાર્યની સેવા કરે છે. પછી તેને સેવતા નથી. શિષ્યને પોતાની પાસે રાખીને તેને વેદ ભણાવે, વેદના રહસ્યો સમજાવે તે આચાર્ય કહેવાય.

એવા આચાર્યને પણ પોતાનું કાર્ય પૂરુ થયાં પછી શિષ્ય તેને છોડી દે છે. એ પરથી જણાય છે કે દેહ સંબંધ સિવાય બધે અર્થકૃત મૈત્રી છે. જેમાં વેદે કહેલો સંબંધ છે. તેનું આપણે સુતક પાળવું પડે છે. ભણ્યાં તેનાથી આપણી વૃત્તિ ચાલે છે. તેને પણ દક્ષિણા લઈને બાકીના અર્થ સાથે યજમાનને પણ ઋત્વિજ છોડી દે છે. કદાચ કર્મ કરનારને દક્ષિણા ન આપે તેવા યજમાન મળે છે. તેવા ત્યાં ઋત્વિજો જતાં નથી. તે પરથી અન્વય અને વ્યતિરેકથી જગતમાં લોકવેદમાં પ્રયોજનને લીધે મૈત્રી છે. (૭)

એમ એક શ્લોકથી ધર્મ અને અર્થની અપેક્ષાએ મૈત્રી બતાવીને દેહસંબંધ વ્યતિરિકતમાં ભજનઔપાધિક છે. હવે કામને લીધે લૌકિક, વૈદિક, પ્રાકૃત અને નિશિધ ભેદથી પ્રવૃત થનાર તેના ફલનું અનુભવ કરીને તેને છોડી દે છે. તે વાત બતાવે છે.

एवमेकेन श्लोकेन धर्मार्थापेक्षयैवेतर भजनं न स्वाभाविकं ऐहिकवदित्युक्तं अत्र तु नाकामार्थं लौकिकवैदिकप्राकृत निषिद्धभेदे नापि पक्षत्ताः तत्तत्फलमत्युत्तरपश्चात् त्यजंतीत्याह खगा वीत फलमिति। कामो हि द्विविधः उपर्यधश्चेन्द्रियभोगभेदेन तत्र खगाः पक्षिणः क्षुत्पीडिताः फलवंतं वृक्षमाश्रयंति पश्चाद्वीतफलो भवतीति दैववशात्पुनः त्यजंति उपलक्षणमेतत् छायार्थिनो गत छायां तत्तदर्थिनस्तत्तदर्थापगमे तथा अतिथयः असंबंधे भोजनार्थं भिक्षितो ब्राह्मणः क्षुत्पीडिताः भुक्त्वा च कारादन्यमपि सत्कारं प्राप्य तद्गृहे अनिष्टेऽपि जाते निरीक्षणरहिताः गच्छंति कारीषि दैहिकं स्वं कुर्यादिति संदेहव्यावृत्त्यर्थं सर्व एव तथाविधा इति ज्ञापयितुं

खगा वीतफलं वृक्षं भुक्त्वा चातिथयो गृहम्। दग्धं मृगास्तथारण्यं जारो भुक्त्वा रतां स्त्रियम् ॥ ८ ॥

सर्वत्र दग्धं वनं यस्मिन्नरण्ये मृगा उत्पन्नाः वृद्धिं गताः तादृशे सजातायामापत्तिश्चेयं संपत्तिसंभावनायामपि अल्पादुपयोगमप्याशंक्य त्यजंति मृगाः सर्वत्र साधारणमत्वा असाधारण्येन तस्य नाशमपि दृष्ट्वा गच्छंतीत्याह। जारो भुक्त्वेति। सा हि परस्त्री भोग्या स्वयं जारस्तु देहिकस्वभावस्तदुपजीवी तादृशोऽपि भोगानंतरं ताश्चेत् काश्चिदन्या ततस्तां अपि अनपेक्ष्य मामृणस्य जन्मवत्तथेत ज्ञात मिति अभिप्रायः। अथवा एतादृशा विधा दृष्टांता नाद्भुताः तत्र सात्विकादिभावेषु तथा तथा वचनं जारो भुक्त्वा तोऽयं ते राजसतामस्याः। अथवा दृष्टांताः एकमेवैतत् स्वधिता मे सतामस्याक्त सर्वभावापन्नायाः भ्रमरकथायां स्वरूपं वक्तव्यं

अतएव कामविषये कांतिरूपयिष्यति ८

શ્લોકાર્થ :-૮

જે વૃક્ષમાં ફલ ન હોય તે વૃક્ષને પક્ષીઓ છોડી દે છે. અતિથીઓ ભોજન લીધાં પછી જમાંડનારને છોડી દે છે. હરણો બડેલાં અરણ્યને છોડી જ્યાં ઘાસ ને જળ હોય ત્યાં જઈને વસે છે. જાર આસકત રાખનાર સ્ત્રીને ભોગવ્યાં પછી તેને છોડી દે છે.(૮)

ભાવાર્થ; સુબોધિનીજી :-

કામ ઈંદ્રિયોથી ભોગવાય. ઉપર અને નીચેની ઈંદ્રિયોથી ભોગવાય છે. એટલે બે જાતનો છે. એમાં પક્ષીઓ બહુ ભુખ્યાં થાય છે. એને વારંવાર ખાવાનું જોઈએ. તેથી તે ફળવાળા વૃક્ષનો આશ્રય કરે છે. અને રહે છે. પણ જ્યારે તે વૃક્ષમાં ફળ નથી રહેતાં ત્યારે તેને છોડી દે છે. આ તો એક ઉપલક્ષણ છે. એટલે છાયાને માટે આશ્રય કરનાર છાયાં ન હોય ત્યારે તેને છોડી દે છે. એમ સમજવું. સંબંધ વગર ભોજન સમયે ખાવા માટે આવે તે બ્રાહ્મણ અતિથી કહેવાય. તે ભૂખ્યાં થાય ત્યારે ગૃહસ્થના

ઘરમાં જાય છે. અને ત્યાં જમે છે. ચકાર છે. જેને ત્યાં ભોજન લીધું હોય તેના ઘરમાં કોઈ મરી ગયું હોય તો ત્યાં શોક બતાવવા પણ જતો નથી. કોઈ એક એવાં હસે ? ત્યાં કહે છે કે બધાં એવા જ છે. ત્યાં બહુવચનનો પ્રયોગ છે. જે અરણ્યમાં હરણો જન્મ્યાં, મોટાં થયાં તે વનમાં ભય ઉત્પન્ન થયો તો તે વનને છોડી દે છે. અને બીજે ચાલ્યાં જાય છે. તેનો બીજો દાખલો આપે છે કે પરસ્રીને ભોગવનાર જાર કહેવાય છે. તે સ્રીના જેવી પ્રીતિ બતાવે છે. તે તેનો આશ્રિત હોવા છતાં તેને ભોગવ્યાં પછી તે સ્રીને બીજો કોઈ મારે તો તેને છોડાવા પણ આવતો નથી પણ ઉપેક્ષા કરે છે. તેવી દશા અમારી થઈ છે.

આ ગોપીઓ દશ પ્રકારની છે. તેથી દશ દષ્ટાંત આપ્યાં છે. એમાં સાત્વિકકાદિ ભાવવાળાએ તે તે દષ્ટાંત કહ્યાં છે. છેલ્લું જારનું દષ્ટાંત આપનાર રાજસતામસ છે. તામસ તામસીતો સર્વભાવપન્ન છે તેનું સ્વરૂપ ભ્રમરની કથામાં કહેવાશે.(૮)

ત્યાં કહે છે કે વ્રજ ભક્તો બીજાનું ઉત્કર્ષ જોઈ શકતાં નથી. એ તેનો દોષ છે. તેને જ્ઞાન આપીને ભગવાને ફરીથી શા માટે તૈયાર કરે છે. તેના ઉત્તરમાં કહે છે કે વિપ્રયોગનો કલેશ વધતાં તેમાં તે દોષ આવ્યો છે. ખરીરીતે તે ઉત્તમ ભક્તો છે.

टी०४४ ए६२

नन्वेवमस्वरूपायां दुष्टा एव जाताः। किं ज्ञानेन पुनः सङ्गीक्रियंत इत्याशंक्य तासां क्लेशवशादेवायं स्वभावो जातः वस्तुतस्तु उत्तमा इत्याह द्वाभ्यां। इति गोप्य इति। इतीति समाभिः प्रकारैर्वचस्र्वाक्तः दोषस्य तदासक्तिः फलं न तु नाश इति वक्तुं इति गतवाक्काय मीनसा इत्युक्तं। नष्टकायमेवं कालस्य नेदुष्टा एवं कथं भवेयुरित्याशंक्याह॥ गोप्य इति। ताः शुभ्राः न कापथं विवेकं च जानं निश्रितः खेदं वशात् पथे वक्तारं ता इति न दुष्टाः॥ ह्रियुक्ता स्वायममर्थः। महता कष्टे न हि सर्वपरित्यागेन सर्वभावेन सर्वं भगवंतं प्रपन्नाः॥ किंच गोविंदो भगवांस्तासामेवेंद्रः सर्वेंद्रं वै कृतः अन्यथा तेषां करणं व्यर्थं स्यात् दुष्टस्वामित्वं वा भवेत् अतएवं

इति गोप्यो हि गोविंदे गतवाक्कायमानसाः। कृष्णदूते व्रजं याते उद्धवे त्यक्तलौकिकाः ९

वर्णने गतवाक्का यमनः सारथ्या इति ज्ञापितो। अयं सर्वं एव गोविंदे स्वत एव गतं निकायवङ्मनांसि यासां मत एतान्यपि वचनानि दोषजनकानि भवेयुस्तदा भगवच्छास्त्रे एव दोषः स्यात् भगवदीयत्वात्तेषां। तासां सर्वपरित्यागे निदर्शनमाह। कृष्ण दूत इति। साक्षाद्भगवति समागते कोपि दर्शितो उद्धवः कृष्णस्य स्वामिनः दूते पि उद्धवे व्रज आगते त्यक्तलौकिका जाताः सर्वा पेत्ना परित्यज्य पक्वरोधत्वा तेन सह यत उपविष्टाः ९ ॥ ॥

राम ए६२

**શ્લોકાર્થ :-૯-૧૦**

એ પ્રમાણે ગોપીઓના કાંય, વાણી અને મન અત્યારે ભગવાનમાં પહોંચ્યાં છે. કૃષ્ણના દૂત ઉધ્ધવજી જયારે વ્રજમાં આવ્યાં ત્યારે તેને લૌકિક કાર્યો છોડી દીધા છે. કૃષ્ણે બાળ અને કિશોર અવસ્થામાં કરેલી લીલાઓનું સ્મરણ કરતાં કહેલા કર્મોનું ગાન કરે છે. લાજ મૂકીને રૂદન કરે છે. (૯-૧૦)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

ઉપર કહેલી વાત અહી પૂરી થઈ ગઈ છે. તે બતાવવા *ઈતિ* શબ્દ કહેલો છે. પૂર્વદોષ કહ્યો છે. તેનું ફલ આસક્તિરૂપ થયું. તેનો નાશ નથી થયો. વાણી, કાયા અને મન તેના ભગવાનમાં પહોંચી ગયાં. તે ગોપીઓ છે. તે મુગ્ધાઓ છે. કપટ કે વિવેક જાણતાં નથી. તેના હૃદયનાં દુઃખથી જેવી મનોવૃતિ થાય છે. તેવું તે બોલી નાખે છે. તેથી તે દુષ્ટ નથી. મુળ શ્લોકમાં *હિ* શબ્દ કહ્યો છે. તે યોગ્યતા બતાવે છે. મોટાં દુઃખ ભોગવ્યાં, બદા સગા છોડયાં અને સર્વ ભાવથી ભગવાનની પ્રાપ્તિ કરી. બધા દેવોઓ મળી બધી ગોપીઓના દેવ ગોવિંદને કરાવ્યાં. તે દેવોની કૃતિઓને તમો દુષ્ટ કહો તો કૃતિ વૃથા થાય. તેથી આવું વચન તે બોલે છે. તેથી તેની કાયા, વાણી અને મન ગોંવિદમાં રહ્યાં છે. એ વાત સિદ્ધ થાય છે. તેથી જો આ વચનો દોષવાળા હોય તો તે ભગવત શાસ્ત્રનો જ દોષ છે. કેમ કે તે ભગવદીયો છે. તેને સર્વ પરિત્યાગ કર્યો છે. તેનો દાખલો આપે છે. કૃષ્ણના દૂત વ્રજમાં આવ્યાં ત્યારે બધુ લૌકિક છોડીને બેઠાં તો સાક્ષાત ભગવાન આવે તો શું કરે તે કોણ જાણે? સર્વ અપેક્ષા છોડી પ્રગટ થઈ તે દૂતની પાસે બેઠાં અને તેની પાસે પણ પોતાના પ્રાયનું લીલાનું ગાન કરે છે. તેથી તેની વાણીનો ભગવાનમાં છે. અન્યત્ર નથી. તેથી તેની વાણી બીજાથી સંકોચાતી નથી. તે રૂદન પણ કરે છે. બેઠા તેથી કાયાનો વિનિયોગ થયો. ગાવાથી વાણીનો વિનિયોગ કહ્યો. રૂદનથી અંતઃકરણનો વિનિયોગ કહ્યો. એમ ત્રણનો અપેણ પ્રકાર કહ્યો. તેનો અસાધારણ સ્વભાવ પણ તેને છોડયો. લાજ પણ છોડી. સ્ત્રીઓનો સ્વભાવીક ધર્મ લજ્જા છે. તેને જો સ્ત્રીઓ છોડે તેમાં બાકી શું રહ્યું ? બાલ્ય અને કિશોરની કૃષ્ણની લીલાઓને આદરથી યાદ કરીને તવા તે બન્યાં છે. (૯-૧૦)

એમ એ દોષને મોટો માનીને મોટો પ્રબંધથી તે દોષને સાધ્ય ગણ્યો. હવે તેની પ્રસ્તાવના કરે છે.

टी. ४४
९६२

एवमिममपि दोषं मह्यं तं तत्त्वा महत्तापवं येन सम्यक् तं निरूपित ततोऽप्यधिकं दोषं निरूपयन्नुद्भावनामाह कावदिति। काचिदिति तस्य वसाध्यत्वं अग्रे वक्ष्यति ततउपदेशः अथउपालम्भनमुक्त्वा स्वासक्तिं स्थापनार्थं स्वगतान् भावान् रससंगोपनार्थं काचिदिति तत्रापि व्याजेन अन्यापदेशन्यायेन अन्यथा रसः पुष्टो न भवेत भगवान्वा गोपिकानां स्वरूपमुद्धवायप्रदर्शयितुं वयमपि प्रेषितवान् तदा तं दृष्ट्वा आर्षज्ञानेन भगवद्दूतत्वं मत्वा काचिदाह यथोद्धवस्य मयोपकारः कृत इति। गर्वो न भवेत् अन्यापदेशन्यायेन पदान्युद्धवे पियोजनीयानि तदा दोषसंभावनापि प्रवर्तितिच्छितायेत्व येन कापि संभावनास्य।

कचिन्मधुकरं दृष्ट्वा ध्यायंती कृष्णसंगमं। प्रियप्रस्थापितं दूतं कल्पयित्वेदमब्रवीत् ११ ॥

तम् मधुकरो भ्रमरः वस्तुतो यं विपरीता नामा मधु भक्षणपूर्ति नतु करोति अतो वसंतो मधुकरः अयं मधुपोऽपि मधुकरात्वे नोक्तो अन्यथा पुष्पाणि तदभिमानिन्यो वा देवता एतं न प्रवेशयेयुः पूर्वं हि सा कृष्णसंगमं ध्यायती स्थिता अथ यमतो भगवता सह रसन सा संबंधं प्राप्य पश्चात् मानवती जाता तदा भगवानन्यां गृहीतवानिति परिकल्प्य सा न समीचीनेति वचनं भगवान् मामेव प्रार्थयितुं भ्रमरं प्रस्थापितवान् इति ज्ञातवती तदाह प्रियप्रस्थापितं दूतं कल्पयित्वेति। इदं वक्ष्यमाणमब्रवीदिति ११ ॥

राम
९६३

શ્લોકાર્થ :-૧૧

કોઈ એક ગોપી પોતાને થયેલ ભગવાનના સંગમનું ધ્યાન કરતી હતી તે વખતે તેને ભ્રમરાને જોયો તેને ભગવાને મારી પાસે દૂત તરીકે મોકલ્યો છે. એમ સમજી આ પ્રમાણે ભ્રમરા સાથે બોલવા લાગી.(૧૧)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ગોપીના રોગ સાધ્યા છે. એ વાત આગળ કહેશે. પછી તેને ભગવાને ઉપદેશ કર્યો છે. પ્રથમ તો ઉધ્ધવને ઠપકો આપતાં પોતાના હૃદયના ભાવને ભગવાનમાં પોતાની આશકિત બતાવવા કહે છે. તે પણ ભ્રમરાને કહેવાના મિશ્રથી કહે છે. એમ ન કહેલો રસ પૃષ્ટ ન થાય ત્યારે તેને જોતાં આર્ષ જ્ઞાન વડે તે ભગવાનનો દૂત છે એમ જાણી કોઈ ગોપી *કાચિત* શ્લોક કહે છે.

તેથી મેં ગોપીને સંદેશ આપીને ઉપકાર કર્યો છે. એવો ગર્વ ઉધ્ધવને ન થાય. અન્યાયદેશ ન્યાયે તો તે પદો ઉધ્ધવમાં પણ લગાડી

શકાય છે. તેથી દોષની સંભાવના તેનામાં પણ થાય છે. બીજા અર્થમાં કાલપક્ષમાં સંભાવના થતી નથી. કારણ કે તેને તો પ્રાર્થના જ કરી છે. મધુકર એટલે ભ્રમરો અહીં તેના નામથી વિપરીત ગુણવાળો કહ્યો છે. કેમ કે ભ્રમરો પુષ્પનો મંકરદ ખાઈ છે. મંકરદને તે પેદા કરતો નથી. છતાં તેને મધુકર કહ્યો. ખરી રીતે મધુપ કહેવો જોઈએ. આ બોલનારી ગોપી પ્રથમ કૃષ્ણના સંગમનું મનથી ધ્યાન કરતી હતી. પહેલા મનથી કૃષ્ણનો સંગ કરી પછી તે માનવાલી થઈ. ત્યારે ભગવાન બીજી ગોપી પાસે ગયાં એવી તેના મનમાં કલ્પના થઈ તેન વિચાર્યું કે મને છોડવાનું ભગવાનને યોગ્ય ન લાગતાં ફરીથી મને સમજાવવા ભ્રમરાને મારી પાસે મોકલ્યો. એવું મનમાં સમજી છે. તેથી તેને દૂત ગણીને નીચેના શ્લોકથી ભ્રમરાને કહે છે. (૧૧)

નાયિકાને માન થતાં ક્રોધ વડે તેનાંમાં નિર્દયતા આવે છે. માટે કોઈ તામસ તામસી ભાવવાળી ગોપી ભ્રમરાને દોષ આપે છે.

आहेत्याहिमानवत्याः क्रोधेन पारुष्यं भवतीति ततः प्रथमं तामसतामसी तद्वाक्यमुक्तावान् दूषणमाह मधुकरेति सर्वत्राहि
रसे विप्रलंभे दूतो नायकश्च दूष्यं ते यथा अज्ञातपी उागमा अधमस्योत्तुभयोर्दूषणं तथात्राप्याह मधुकर किमपि तवं वेषोऽइ
ति मत्तांतरभाषेयमिति कामशास्त्रात्तु रोधी नीति रूपितेति न समाधिभाषायां भक्तिमार्गे वाविरोधः । यद्यपि भ्रमरो मधु
पो भवति तथाप्यन्यार्थेपि शक्ताः इति तत्स्वरूपकत्वेन निंद्यापि भवति अन्यापदेशेन दु पादवाः सर्वे पानरताः इति लोकप्रसिद्धा
निंद्या भवति यद्यपि भगवद्भक्ता भगवांश्च न भवति अत एव करणं साधारणानां विगीत धर्माणामेव न तु सर्वेषां तथापि साधा

गोप्यः ऊचुः । मधुप कितवबंधो मा स्पृशांघ्रिं सपत्न्याः कुचविलुलितमालाकुंकुमश्मश्रुभिर्नः ।
वहतु मधुपतिस्तन्मानिनीनां प्रसादं यदुसदसि विडंब्यं यस्य दूतस्त्वमीदृक् ॥ १२ ॥

रणं पनं प्राप्तो धर्मः अतो प्यंतं स्वेहाय भवति वस्तुतस्तु कालस्वरूपाविष्टो ...
तयइ भिकालद्वारा हि भगवान् वक्तव्यो ज्ञातव्यो वा भवति । अत्र संवत्सरात्मकः कालः आरोप मधुवसंत मौल्येव ततः कि
तवस्य ग्रीष्मस्य वंचयित्वा सर्वरसहारकस्य वंचरापि भवति स चेद्भगवत् स्तवं धिनं दृष्टावनादि श्रवण देशं भगवच्चरणं वा तत्र त्य

स्वपितथैवकरिष्यतिप्रसादत्वेनपरं कुंकुमं हास्यति।एतद्वनापेक्षितमितिस्वार्थेनिषेधःप्रसङ्गाएवधर्मोभगव
दीयाःश्रौत्याःश्रुतिश्रुताशास्त्रार्थे विडंबा नमित्युक्तानद्भवतीभ्योप्येतदेवहास्यतीतिअत्रकिंप्रमाणंवक्तृत
स्तुतास्यन्त्यतीत्याशंक्याहायस्यदूतस्त्वमीदृगिति।नतस्यैवधीभेवास्यापिप्रियःतुभ्यं वेद हातिअस्मभ्य
मपिहास्यतिअन्यथादृत्येनप्रेषयनत्वांपीतस्मस्त्वं नप्रेषयेत्अतोज्ञापनार्थमेवतथाविधंप्रेषितवानअने
नतथैवज्ञातमितिशतिभातिगादस्तुरतेव्याजनाद्यपेक्षणात्तद्वरेसर्वतोनिरोधेनसहजत्वाद्भावात्तदुरुप
स्पत्याहृदशस्यापितत्रस्यात्तमस्तुल्कालात्सर्वोपयुक्तोःअस्मात्तस्याःहासीकर्तुव्यजेनार्थमाकारयतीति
एतद्वसर्वथास्त्रावृप्यकमितिभ्रमरोद्धवपक्षेनिषेधोयुक्तःवसंतकृतस्त्रोत्सवःधर्मरूपःयादवसभायांविडंब
एवानुकार्यःतेहिलौकिकप्रधानाःअनुकरणमात्रेणधर्मकरिष्यतीतिकालकृतोधर्मःभगवदीयकृतो
ज्ञानइतिवाप्रमाणमित्याकांक्षायांयस्यकालस्यभगवतोवासंबंधीदूतःकलिस्वरूपस्त्वमीदृक्रुशणमःन
हिधर्मेऽकृष्टेनदाधारःस्यामोभवतिअतोस्मान्नप्रतिसंतुत्रपनिषेधएवयुक्तःपुष्टिमार्गेहिदन्तिणायनस्यैव
प्राशस्त्यात्तात्रहिरात्रेयःस्थूलाःदिवसाश्चसूक्ष्माइत्यनंगीकारस्तुरवोहेतुः ॥ १२ ॥

શ્લોકાર્થ :-૧૨

હે મધુપ ! હે કપટીના બંધુ, સોક્યના સ્તનને લાગવાથી ચોળાઈ ગયેલી માળાને સુગંધતા તેની દાઢી, મૂછો પીળી થઈ ગઈ છે. એવો તું અમારા ચરણને અળકીશ નહી. જેનું યાદવોની સભામાં ઉપહાસ થાય છે. જેનો તું દૂત થઈને આવ્યો છે. તે કૃષ્ણ તે માનવાલીના પ્રસાદને ભલે ઉઠાવે.(૧૨)

ભાવાર્થ; સુબોધિનીજી :-

રસમાં પણ વિયોગમાં દૂત અને નાયકને દોષ અપાય છે. જેમ કે *અજ્ઞાતપીડાગમા* અને *અધમસ્ય* એમ દૂતી અને નાયકને નાયિકા દૂષણ આપે છે. તેવું અહીં પણ છે. કેમકે અહી દૂતને મધુપ કહ્યો છે. નાયકને ગોપીએ *કિતવ* કહેલ છે. આ

મતાન્તર ભાષાએ કામ શાસ્ત્રના અનુરોધવાળી છે. તેથી સમાધિભાષા કે ભકિતમાર્ગમાં વિરોધ નથી આવતો જોકે ભ્રમરો મકરંદનું પાન કરાવનારો છે. પણ તેનો બીજો પણ અર્થ થાય તેથી નિંદા પણ તેની થાય કેમકે મધુ મદ્યનું નામ છે. જ્યારે મધુપ કહ્યો ત્યારે મદ્યપાન કરનાર એવું જ્ઞાન થતાં તેની નિંદા થાય છે.

અન્યપ્રદેશમાં તો બધા યાદવો પાનમાં આસક્તિવાળા છે. તે વાત લોક પ્રસિદ્ધ હોવાથી તેની નિંદા થાય છે. જો કે યાદવોમાં ભગવાન તથા તેના ભક્તો મદ્ય પીનાર નથી. ભગવાન લોકોનું કરણ કરે પણ તે સાધારણ ધર્મો કે જેની નિંદા ન થતી હોય તેનું અનુકરણ કરે. નિંદીત ધર્મોને ન અનુસરે પણ ભગવાન યાદવ ગણાય અને યાદવો મદ્યપાન કરનાર છે એમ લોક સામાન્ય વાતો કરે. તેથી ખેદ થાય. ખરી રીતે તો સરસ્વતી તે શબ્દોના અર્થો બીજી રીતે કરે છે. ભગવાન સ્વામી છે. કાલ તેનો દૂત છે. પોતે શ્રુતિઓ છે. કાળ દ્વારા ભગવાનને કહેવાય છે. અથવા કાળ દ્વારા ભગવાન જણાય છે. અહીં સંવત્સરાત્મક કાળ છે. તે પ્રથમ વસંતને પાળે પોષે છે. તેથી તે મધુપ કહેવાય છે. પછી તે કાળ *કિતવ* એટલે ગ્રીસ્મનો બંધુ પણ થાય છે. તે ગ્રીસ્મ પણ ભગવાનના સંબંધવાળા વૃંદાવનાદિ પ્રદેશ અથવા ત્યાં પડેલા ભગવદ ચરણાવિંદનો સ્પર્સ કરે છે. તો મોટો કલેશ થાય. તેથી ગોપી *મા સ્કુશાંધમ્* પગને મા અડક એમ નિષેધ કરે છે. પહેલા તો વૃદાંવનમાં વિરાજતાં ત્યારે *નિદાધવાણ્ય ર્કમવો ભુવોરસમ્* । ગ્રીસ્મનો તાપ વૃંદાવનની ભૂમીના રસનું ગ્રહણ નથી કરતો. તે ગ્રીસ્મ ભગવદ રમાણ વૃંદાવનના રસને નહોતો ખેંચતો. હમણાં તો ભગવાન દૂર છે. તેથી કદાચ સ્પર્શ કરે તેથી ગોપીઓ તેનો નિષેધ કરે છે. તેથી નમસ્કારને માટે આવેલ ભ્રમર કે ઉધ્ધવ તો પણ નિષેધ કરે છે. ત્યાં કહે છે કે નમસ્કારમાં ચરણનો સ્પર્શ કરે તેમાં શું દોષ છે? તેના ઉત્તરમાં કહેવાતું કે તે મધુપ છે. ચરણ કમળરૂપ છે. તેમાં રહેલા મકરંદને ન આપવા માટે નિષેધ કરે છે. જો નિષેધ ન કરે તો મકરંદ પાન કરનાર હોવાથી ચરણ કમળના મકરંદનું પાન કરે. તે જે પીએ છે. તેનો સ્પર્સ કોઈ ન કરે. કારણ કે તે *અસ્પૃશ્ય* માં ગણાય છે. ત્યાં કહે છે કે હું તો ભગવાનનો દૂત છું. ભગવાને તેમને બોલાવવા માટે મને મોકલ્યો છે. હું કોઈ ઉદાસીન નથી. સ્ત્રીઓ કે જેમને ભોગની કામના હોય છે તેમના પગમાં પડે તેવાને તે યોગ્ય માને છે. એમ કહે ત્યાં કહે છે કે અમને છેતરવા માટે તારા સ્વામીએ તને અમારી પાસે મોકલ્યો છે. કિતવ એટલે છેતરનાર. તેમાં પણ ધુતારો જેનું કંઈ ફલ મળવાનું ન હોય તેનું માનોપનોદન કરે તો તે વ્યર્થ થાય માટે તું ચરણનો સ્પર્શ ન કર એમ નિષેદ કર્યો. એટલે ભ્રમરાને અટકવાનું ના કહી.

કાળપક્ષમાં સપત્ની દ્યૌ છે. તેના કુચરૂપ મેઘો છે. તેમાં ચોળાયેલી માળા જેવી વીજળી છે. તેની કેસર જેવી કાન્તી હોય

છે. તેની સાથે સ્મશ્રૃની જગ્યાએ મેધમાંથી વહેતી જલની ધારા છે. તે વડે તું હમને અડકીશ નહીં. અમારું હીતકરનારી શરદ છે. વર્ષા નહી તેથી વર્ષા પર્યન્તનો ગોપીએ નિષેધ કર્યો છે. જે માન આપવા આવે તે ન ગમતા પદાર્થોને છોડીને આવે છે. પણ તેને ન ગમતો પદાર્થ તેન બતાવવામાં આવતો નથી. ભ્રમરાને મુછની જગ્યાએ રોમ હોય છે. તે મકરંદ લાગવાથી પીડા થાય છે. તે પુષ્પો ભગવાનના હોય તે બીજા પુષ્પો ભગવાનના ભોગવ્યાં વગરના હોય. તેનો મકરંદ લેતા નથી. પણ ભગવાનની પ્રસાદી માળાનો મકરંદનો સંબંધ તેને થાય છે. તે માળામાં ગુથ્થા હોય તેથી અંદર સ્મશ્રુને સંબંધ ન થાય પણ બહારથી થાય છે. તેથી પીળા સ્મશ્રુ કુંકમના સંબંધથી થાય બીજી રીતે ન થાય. ઉધ્ધવ પણ ભગવાનની માળા ઉતરે તેને સુંગે ત્યારે તેની મુછોને પુષ્પોનો સંબંધ થતાં મૂછો પીળી થાય. નીરતંર માળા સુંઘવાથી રંગિત સ્મશ્રુ થાય છે. સુંઘવાનું અથવા મકરંદનું પાન બહારથી થાય છે. ભગવાનના અંતઃરાગથી પીત વર્ણ થતો નથી. માળશ ચોરાય ગઈ. તેથી ભગવાનનો સંભોગ કોઈ સાથે થયો હોય એમ જણાય છે. કેવળ આલિંગન માત્રથી માળા ચોળાઈ નહીં. આલિંગન તો બીજાના આગ્રહથી પણ કરવું પડે એટલે સુધી તે અત્યન્ત દ્વેષને લાયક ન ગણાય. શ્રમ તેણે થયો જણાય છે. તેને મહાસૌરત કર્યું લાગે છે.

તેથી આ ગોપીને માન વધે છે. કાળ, ભ્રમર અને ઉધ્ધવને એ ત્રાણ પક્ષમાં ચરણસ્પર્શમાં ચરણ સ્પર્શનો નિષેધ છે. ત્યાં કહે છે કે તમે ભગવદીયો છો. ભગવાન જો તમને માનતા હોય તો તમે તેને કેમ નિષેધ કરી શકો? ત્યાં કહે છે કે કાળ પક્ષમાં તો બે ઋતુઓનો નિષેધ કરે છે. મધુપતિ એટલે વસંત સંબંધિ સંવત્સર તે માનવાલીના પ્રસાધને ઉઠાવો. તે માન છોડીને સંતોષ પામી. કાળની ઉપર પ્રસન્ન થાઓ. કેમકે વર્ણનમાં વસંતના સંબંધથી તેની મોટાઈ દેખાય છે. અમારી પ્રસન્નતા તેટલાથી થતી નથી. અમને તો ભગવાને શરદમાં કૃપા બતાવી હતી. તેથી અમો ગ્રીષ્મવર્ષાનો નિષેધ કરીએ છીએ. વસન્ત અને શરદમાં તેની પ્રશંસા છે. તેમાં વસન્તમાં ભગવદકૃત કાળાત્કર્ષ છે. શરદમાં તો સર્વદા ઉત્કર્ષ છે. વસન્તમાં યજ્ઞો અગ્નિએ અને સંસ્કારો થાય છે. સપત્નીઓએ પોતાનું કુચકુંકમ પ્રસાદ તરીકે આપ્યું છે. જે ઈશ્વર થઈને દાસીની પ્રસાદી લે. તેની યાદવોની સભામાં નિંદા થાય. બીજાનું ભોગવેલું દેવ સીવાયમાં બીજો લે તો તે નિંદાને પાત્ર થાય છે. તેમાં મોટાઓ વધારે નિંદાય છે. ત્યારે ભગવાને તેમનો પ્રસાદ કેમ સ્વીકાર્યો? તેના ઉત્તરમાં તે કહે છે કે તે મધુપતિ છે. મધુદેશ તે મથુરાના રાજા છે. અથવા ઈર્ષાથી કહે છે કે તે બધા ઈચ્છા પ્રમાણે મદીરાપાન

કરનારા છે. તેથી દેશની રીતથી અથવા વસ્તુ સ્વભાવથી ભગવાને પ્રસાદી લીધી. તેવા ભગવાનનો પ્રસાદ આ ભ્રમરો લે છે. તેથી ભ્રમર પણ આદરને પાત્ર નથી. આથી એબ બતાવ્યું કે અહીં આવી એકાન્તમાં ભોગ કરો. પણ અમો મથુરા તો ન જ આવીએ. ત્યાં આવીએ તો યાદવો હશે. કારણ કે ત્યાં કૃષ્ણને યાદવ હોયને યાદવોની સભામાં જવું જોઈએ. તેવો કાંઈ બોલે તો સજાતીય કૃત નિંદા અસહ્ય ગણાય. તે પણ અન્ય સંબંધ કૃત નિંદા અસહ્ય હોય એવો પ્રસાદ તમારા સ્વામી ભલે લે. અમે તેને લાયક નથી. અમે તો ત્યાં જઈએ તો પણ પ્રસાદમાં અમને કુંમકુમ મળે. તે અમારે જોઈતું નથી. તેથી આ ગોપી તેનો નિષેધ કરે છે. ભગવાનના ઉત્તમ ધર્મ ગ્રહણ થાય તેથી બીજા ધર્મો ગ્રહણ કરવા સારા નહી એમ બતાવવા વિડંબન શબ્દ વાપર્યો છે. ત્યાં કહે છે કે તમને તેઓ પ્રસાદ આપશે. એમ તમે કેવી રીતે જાણ્યું .અથવા તેમાં પ્રમાણ શું છે? ખરી રીતે તો તમો ત્યાં આવશો. તો ભગવાન તેનો ત્યાગ કરશે. ત્યાં કહે છે કે એનો દૂત તૂ પણ તેવો જ છે. એટલે તુ તેણે પ્રિય છે. તને તે પ્રસાદ આપે છે. તો અમને તો અવશ્ય આપે જ. જો એમ તેનો વિચાર ન હોય તો તને દૂત તરીકે અમારી પાસે મોકલે. તો તારી મૂછોને પીળી કરી ન મોકલે. તેથી અમને પ્રસાદ આપશે એ બતાવવા માટે તારી મૂછો પીળી રંગીને તને અમારી પાસે ભગવાને મોકલ્યો છે. તેથી તે સખી એવું સમજી ગાઢ સુરતમાં પંખો જોઈએ. શહેરમાં તો બંધુ જ બંધ હોય. તેથી વાયુને જવાનો રસ્તો ન હોય. સુરત ચાલે ત્યાં પુરૂષને રખાય નહી. અમને તેમને પૂર્વમાં ભોગવ્યાં છે. એટલે અમને દાસીઓ બનાવી પંખો કરાવવા તે બોલાવે છે.એવું અમારે કોઈ રીતે કરવું નથી. તેથી ભ્રમર અને ઉધ્ધવના પક્ષમાં નિષેધ કર્યો તે યોગ્ય છે.

વંસત કૃત ઉત્સવ ધર્મરૂપ છે. તે યાદવની સભામાં વિડંબન કરવો કેમકે તે બધા લૌકિક પ્રધાન છે. તે અનુકરણ માત્રથી ધર્મ કરશે. તેથી કાલકૃત ધર્મ ભગવાનના કરેલા ધર્મથી હીન છે. તેમાં પ્રમાણ શું? ત્યાં કહે છે કે જે મુખ્ય કાળ અથવા ભગવાનનો તૂ દૂત તે આવો કલિરૂપ શ્યામ છે. ઉત્કૃષ્ટ ધર્મોનો આધાર કાલો ન હોવો જોઈએ. તેથી અમારા પ્રત્યે ત્રણ ઋતુનો નિષેધ યોગ્ય છે. પુષ્ટિ માર્ગમાં દક્ષિણાયન શ્રેષ્ઠ ગણાય. તેમાં રાત્રીઓ મોટી હોય અને દિવસો ટૂંકા હોય છે. તે અંગકારમાં મુખ્ય હેતુરૂપ છે. (૧૨)

તમે એવી પ્રગલભતાથી ભગવાનમાં દોષારૂપ કરો છો. અમને પણ દુષિત ઠરાવાો છો. એનું કારણ શું છે? ત્યારે કહે છે.

ननु कथमेवं धार्ष्ट्येण भगवति दोषा आरोप्यंते अस्मास्वपि चेत्याशंक्याह। सकृदधरसुधामिति। यो हि यं वंचयति। स तस्मै कोशं करोति भगवांश्च सर्वथास्मान्वंचितवान्। वंचनामेवाह। अधरसुधां पाययित्वा तत्त्यजति अस्मान् तत्त्यक्त्वा गतः। अधरत्यनेन उच्छिष्टतया लोके जातिभ्रंशो निरूपितः। मोहिता वयं सा सुधा त्वात्पीता तत्र्यपकार एव कृतः। यो हि जलमपि पाययित्वा गच्छति सोप्याक्रोशं नार्हति किं पुनः सुधां। सुतरां लोभात्मके स्थापिता तत्राह। मोहिनीमिति मोहिका हि मान हि मोहकानां लड्डुकादिकं रा नफलं उपकारं वा जनयति। न तु न्ये नतर्हि तु ततो रणं क्रियतां किमाक्रोशनेन।

सकृदधरसुधां स्वां मोहिनीं पाययित्वा सुमनस इव सद्यस्तत्यजेऽस्मान्भवादृक्। परिचरति कथं तत्पादपद्मं तु पद्मा ह्यपि बत हृतचेता उत्तमश्लोकजल्पैः ॥ १३ ॥ ॥

तत्राह। स्वामिन्यसाधारणीं नत्वा पायसहसैव। पित्त कृतो मोहो निवर्तयितुं शक्यते। ननु मोहनस्य न फलं किं विज्ञातं रसश्चात्र मः पीत इत्याशंक्याह। सकृदिति। सुमनस इवेति वकुवारवेत्या ययेतत्तन्नाप्यं ततः सुखं भवेत् किंतु सकृदेव। अन्यथा सकृदेवाधरसुधापाना तु ष्या नित्यथा दृदिता निसर्वकार्याणुपयुक्तानि भवंति तथा भगवता वयं वीर्यविवेकादिभिर्हीनाः कृताः। अतोस्माकं सर्वनाशं कृत्वा यदर्थमस्माभिः सर्वत्यक्तं तमपि हत्वा इतो गतवान्। तर्हि कथं नष्टा इत्याशंक्याह। सद्यस्तत्यज इति। भगवादृगिदि भ्रमरस्तुल्यः स हि पीत्वा निःसारान्कृत्वा गच्छति तथा भगवानपि पाययित्वेति विशेषः। अयेपि रसा उत्पादना थं अन्यथा कमलादिवत्पुनारसः स्यात् अतः पाययित्वा भगवान्त्वातः पीत्वा भ्रमर इति वेषम्यात् समाधानं परिहृतं। सुधापानेनासक्तिर्जनिता अधरसंबंधेन लोकस्य जितः। मोहेन विवेकाद्यभावात् ज्ञानभक्ती निवारिते। परित्यागाद्रा अयोपि निराकृताः। अतो अस्माकं न सर्वं सिद्धा इमे लोकाना पि भगवानि तु भयतो भ्रष्टा वयं जाता इति युक्त एवोपालंभः। ननु भागवत्य एव भगवतो जाताः भगवदीयत्वमेव परमपुरुषार्थः अतः कथं शोक इति चेदुच्यते न हि भगवदीयान् भगवांस्त्यजति त्यक्ता अन भागवदीयाः। युतास तिश्च न भवति मोहे न तत्र दृष्टेर्गतत्वात्। ननु भगवान्मोहं किमिति संपादयति नापि स्वार्थं त्यक्तत्वात् नापि वासा मर्यादा दोषनिवृत्तावपि गुणाभावात् दोषे वा तु शपकतुः स्वनिवृत्तिः न तु भावाद्दोष अतस्माद्युक्तं मोहनमिति चेत् सत्यं भवेद्धेतुर्दैवयदि तासां मनसो भगवत्यनुवृत्तिर्न स्यात् अतो मोहभावे तु स्थानगमनाद् कृतोपि निर्क्षरो व्यर्थः स्यात् तात्पर्यज्ञानाद्वयं मोहः एतत्कृतो वा दोषः अयेस्मरणेन वपरिहर्तव्य इति तद्रूपमेव वा यत्तु योगः। ननु भगवानेतादृश एव न हि सर्वोप्येकविधो भवति तस्मात्तोपालंभ इति चेत्तत्राह परिचरतीति। स्त्रीणां मध्ये मूलभूता पत्युराल लक्ष्मीः सा कथं भगवंतमेतादृशं ज्ञात्वा से


वितवती। अथसाप्येवंविता तथापि केनविदुपायेनसा पुनःसेवतेतथोपायस्त्वेज्ञातःस्यात् तदास्माभिरपिसेव्येतेति
प्रश्नार्थो वा कथं श्रद्धः पद्येपुत्तरं वा साहि पादचरणे मातिअत एव तु रसस्य कमल त्वं सापि कमलाचरणात्मकृता
प्राप्यसातिष्ठतीति न तस्याः कापि ज्ञतिः गोपिका नामपि श्रीमौनिरंतरं चरणे वा सं वधे जाते यद्यते नान्ययेति अ
पि तु पुनः स्वपद्मानिवासभक्तेति वाक्यात् तद्रूपा तरेषु सोप्येक्ष्यपादिप्रोतं तं कठिनोभ्रमणस्य स्वभावतश्चतत्र कथं
सेवाकृतवती विषण्णः उपालंभो वा तादृशेष्वाप्यमवतारः प्रतिभातीति भावः। एकत्र स्थैर्याभावात् तानन्दलक्ष्म्याअव
तारो न जात इति शंकावारयितुमाह। पुरितिवितर्के साहि भगवंतं विना क्षणमेपिस्थातुमसक्तेति पद्येति भ्रमाणं वा
चांपरिचरतीति वर्तमान प्रयोगा दृष्टानीम पि सेवा लक्ष्यते भगवांस्तु दासीनइतितु निर्वाहः तर्हि काउपपत्तिरिति चेत्त
त्राह। अपीति भ्रमाणमन्त्रवा धुतं परं किं चित्तं भाव्यते उत्तमश्लोकजल्पो हृतचेताः प्रायेण तथा सति वर्तसे हे उ
मश्लोकाः कीर्तिमंतो ये भक्ताः ये नारदादयः तेषां जल्पाः स्वपक्षस्थापनपूर्वकपरपक्षनिराकरणरूपाः कथास्तेन
वाहृत्प्रायेन प्रायेण सापरिगृहीताः प्रथानभिप्रेतमपि युक्त्या साधितमर्थं प्रतिवादी मन्यते तर्हि लक्ष्मीपक्षेपि
कथं युक्तिरिति चेत्तत्राह। उत्तमश्लोकेति तेषां तु कीर्तिरुत्तमा लक्ष्म्याः पक्षयापि अनो लोके प्रतिष्ठत्वात् भक्तानां

શ્લોકાર્થઃ-૧૩

હે તું ભ્રમર જેમ મકરંદનું પાન કરીને પુષ્પને છોડે છે. તેમ તારા જેવા ભગવાને પોતાની મોહ કરનારી અધરક્ષુધા પીવડાવીને અમને છોડી દીધા છે. લક્ષ્મી તેના ચરણની સેવા કરે છે ?તે પ્રશ્ન વિચારણીય છે. પણ નારદ જેવા તેના ગુણગાન કરે તેને સાંભળીને તેનું ચિત ભગવાનમાં લાગ્યું હશે તેથી સેવા કરે છે. (૧૩)

## ભાવાર્થ; સુબોધિનીજી :-

જે માણસ બીજાને છેતરે તે માણસ તેની નિંદા કરે છે.ભગવાને અમને સારી રીતે ઠગ્યા છે. તેમને અમને અધારમત પાયું પછી અમારા ત્યાગ કર્યો. અધર એટલે નીચલા હોથની ક્ષુધા અમને પાયી. તેથી લોકમાં અમે વટલાઈ ગયાં. અને જાતી બહાર થયાં. તે ક્ષુધા મોહ કરનારી હતી. પણ તે અમૃતરૂપ હોવાથી અમે તો તે પીધી જ ત્યારે તો

ભગવાને અમર કર્યાં. તેનો ઉપકાર માણો.એકવાર જલની લોટી પાય છે. તેનો ઉપકાર માણસ ભૂલતો નથી તો તેની નિંદા તો ન જ થાય. ભગવાને તો તમને ક્ષુધા પાય છે. તેની નિંદા તમારાથી કેમ થાય. તે પણ ક્ષુધા સાધન નથી. પણ લોભાત્મક અધર્મ સાચવેલી કોઈને અપાય નહી. તે કૃપા કરીને આપી તેની નિંદા કેમ કરાય? ત્યાં કહે છે કે ઉપકાર માનવા જેવું તેમાં નથી. કારણ કે તે સુધા મોહ પમાળવા હતી. લોકમાં ધુતારાઓ મુસાફરોને કેફી લાડુ ખવડાવે છે અને પછી લુટી લે છે. તેને તે ઉપકાર નથી કરતો. તેને લાડું ખવડાવવાનું શુભ ફળ પણ નથી મળતું. પણ તેનો ગુનો ગણાય છે. તેવું અમારું થયું છે. ત્યારે મોહ મટાડવા માટે ઔષધ લો. જેનાથી સ્વસ્થ બનો. નિંદા કરવાથી શું લાભ? ત્યાં કહે છે કે તે સુધા સાધન ઔષધ લેવાથી સારા થઈએ એવી નથી. તે અસાધારણ છે. તેને માટે હજાર ઉપાય કરો. પણ જેને તેનો સ્વાદ લીધો છે. તેનો મોહ મરતાં સુધી મટતો નથી. ત્યાં કહે છે કે તમને જોતાં તે મોહનું કાંઈ ફળ તમને મળ્યું જણાતું નથી. તમે રસનું પાન કર્યું. તે ઉત્તમ રસ હતો. તે ઠીક થયું. તેના ઉત્તરમાં કહે છે કે તે રસ તેને એકજ વાર આપ્યો.

જો બહુવાર આપે તો છેવટે સુખ પણ થાય. આ તો સ્વાદ બતાવીને સુધા આપવાનું બંધ કર્યું. તે પણ ફુલનો મકરંદ લઈ તેને ખુલ્લુ કરી ભ્રમર જતો રહ્યો. તેવું થયું. જો તેમને અમારો ત્યાગ ન કર્યો હોત તો એકવાર સુધા મળી હોત તો પણ અમને સુખ આપત. ફુલ જેમ ચોળાઈ જાય તો બધા કામમાં ઉપયોગી થાય નહી. તેમ ભગવાને અમને વિવેક ધૈર્ય રહિત બનાવ્યાં. તેથી અમારા સર્વનાશ કરીને જેને માટે અમે સર્વ છોડયું તેને પણ લઈને અહીંથી ચાલતાં થયાં. ત્યાં કહે છે કે અમે ભગવાનને જતી વખતે કેમ ન રોકયાં? તેના ઉત્તરમાં કહે છે કે તને અમારો જલદી ત્યાગ કર્યો. કેમ કે તે તમારા ભ્રમર જેવા છે. ભ્રમરો પણ સાર ખેંચીને તેને છાડી દે છે. તેમ ભગવાને અમને સુધાપાન કરાવીને અમારો સાર ખેંચ્યો તે વિશેષ છે.

તે પાન એવું કરાવ્યું કે અમારામાં રસ પેદા ન થાય. કમળમાં તો આગળ ઉપર રસ થાય છે. માટે અમને પિવડાવીને રસને લાયક રહેવા દીધાં નહી. હવે તમે ભગવાન બોલાવે છે તેમ કહો. તે સમાધાન થવા સંભવ નથી. ભગવાને સુધા

પાન કરાવી, આશક્તિ ઉત્પન્ન કરી અધર સંબંધ કરાવી સ્વર્ગાદી લોક છોડાવ્યાં. મોહ કરીને વિવેક ધૈર્ય રહેવા ન દીધા. તેથી જ્ઞાન અને ભકિત ગઈ. અમને છોડી દીધાં તેથી અમારો આશ્રય પણ ગયો.

અમે પતિને સેવા કરી ઘરમાં રહ્યાં હોત તો સ્વર્ગાદિ લોક પણ મળત. તે પણ અમારા ગયાં. એટલે ભગવાને અમને આલોક અને પરલોકથી ભ્રષ્ટ કર્યા. છતાં તે અમારા ન થયાં. તેને લીધે અમે બધાથી ભ્રષ્ટ થયાં તેથી અમે તેને જે કહીએ તે યોગ્ય કહેવાય. ત્યાં કહે છે કે તમે ભગવાનના થયાં એટલે ભગવદીય બન્યાં. એ શું ઓછું લાભ છે? ભગવદીપણું તો પરમ પુરૂષાર્થ ગણાય છે. તેથી તેમાં શોક કરવો ના જોઈએ.તેના ઉત્તરમાં કહે છે કે ભગવાનના અમે થયા હોઈએ તો ભગવાન અમને છોડે નહી. અમને છોડયાં એટલે અમે ભગવદીય નથી. અમને તેનો સંબંધ થતો નથી. કારણ કે મોહને લીદે અમારી દષ્ટિ તેની પાસે ગઈ છે.

તે મળે તે સંબંધ ગણાય. તેની પાસે દષ્ટિ ગઈ તેથી બીજી વસ્તુ અમને દેખાતી નથી. માટે આ છે એવું જ્ઞાન પણ અમને થતું નથી. ત્યાં કહે છે કે ભગવાન તમને મોહ શા માટે કરે? પોતાને માટે મોહ કરે તો તમારો ત્યાગ ન કરે. માટે સ્વાર્થ માટે મોહ નથી. તે તમારે માટે મોહ કરે તો દોષ ન હોય તો પણ ભગવાન તમને મળે નહી. ત્યાં સુધી તમને સુખ ન થાય. માટે દોષ તમારામાં છે. તેથી જ દુઃખ પણ તમને જ છે. ભગવાને તમને મોહ કરવો જોઈતો ન હતો. ત્યાં કહે છે કે ગોપીઓનું મન ભગવાનમાં ન હોય તો તેને મોહ ન કરે તો ચાલે. તેના મનમાં ભગવાન છે. જો ભગવાન તેને સ્વરૂપઆસકત ન રાખે તો તે પોતાના ઘરમાં જઈને વસે. એટલે તે કરેલો નિરોધ વ્યર્થ થાય. પોતે તાત્પર્ય નથી જાણતાં તેથી મોહ થયો છે તે આગળ સ્મરણથી દૂર થશે. તેને દૂર કરવા માટે ભગવાને દોષ બહાર કાઢવા માટે ઉપાય કર્યો છે. ત્યાં કહે છે કે ભગવાન તો એવાં જ છે. એક જાતના હોતા નથી. માટે તેને ઉપાલંભમાં દેવો જોઈએ. ત્યાં કહે છે કે સર્વ સ્ત્રીઓની આધિદૈવિકતા લખી છે.

તે અતી ચતુર છે. તે આવા ભગવાનને કેમ સેવે? તેને પણ ભગવાન અમારી જેમ કરતાં હશે તો તે પણ પ્સ્તાતી હશે. છતાં તે તેને સેવે છે. તે ઉપાય અમારા જાણવામાં આવે તો અમે પણ તેની જેમ ભગવાનની સેવા કરીએ. એ વિચારથી કથમ શબ્દ કહ્યો છે. ત્યાં કહે છે કે તે પદ્મા છે. પગમાં સમાય તે પદ્મા કહેવાય તેથી ચરણને કમળ કહ્યું છે. લક્ષ્મી કમળમાં રહે છે. તે પોતે કમળા કહેવાય છે. તે તો ચરણમાં કમળા બનીને બેઠી છે. તેને તો કોઈ વાંધો નથી. ગોપીઓને પણ કૃષ્ણ સંબંધ રહે તો તે લક્ષ્મીરૂપા કહેવાય. દેવકી સૂત પદમ્બુજાવલક્ષ્મી સપન્ને । અતિ વિગાઢ ભાવથી તે ચરણરૂપ થાય તો લક્ષ્મીત્વ તેનામાં આવે. પુનસ્ય પદ્મા સંભૂતા। એવું વાકય છે. સૌમ્ય આદિત્ય નિત્ય ભ્રમણાંતત્મક અને ઉગ્રરૂપ છે. તેની સેવા લક્ષ્મી કેમ કરતી હશે?કેમ કે તે કમળબંધુ કહેવાય છે. નારાયણ સમૌગુણૈઃ એ શ્લોકના સુબોધનીધીમાં નારાયણમાં આદિત્ય ભગવદરૂપ છે. તેને લક્ષ્મી કેમ સેવે છે? તે ઠપકો લક્ષ્મીને આપી સમાધાન કરે છે કે આ અવતાર પણ તેવો જ છે. તેની સ્થિરતા નથી. લક્ષ્મીનો અવતાર તો જણાતો નથી.

ત્યાં નુ એ અવ્યવ્ય મૂકયો છે. તે લક્ષ્મી ભગવાન વીના ક્ષણ વિના પણ રહી શકતી નથી. તે વાતનું પ્રમાણ પદ્મા શબ્દથી પૂરુ પાડયું છે. પરિચરતિ એ વર્તમાન પ્રયોગ કર્યો છે. તે આજે પણ તેની સેવા કરે છે. એમ સમજવું. ભગવાન તો સેવા કરે તેની ઉપર ઉદાસીન રહે છે. તેનો વિવાદ નથી. તેથી કેમ સેવા કરે છે. તેનું પ્રમાણ મળતુ નથી. તો પણ પ્રમાણની કાંઈક સભાવના થાય કે ઉત્તમ શ્લોક એટલે ભકતો નારદાદિ પરપક્ષને ઉડાડી પોતાના પક્ષને સ્થાપન કરે છે. તે ભગવાનનું સર્વોત્તમત્વ સિદ્ધ કરે છે. તેને લઈને લક્ષ્મી પણ ભગવાનની સેવા કરવા લાગી છે. કેમ કે યુકિતથી સિદ્ધ કરેલા પદાર્થને પતિવાદી પણ માને છે. ત્યારે લક્ષ્મીના પક્ષમાં એ યુક્તિ કેમ ન અપાય? ત્યાં કહે છે કે લક્ષ્મી કરતાં ભગવાનના ભકતની કિર્તી વિશેષ છે. તેથી ભકતનો જય થાય છે. લક્ષ્મીનો થતો નથી. એમ આ ઉપરથી જણાય છે. (૧૩)

એમ પાદ સ્પર્શ માટે આવતાં ભ્રમરાને રોકીને હવે શબ્દને રોકે છે.

एवंभ्रमरगतिपादस्पर्शाविननिषिध्यते रागमनं तपरिहृयतत्त्कृतंशङ्कं निषेधति किमिह बहुषडङ्घ्र इति। तदुक्तुपायै वाक्यमूणनेननिषिध्यते। कालगतानि सर्वाण्येव प्रमाणानि वनहितैः प्रमाणैः भगवत्कृता धर्माः दोषाः परिहर्तुं प्रमाणा वा वक्तुं शक्याः अतोऽप्यर्थमिति त्रिषपि साधारणो ह्येषः इह हन्त्रस्मत्समीपे किमिति गायति। ननु नानृतं गतं भ्रमश ङ्का इति चेत्तत्राह। षडंघ्र इति। द्विपादपि गच्छति बहु षडङ्घ्रिः। ननु गानस्य भावो हंस सर्वं हि वगानं करोमीति चे त्तत्राह। बहु किमिति गायसीति। स्यानीतरेन गानं नापिकराविज्ञानं शङ्कायतो बहु गायसि। ननु भवतीनां स्वामि

किमिह बहु षडङ्घ्रे गायसि त्वं यदूनामधिपतिमगृहाणामग्रतो नः पुराणम्। विजयसखसखीनां गीयतां तत्प्रसङ्गः क्षपितकुचरुजस्ते कल्पयन्तीष्टमिष्टाः ॥ १४ ॥ ॥

ह्यस्य इति भगवत्समीपे गानं ह्युक्तमिति चेत्तत्राह। यदूनामधिपतिमिति। यादवानामधिपतिर्न त्वस्माकं संज्ञातं अते यादवानामेव गेयगानं ह्युचितं न त्वन्येषाम्। ननु सर्वेश्वरो भगवान् यादवानपि नदूष्यति अतः सर्वपाश्चोपकारार्थं स्वार्थं च सर्वं ह्येव गानं युचितमिति चेत्तत्राह। अगृहाणामिति। गृहरहितानां वयं तत्कृतगृहा मार्गे उपविष्टाः नाप्यस्माकं स्वगृहं नापि भगवद्गृहमिति तादृशीनामग्रे गानेन किं फलं भवेत् गृहस्थाः एव हि किंचित् दातुं शक्ताः। ननु त्वमेकानवे



त्स्वयं दस्यसि अन्या दास्यतीत्याशङ्क्याह। नः इति। सर्वं एव वयं तादृश्यः। ममधनाद्युपकाराभावेऽपि धर्मो भविष्यतीति भवतीनां वधू अस्वार्थं दर्शनेन सतोषैः आशीर्वादेन वा कृतार्थता भविष्यतीति कथं गाननिषिध्यत इत्याशङ्क्याह। पु राणमिति। नायं नूतनः पूर्वौ कालवाक्यैः किंतु पङ्क्त्यै वृद्धो भगवान्। ननु भगवान्। ननु भगवद्गुणान्तःकृत्वा तत्कोऽपि विरज्यते। कथमेता विरक्ता इति चेत्। सत्यं सर्वं श्रवणेन हि वयमेवं जाताः इतोऽधिकं तु फलं न पश्यामः पुनश्चेत् श्रोष्यामः स्वरूपेणापि निवृत्ता भविष्याम इति विरमेतत् तदनपेक्षया श्रवणमेव स्थिते स्वरूपे तु भगवान् करोति नष्टाप्येतापि संसारपतनभयं चेत् सर्वाप्येव तदा उपरतं न तारेव स्खलमत्वात् तदेव गानं भवविति सीपतनोपयोग इति भावः। ननु वयं गायका एवं भगवतो स्त्रीणां वाग्रे गानमावस्यकमतो नन्यगतागानं क्रियते इति चेत्तत्राह। वि जयसखसखीनां भगवतः सख्यः भगवता तुल्यभावं प्रापिताः परमानन्दयुक्ताः यदर्थं मर्ज्जुनवत् अलक्षादि मत्स्यादि वेषमपि कृत्वा पार्थेष्टलक्ष्मणा प्रभृतीनां विवाहं करोतीति विविधश्च जयसख्स्येति द्वारनेव कृष्णः एव सखिः यस्या घंते। अर्जुनेना पि द्रुयते सखित्वात् स्वयं नपितादृशः अर्जुनस्य सखित्वेन कालपक्वितया सर्वमारकात्वं ततश्चात्र तत्स्त्रीणां वि लापेद्दुःखसंमार्जनं कुर्वन्न सदैव भवतीति गतभर्तृकाः भोगनिरपेक्षाः कथायां पुस्त्याधिकारिण्याः ननु वयं

भोगसापेक्षा इति भावः। एकोऽप्युपायो नास्तीति तास्त्वां मा रपिषंतीति यथा त्रिषष्टतयः विजयएव श्रीकृष्णजयः सखा
प्रस्यतस्य सखीनां यो हि सर्वत्र जयं प्राप्नोतीति तमेव मन्यंते नान्यात्तत्र वयं त्वेकनिष्ठा इति प्ररोचनार्थमपि गानेना
पेक्षितमिति अतस्ताः सर्वाण्येव न्नपि तत्काव रुजः सम्यस्तु इ एकदिनभावे प्राप्ते न हसन्मर्दितो रुजाः भार स्रोश
नाशेनस्तु खिताः तेऽस्थाः स्तत्पः इष्टं कल्पयिष्यंति [illegible] तत्र वनस्य प्राप्तत्वरूपार्थः कश्चिदन्येष्टं संपादय
तित्यतऽ इत्वं प्रत्यर्पिता स्त्रैव दीनत्वं कृतत्वं भगवद्गुणवर्णनेनैनास्माकं अस्मभूतं तथैव वचनस्य दुर्बलत्वात्
कालपक्षेऽपि स्वतंत्रभिः षड्भिः भवंति संवत्सरः साहित्यकात्त भेदेन कोकिलादिशब्दैर्वै दैश्च भगवंतं स्मारयंति।
ातेव शब्दाः भगवत्स्य हितानां ज्ञानिनां धर्मपराणां वा उदासीनानां भक्तानां वा भगवति मिलितानां सुख
दा भवंति। न तु स्मत्सदृशीनां सर्वत्रासक्तिरहितानां धर्मिणामेवापेक्ष्यमाणानां कालादिनिरपेक्षाणां
शतैः शब्दैः सुखं भवति। पूर्वावस्थाप्राप्तौ तत्तादृशशब्दानां सुलभत्वात् इदानीमेव सर्वथाश्रवणे किंचि
त्प्रयोजनमित्यर्थः १४



શ્લોકાર્થ :-૧૪

હે ભ્રમર ! તું યદુના યદિપતિ અમારી પાસે ગાન કેમ કરે છે. તે તો જુણી વાતો છે. અમો ઘર વગરના છીએ. તેને સંભળાવાથી તને શું લાભ થાય. તે ગાન તો ભગવાનની સખીઓ પાસે કરે તો તેના કુંજની પીડા ભગવાને મટાડી છે તે તારું ભલુ કરશે. (૧૪)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ભ્રમરાને કહેવાથી ઉધ્ધવને પણ બોલવાનો નિષેધ કરે છે. કાળગત સર્વ પ્રમાણોનો પણ નિશેધ કરે છે. કાળગત

પ્રમાણોથી ભગવાનના ધર્મો આવતાં નથી. અને દોષો દૂર થતાં નથી. તેથી તે કહેલું વ્યર્થ છે. એમ કાળ ભ્રમર અને ઉધ્ધવને કહ્યું. બે પગવાળા ઘણે લાંબે સુધી ચાલે છે. તારે તો છ પગો છે. ત્યાં કહે છે કે હું તો ગાનારો છું. સર્વથા ગાન કરું છું તેના ઉત્તરમાં કહે છે કે અમારી પાસે શા માટે ગાય છે. કદાચીત ગાય તો ઠીક લાગે. તેમ કરતો નથી. એમ બીજા સ્થાનમાં જઈને ગાતો નથી. પણ વધારે ગાય છે. ત્યાં કહે છે કે તમારા સ્વામી કૃષ્ણ છે તેનું ગાન તમારી પાસે કરવું યોગ્ય છે. તેના ઉત્તરમાં કહે છે કે હમણાં તે અમારા સ્વામી નથી પણ યાદવોના સ્વામી થયાં છે. તેથી તેનું ગાન યાદવો પાસે કરવું વધારે યોગ્ય ગણાય. બીજાઓ પાસે તેનું ગાન યોગ્ય નથી. ભગવાન સર્વના ઈશ્વર હોય અને યાદવોના પણ ઈશ્વર હોય તેમાં કાંઈ ખોટું નથી. તેથી સર્વના ઉપકાર માટે તેનું ગાન યોગ્ય છે. અમે તો ઘર વગરના છે. ઘર છોડીને માર્ગમાં ઉભા છે. અમારે પોતાને ઘર નથી. ભગવાનનું ઘર પણ અમારું નથી. તેની પાસે ગાન કરવાથી તને શું ફળ મળવાનું હતું? ત્યાં કહે છે કે ગૃહસ્થ હોય તેને સંભળાવે તો તે કાંઈ આપી શકે. તમે એકલા નહીં આપો તો શું થયું. બીજા તો આપશે. એટલે કહે છે કે અમે બધી જાતીની એટલે ઉપર કહ્યું તેવી છે. ત્યાં કહે છે કે મને તમે ધનથી ઉપકાર નહી કરો. તો પણ હું અપૂર્વ ભગવાન નામ સંભળાવીશ. તેથી મને ધર્મ સિદ્ધ થશે. કોઈ દિવસ નહી સભળાવી મહાત્મ્ય સંભળાવતા તમને સંતોષ થાય તો તમે આર્શીવાદ આપશો તો હું કૃતાર્થ થઈશ. તેથી મને ગાવાની મનાઈ કેમ કરો છો? ત્યાં કહે છે કે તમે ગાવો છો તે અપૂર્વ વાત નથી પરંતુ અમે ભગવાનનું સ્મરણ બહુ કર્યું છે ત્યાં કહે છે કે ભગવાનના ગુણ સાંભળવામાં કોઈને વૈરાગ્ય ન થવો જોઈએ.

તમે બધી ભગવદ સંબંધમાં વૈરાગ્ય કેમ બતાવો છો. તેને માટે કહે છે કે તારું કથન સત્ય છે. પણ અમે શ્રવણ કર્યું તેનું પરિણામ ન આવ્યું. અને અમે રસ્તામાં ઉભા છે. આથી અધિક ફળ અમે જોતાં નથી. હવે વધારે શ્રવણ કરવાથી શું થાય? કદાચ સ્વરૂપથી નષ્ટ થઈએ તેથી ઉત્તમ એ છે કે તેનું શ્રવણ જ ન કરવું. જો અમે સ્વરૂપથી રહીએ તો ભગવાન મળવાની આશા તો છે. સંસારમાં પડવાથી સંભવીત ભય તો તે પુરાતન છે. સર્વત્ર સુર્લભ છે. તે વખતે કામ થઈ રહેશે. હમણાં આનો કોઈ ઉપયોગ નથી. ત્યાં કહે છે કે અમે તો ગાયક છે. ભગવાન સ્ત્રીપ્રિય છે. પુરૂષો એવાં રસિક નથી.

સ્ત્રીઓ પાસે ગાન કરવું જરૂરી છે. મને કોઈ ગાવાનો માર્ગ ન મળ્યો. તેથી હું આપણી પાસે ગાવું છું. એમ ભ્રમર કહે તો તેના ઉત્તરમાં કહે છે કે ભગવાનને પોતાની બરોબર ગણેલી એવી સુખી સ્ત્રીઓ છે. તે પરમાનંદ યુક્ત છે. જેને માટે ભગવાને અર્જુનની પેઠે અલક્ષ્ય મત્સ્યાદિને વિધિને લક્ષ્મણા સાથે લગ્ન કર્યા છે. ભગવાનનો યુદ્ધમાં સર્વથા જઈ થાય છે. ત્યારે તે લૂંટ ચલાવે, તેમાં ઘણી સ્ત્રીઓને ઉઠાવી લાવે છે. અને અર્જુનને આપે છે. પોતે પણ તેવા છે. અર્જુન મિત્ર છે. તેથી કાળરૂપ થઈને સર્વને મારે છે. તેથી સ્ત્રીઓ વિલાપ કરે છે. તેને દુઃખ મટાડવા તેનું સાત્વન કરે છે. ત્યારે તે મિત્ર જેવા થાય છે. તેની ધણી વગરની ભોગ નિરપેક્ષ હોઈને કથામાં મુખ્ય અધિકારી જણાય. અમે ભોગ સાપેક્ષ હોવાથી તારા ગાનમાં અધિકારી નથી.

એવો કથનનો ભાવ છે. વક્રોકિતથી તે સ્ત્રીઓ તને મારશે. જેવી કે કંસની સ્ત્રી, અસ્તિ પ્રાપ્તિ વિગેરેથી પાસે ભગવાનનું ગાન કરે તો તે એવી જ પહેરામણી આપે. વિજય ઉત્તમ જય વાળા મિત્રો જે સર્વત્ર જીતે એણે જ માને . અમે તો એકનિષ્ઠ હોવાથી પરોચન માટે એ ગાન જોઈતું નથી. તે ઉપર બતાવી બધી જ સ્ત્રીઓના કુંચની પીડા શાન્ત થઈ ગઈ છે. એટલે યુદ્ધમાં મજબુત બનેલા હાથી વડે જેના રોગ દૂર થાય છે. ભારનો કલેસ દૂર થયો હોય સુખી થયાં છે તે તમારું પ્રિય કરશે. અને ઈષ્ટ પણ કરશે. જેનો પુરુષાર્થ સિદ્ધ નથી થયો તે બીજાનું ભલુ ન કરે. તેથી ઉધ્ધવે પણ તેવાઓનું દૈત્ય કરવું તેની પાસે ભગવદ ગુણ ગાવા , અમારી પાસે ગાવા નહી. કારણ અનુભવ કરતાં વચન દુલર્ભ કહેવાય. કાળ પક્ષમાં સવત્સરના છ ઋતુ તે તેના છ પગ છે. તે ઋતુના ભેદથી કોકીલાદી શબ્દો અને વેદોથી ભગવાનના સ્મારકો છે. તે જ શબ્દો ભગવાનની સાથે જ્ઞાંનીઓની ધર્મપરાયણોની ઉદાસીનોની ભકતોની ભગવાનના મળેલાઓને સુખ આપનાર થાય છે. પણ અમને તે સુખ આપતાં નથી. કારણ કે અમે સર્વ આશક્તિ રહીત છે. અમે ધર્મીની અપેક્ષા રાખનારા છે. અમે કાલાદિથી નિરપેક્ષ છીએ. તેને કોકીલાદી શબ્દો કે વેદોના શબ્દોથી સુખ ન થાય. પૂર્વ અવસ્થા પ્રાપ્ત થાય. તો તેના શબ્દો સુલર્ભ હોય તે વખતે સાંભળીશું હાલમાં અમારે સાંભળવાની જરૂર નથી. (૧૪)

તેને પ્રાર્થના કરવા કરવાનું કહેતા ભગવાનને સર્વત્ર સ્ત્રીઓ સુલર્ભ કહે છે.

શ્લોકાર્થ :-૧૫

સ્વર્ગ, ભૂલોક અને પૃથ્વી ની નીચના લોકમાં ભગવાનને ન મળે તેવી સ્ત્રી છે? જે સ્ત્રીઓ કપટથી સુંદર લાગતો હાસ અને ભ્રુકુટીનો વિશ્વાસ જોનારી છે. જે ભગવાનના ચરણને સાક્ષાત લક્ષ્મી સેવી રહી છે. તે લક્ષ્મી પાસે અમે તો કોન હિસાબમાં છે તો પણ ઉત્તમ શ્લોક કહેવાય છે. તેથી દીન ઉપર તે દયા કરશે. એમ આશા રહે છે. (૧૫)

ભાવાર્થ; સુબોધિનીજી :-

ત્રણ લોકથી સ્ત્રીઓને ભગવાન મળવા દુર્લભ છે. પણ ભગવાનને ત્રણ લોકમાં કોઈ સ્ત્રી દુર્લભ નથી. તે લોકમાં સ્ત્રીઓ ત્રણ પ્રકારની છે. તે ભગવાનને સહજમાં મળે એમ છે. ય છે. તેથી બ્રહ્માંડની બહારની સ્ત્રીઓ પણ સુલર્ભ છે.

સ્ત્રીઓને રમણની અપેક્ષા છે. નાના વિલાસ વડે રમણ દેવ સ્ત્રીઓમાં હોય છે. પ્રત્યેકની સાથે નિયમથી રમણ ભૂ સ્ત્રીઓમાં હોય છે. કેટલીક સ્ત્રીઓનું વિલાસથી પણ રમણ હોય છે. પણ તેમાં નિરોધ તો સરખો જ હોય છે. રસા સ્ત્રીઓનું રમણ અત્યંત ગુપ્ત હોય છે. ભગવાનમાં તો ત્રણ પ્રકાર છે. પ્રાગટ્ય વિલાસરૂપ પહેલો કહેલ છે. (પહેલો શ્લોક) વિરૂદ્ધતા થી બીજો કહેલો છે. અતી પ્રયાસથી અતયંત ગુપ્ત રીત સુભદ્રા હરણની જેમ વિજય સખીપણાથી રમણ નિરૂપણ કર્યું છે. તેથી ભગવાનનું ગુપ્તપણાતી રમણ છે. ખરીરીતે જે ધર્મથી સ્ત્રી વશ થાય. તે ધર્મ ભગવાનમાં છે. કપટપૂર્વક સુંદર હસવું તેનાથી ભ્રુકુટી નચાવવી અને રતી માટે બોલાવવો એ બધું એનામાં છે. અથવા જે સ્ત્રીઓ ધર્મની જ છે. તે ધર્મને આધીન હોય છે. જો કોઈ સ્ત્રીનો વ્યાભિચાર ન પ્રસિદ્ધ હોય તેમ ગુપ્ત રાખનાર હોય તેણે ખુશી ખુશી કરી દે છે. એવો રમણ કરનાર હોય છતાં તે બાબતમાં જે જે કરવું જોઈએ તે કરીને સ્ત્રીને બોલાવે તો તેને કોઈ સ્ત્રી દુલર્ભ નથી.

સ્થાનં નાસ્તિ ક્ષણં નાસ્તિ નાસ્તિ પ્રાર્થયિતા નરઃ । તેને નારદ નારીણાં સતીત્વમુપજાયતે ।।૧।।

સ્થાન નથી. સમય નથી. અને પ્રાર્થના કરનાર પુરૂષ નથી હે નારદ ! તેનાથી સ્ત્રીઓમાં સતીપણું રહી જાય છે. (૧)

તેથી આટલુ જો થાય તો પ્રાર્થનાની જરૂર નથી. અન્યર્થા પ્રાર્થના નકામી છે. તેથી બીજી રીતે પ્રાર્થના કરવાની જરૂર નથી. અમે તો કહ્યું તે જોયેલા ઉપાયોથી કહ્યું. અલૌકિક ઉપાયમાં તો કંઈ કરવાનું હોતુ નથી. બધા પૈસાની ઈચ્છાવાળા જેણે સેવે છે. એવી એ શક્તિ છે.

તે દક્ષિણમાં છે. અથવા મહાત્મ્ય એવું છે કે તે લક્ષ્મી ભગવાનનું દાશ્ય કરવા પ્રાર્થના કરે છે. તેમાં તમે કોણ? હીસાબમાં એના કરોડના અંશ જેવા છે. તેથી અમારી પાસે તારે પ્રાર્થના ન કરવી. આ તો અમારા વિચારથી કહ્યું છે. ખરી રીતે તો ભગવાનમાં વિચાર તો ન કરવો. કેમ કે ઉત્તમ શ્લોક શબ્દ તેને માટે વપરાય છે. તે કુપણનો પક્ષપાતી છે. માટે બધા તેની ક્રિર્તી ગાય છે. તે અમથા નથી ગાતા. અને તે પ્રસિદ્ધ છે. અમે પણ દિન છે. અમારો તે પક્ષપાત કરશે. જો એમ ન કરે તો ઉત્તમ શ્લોક કેમ કહેવાય. આ અર્થ યોગ્ય છે.

તેથી પ્રમાણબલથી પ્રમેય બલથી લોકપ્રસિધ્ધિથી ભગવાન દીન પર દયા કરનાર છે. તેથી અમને યોગ્ય હશે તે જ કરશે.એટલે અમારે દૂતની જરૂર નથી. તમારા વચનોની અમારે જરૂર નથી. આ નિગૃણ ગોપીનું વચન છે. અથવા નિગુણ પામેલીની વચન છે. એમ તામસના ભેદમાં પહેલાની તામસતામસી બીજાની તામસરાજસી ત્રીજાથી તામસ સાત્વિકી અને આ ચોથા શ્લોકથી નિગુણ ગોપી કહેવામાં આવી. હવે રાજસનો પ્રકાર કહેવામાં આવે છે પછી સાત્વીકનો પ્રકાર કહેવાશે. રજસ્તમઃ સત્વઃ તમઃ રજઃ સત્વ એમ શ્લોકનો ક્રમ જાણવો.(૧૫)

અમે એમ નહોતું ધાર્યું કે આપ ક્રોધ કરશો. આપ ઉદાસીન છો. એવી ખબર હોત તો દૂતનો કામ કરવા ન આવત. હવે તો અહીં આવ્યા તો કઈ કરવું જોઈએ. તેથી અમારી પ્રાર્થનાથી ભગવાન સાથે આપ સમાધાન કરો. એમ ભ્રમર અથવા ઉધ્ધવ સાષ્ટાંગ પ્રણામ કરે છે તે કહે છે.

२०टी·४४ ९७०

नतु नास्माभिर्ज्ञाता: भवत्यः क्व हार इति व्रजस्त्रीणां इति वा तथा सति रैात्येन नागरे मत्र अफ नात्र समागतैः किं चित्कर्त्तव्य मिति प्रार्थनया भगवता सह संश्लिषः कर्त्तव्य इति साष्टांग प्रणामं भ्रमरुद्ध वां वा कारोतीत्यभिप्रेत्याह। विसृजेति सिरसि वल्लु तस्यापि तं पादं विसृज न त्वेतावता ऽपपत्त्यभावात् अस्माभिरंगीकर्त्तुं शक्यते अतः श्येव पादग्रहणं निर्वंधः नत्तु यथैव भवतीभिर्व्यक्तं तथैव करिष्याम इति कथं निषेध इति चेत्तत्राह। वेद्म्यहं इति। इममर्थं करिष्यति भवान् नवेती ममुर्थमहं वेद्मि संदिग्धेऽहि वचनेन वोधनं अस्माकं तद्विपरीत निश्चय एव। नतु कश्चित्तत्प्रमानं न करोति। अनभिप्रेत्य कार्यं तस्मा

विसृज शिरसि पादं वेद्म्यहं चाटुकारैरनुनयविदुषस्तेऽभ्येत्य दौत्यैर्मुकुन्दात्। स्वकृत इह विसृष्टाप
त्यपत्यन्य लोका व्यसृजदकृत चेताः किंनु संधेयमस्मिन् २६ ॥ ॥

त्तन्निराकरणं कर्त्तव्यमित्याशंक्याह। चाटुकारैरनुनयविदुष इति। अयं प्रकारस्तु त्वयैव स्वकपोलकल्पितः न तु भगवता प्रयुक्तः यतः स्वयं दीनो ह्याता मारयिष्यत्येवेति भावः न तु जीवती नामस्माकं सुखं करिष्यति ततश्च त्वमागतोऽस्मद्‌ भिप्रेतं करिष्यामीति कथं वदस्यतः स्वामिविरुद्ध वाक्यत्वादुक्त स्वं वंचक एव। न तु तत्कथनेमयाज्ञतः शिक्षितमिति चेत्तत्राह अनुनयविदुस्व इति। अनुनयं कर्तुं मत्प्रेतमभिज्ञस्त्वमतस्त्वेवियं जानामि। न केवलं वृथानुनय एव किंतु चा टुकारैः सहितोपि अतः उत्त्सा वतव मनो नस्तुरु कायेन वाचा वंचनार्थमनुनयाभिनयं करोषीति भावः। नत्तुकथ मेवं निश्चिष्यते अतः करणस्याप्रत्यक्षत्वात् कायवाग्भिरेव वदभिज्ञानादतः क्रोधवशोदेवान्यथा स्फुरति न त्वस्मा सु दोषोस्तीति चेत्तत्राह। स्वकृत इह विसृष्टेति न हि युक्ति वाधितं वेदोपि वोधयति। भगवानीश्वरः वयं गोपिका ः यावत्कर्त्तव्यमस्माभिः तावत्कृतं ससर्वस्मर्थान किंचित्कृतवान्। एवमर्थे श्रुवे जाते तु नरकनाकिं कर्त्तव्यं तदाह। स्वकृते इहैव सृष्टाः अपत्यानि पतिश्च अन्ये च लोकाः स्वर्गादयोपि भर्त्रा याज्ञातिक्रमात्त्यक्ता यानि लोको हि दूरगतान्परित्यजति न तु तैरेव त्यक्ता सक्ताः त्यागोपि भगवदर्थ एव अत्यागे भगवानस्मान् न गृहीष्य ति परं स्वयमेव तादृशीश्च व्यसृजत् न तु लोको हि कार्यार्थं गच्छति सर्वत्रैव विलंवश्च भवति नैतावता त्यागो भ वतीति चेत्तत्राह। अकृतचेता इति। न कृतं चित्तं येन यो हि गच्छति सोऽतः करणेनानत्यक्तो वगच्छति ताः स्वतः क रणं कृत्वैव गच्छति भगवांस्तु तद्विपरीतः अत एतादृशे भगवति किं संधेयं तु इति वितर्क्येन संश्लिष्टो भव तीति हेतुं न पश्यामीति। वहिः स्थिता अस्माभिरेव त्यक्ता अस्मदीया अंतः स्थिताश्च तेनैव त्यक्ताः २६

राम ९७०

**શ્લોકાર્થ :-૧૬**

મસ્તક પર પગ લગાડવો છોડી દે. મુકુંદનું દૈત્ય કરનાર અને મીઠાં વચનો વડે મનામણાં કરાવનાર તને હું જાણું છું. જેને માટે અમે પતિઓ, છોકરાં અને પરલોક છોડયાં તે ભગવાને અમારો વિચાર પણ ન કર્યો. એને અમને છોડયાં તેની સાથે વળી સંધી કેવી.?(૧૬)

**ભાવાર્થ; સુબોધિનીજી :-**

મસ્તક પર બળથી મૂકેલો પગ છોડી દે એમ કરવામાં કાંઇ યુકિત ન હોવાથી અમે તમારી વાત કબુલ કરી શકીએ નહિ. તેથી તમે અમારા પગમાં પડવાનો આગ્રહ રાખો તે ખોટું ગણાય. ત્યાં કહે છે કે આપ કહેશો તેમ અમારે કરવું કબુલ છે તો પછી ના કેમ કહેશો તેમ અમારે કરવું કબુલ છે તો પછી ના કેમ કહો છો? તેના ઉત્તરમાં કહે છે હું તમને જાણું છું. આ વાત ભગવાન કરશે કે નહિ કરે તે હું બરાબર જાણું છું. જયાં સંદેહ હોય ત્યાં વાણીથી તે સંદેહ દૂર થાય. અમને તો ભગવાનમાં વિપરીત નિશ્ચય થઇ ગયો છે અથવા સ્વામીના કાર્યો કરતો હોય તે કાર્યનો વિચાર કર્યા વગર કોઇ પોતાનું અપમાન કરાવવા ન આવે તેથી અમને અહીંથી દૂર કરવા ન જોઇએ. ત્યાં કહે છે કે મીઠા વચનોથી અમને સમજાવવા ન જોઇએ.

આ પ્રકાર તમે જે કહો છો તે ભગવાનનો કહેલો નહિ પણ તમે કપોલ કલ્પિત કર્યો છે. માટે તમારો સ્વામી મુકુંદ છે. તે અમને મારીને મોક્ષ આપશે કેમકે મર્યા વગર મુક્તિ ન થાય તેથી તે અમને મારશે. પરંતુ અમે જીવતાં હોઇએ ત્યાં સુધી સુખ નહિ આપે તેથી તમે આવીને અમારૂં ધાર્યું કેમ કરી આપશો? સ્વામીના મતથી વિરૂધ્ધ બોલનારો તેના દૂત હોય તો વજ્યક કહેવાય. ત્યાં કહે છે કે તેણે ન કહ્યું હોય તો મને કોણે શિખવ્યું? તે તમારી વિદ્યા હું જાણું છું. તે વૃથા અનુનય નથી પણ ચાટુકાર મીઠી ભાષાવાળો અનુનય મનાપણુ છે. તેથી ઉત્પત્તિ અને ઉપપત્તિથી તમારૂં મન શુધ્ધ

નથી. કાયા અને વાણીથી છેતરવા માટે મનાવવાનો દેખાવ કરનાર તમો છો. અન્તઃકરણ કોઈનું દેખાતું નથી. તો તમો મારા મનમાં આવું છે એમ કેમ જાણી લીધું? જાણવાનું તો વાણી કો કાયાની ચેષ્ટા થી બને તેથી ક્રોધને વશ થઈને તમે અવળું જુઓ છો.

અમારો દોષ નથી. ત્યાં કહે છે કે યુક્તિથી બાધ થતો હોય એવું વેદ પણ ન કહી શકે ભગવાન ઈશ્વર અમે ગોપીઓ અમે જે કર્તવ્ય હતું તે કર્યું. તે તો સર્વ સમર્થ છે પણ તેણે કાંઈ ન કર્યું. આ બનેલી વાત છે. હમણાં કર્તવ્ય શું છે? તે કહોને ? અમે તો અહીંજ બધું કર્યું. ત્યાગ પણ ભગવાનને માટે કર્યો. જો અમે બધું છોડશું નહિ તો ભગવાન અમને રાખશે નહિ. કેમકે અન્યથી સંબંધ હોય ત્યાં સુધી ભગવાન પોતાનાં ન કરે તેથી અમે સર્વ ત્યાગ કર્યો છતાં ભગવાને અમને છોડી દીધાં અને મથુરાં પહોંચ્યા. ત્યાં કહે છે કે લોકમાં કામ પ્રસંગે જવું પડે ત્યાં વિલંબ પણ થાય. આટલાથી છોડી દીધા એમ ન કહેવાય. તેના ઉત્તરમાં કહે છે કે જે થાય તે તેને મનમાં રાખીને નીચ - મનમાંથી દૂર રાખીને ન જાય. ભગવાને તો તેથી વિપરિત કર્યું. તે અમને મનમાંથી કાઢીને ગયા.

તેની સાથે મેળ કરવાનું શું હોય? જેનાથી સંબંધ પાછો સંધાય એવું કારણ અમે જોતાં નથી. બહાર રહેલા અમારા ધણા છોકરાં તેને અમે જોતાં નથી. બહાર રહેલા અમારા ધણી છોકરાં તેને અમે છોડયાં. અંદર હૃદયમાં ભગવાને અમને રાખ્યાં હતા તે અમને હૃદયમાંથી છોડીને ચાલ્યા ગયા. (૧૬)

સંધિ કરવામાં મિત્રતા કરવી એ ઉપાય છે. પહેલી તમે પ્રપત્તિ કહેલી છતાં ભગવાને છોડી દીધાં તે ભગવાનની પાસે માફી માગી લો એટલે તે દોષ ગયા પછી તેની મિત્રતા બાંધો એમ કહે છે તેનો ઉત્તર ગોપી આપે છે.

द०टी०४४
९७१

नन्वेकमस्मिन्संबंधे सख्यमिति पूर्वं ह्रिपपन्ना अपि भवत्पः भगवातात्पक्राः अतुनाबार्थ नयातं दोषं परिहरति तेन सहसख्यं कर्त्तव्यमिति चेत्तत्राहुः मृगयुरितिान वैरेवाणि सख्यानीति वयं सख्ये अनधिकृताः एवमीश्वरोपि सख्येनाधिकृतः राजा मित्रं केन दृष्टं श्रुतं वेति। अतो भगवता सहसख्यं न भवतिस्य लक्षणे अनिश्चयदर्शनात् आर्यता नेन भगवत्स्वरूपं ज्ञात्वा स्वस्मात्पूर्वावस्थां भावयंपति। तत्र भगवान् रामः पूर्वतनः तेन सहसख्यमुरूपेण स्त्रियाव्रकृतं तत्तयोर्मरणं जीवन्मृतं त्वं वजातमिति स्वयी वेसहासिसा न्तिकं मैत्रीकृतातस्यैव भ्राता वाली भगवता हतः। तद्वारा सहसख्ये नापि सहस

मृगयुरिव कपीन्द्रं विव्यधे लुब्धधर्मा स्त्रियमकृत विरूपां स्त्रीजितः कामयानां बलिमपि बलिम
त्त्वावेष्टयत ध्वाङ्क्षवद्यस्तदलमसितसख्यैर्दुस्त्यजस्तत्कथार्थः ॥ १७ ॥ ॥

रूपं कृतमेव कपीनां वसदंदः अनेन कार्यार्थंतापि निवारिता। ते ननु ततोपि अधिकं कार्यं भवतीति न हि कश्चित्कपिभिः सहसख्यं करोति अनेन सख्यशास्त्रानभिज्ञाता वस्तुविता। तत्रापि सर्वसमर्थः युद्धेन न हतवान् किंतु हरिणं तं रयो जयित्वा यथा आरण्यं हरिणं मारयति लुब्धकः तद्वत् सुग्रीवयोजयित्वा तेन सह युध्यमानं मविध्यत्। न तु हरिणा द्वय ः सर्वे चैवमेव हन्यते को दोष इति चेत्तत्राह। अलुब्धकर्मेति लुब्धकस्येव नास्मिन्धर्मः तन्मांमस्पाभ त्त्वात्तदीश्वरत्वे

न तद्दोषकाराभावाद्या। किं च स्त्रियं सूर्पनखां काममोहितां सर्वथा संमाननीयां विरूपां छिन्ननासिकां अकरो

र नतु युक्तमेवोद्देशे सख्यविक्रमे तथात्वमिति चेत्त्राह। स्त्रीजित इति। सीतायावशीकृतः अन्यथा तदुक्तं न कु र्यात्साापि न भाति वधिका तादृके व किंतु कामयाना काम एवया नेय स्या इति वा तत्र दूषणं दयं ततोपि पूर्वज न्मनि दोषं विचारयन्ती परशुरामे अलभमाना वामनेच्छातराह। बलिमपीति। बलिर्दैत्यं तं बलिरूपपर वश्यजात्मकः अतः अदूया तथा आज्ञा कृतवान्। ब्राह्मणत्वं विपयोः तुल्यता सख्यं न भवति तत्राप्यन्यो न्य कार्याकार्यसाधकयोः व्याजेन लोकत्रयहरणे न दोषापय यथा कथं चित् स्वीयं ग्राह्यमेवेति किंत्वन्यः स्नीति पूर्व मन्तुव इति बलिं आत्मजग्वा नाम बांधवो देशः बलुले छेद सौल्पये वहूमाणत्वात्। आवेष्टयत गर्ते वि शेषेव आस्थापितवान्। शान्तवत् द्वितीया यर्थे वृत्तिः अयुक्तो हि काकः पायसा दिभक्षणे इतितथाकृत सूक्ष्म व अतिप्रभुः तथाकपि रपि इंद्रवध्ववहिपमाणों हन्तव्यः मृगत्वात्व्याजेनैव मारणीयः ब्रह्मणात्तथैव तेषां

रास
९७१

द०री०४४
९७२

मृत्सुर्निर्मिता इति मत्स्यानां तद्वदेव स्त्री जित इत्यनेनैव स्त्रियै वस्त्री विकृतवान् भगवता अत एव ताः सजा
तीयातिक्रमेण कुर्वंतीति तथा वयमपि न करिष्यामः इति त्वनिष्टं स्वधर्मत्यागो रेव तथा हीना वयं नोऽत्र सभा वेश
स्यामः अयोग्यमिच्छन् पुरुषः पतत्येव न संशयः पतिर्वा स्यात् मर्यादोल्लंघनेन तद्वत्नैः कथ्यत इत्यपि विचारे स्त्रि
यो जिता अनेनेति नहि गमः स्त्रीवश्यः जिता नाव शीकृता नो च हि तं कर्तव्यमिति तथा न गरेऽत्र स्मरद्धपभ
ग्यो भगवान् यथावलेऽस्मत्तेन रकालः अतः हीनत्वात् स्वायोग्यं स्त्री स्वातिक्रमम् अन्यावसरत्वाद्व कालम
र्यादोल्लंघनेन कर्तव्यमिति निप्रार्थनया संरक्षनकारणीयं तद्दाहृत इत्यमिति । तत्र स्मारसितसख्ये रञ्जनस खे
रलंकपदसख्यानि कर्तव्यानि यतो विपरीतफलानिगमस्य भावाद्वा कूलवर्णपरोसितश इत्यु । ननु सर्वं
परित्यज्य भगवद्बलवन् ज्ञात्वा भगवंतमपि परित्यज्य कायास्पर्थे पाशंक्याह । दुस्त्यज इति । तस्य कथा रूपा
र्थो दुस्त्यजः कथा मन बलं व्रजिष्यामः सोऽपि त्यक्तव्य इत्यस्मिन्मनः प्राणा वा यात् । तथापि त्यक्तुमेवाशक्य इति
दुस्त्यजः सापि भगवानिद्वे तस्य यं त्य स्मातितदा त्यजत्वनीम नत्वा स्माभिस्त्यक्तुं शक्येत्यर्थपरं कालेऽपि भग

राम
९७२

वद्धर्मा बोध्यंते श्रवणादयः धर्मत्वेन तत्रापि सख्यमात्मनिवेदनं च बोध्यते यथा स्तुपर्णाविति ब्रह्मैव सन्ब्रह्मा
प्येतीति वेदाय ज्ञाश्च न कालात्मका इति शिरउपरिनिषद्भावं तत्पोषत्र भगवन्निरूपणेन कर्तव्यमिति पु
ष्टिश्रुतीनामभिप्रायः । इतरथा अन्यथा सिद्धिः स्यात् । ननु भक्तिमार्गे एव तत्रापि भगवदुत्कर्षः प्रतिपाद्य
त इति कथं निरोध इत्याशंक्याह । वेद्यमह इति । स हि भगवदभिमतः परमात्मा मोक्षद एवं तस्य इतेनात्यंत
निपुणेनापि मोक्ष एव फलति परोवनाथमेव भक्तिमिवषेमेव वदति । न वारे अज्ञाणं कामो योत्याहिभिः
धमेवैक्षद्दृणत इति व किंच । शास्त्राणां सर्वपरित्याजनपरत्वं यथा आत्माकाः सर्वं परित्यज्येत । तादृश विरक्त
रक्तास्यापि नित्यमात्मा असंबंधानघुक्तो परिनात्मस्फूर्तिः किं तस्योपनिषद्भ्यो गुरुभिर्वा भविष्यतीति तस्मा
त् सख्यादिकमनभिप्रेतमेव तथापि वैदिकत्वेन भाव्यमन्यथा पाखंडित्वं स्यात् । एवं सर्वत्र योजनीय १७

### શ્લોકાર્થ :-૧૭

પારધિ પશુને વિંધે તેમ વાલીને જેને બાણથી વિધી નાખ્યો પોતે સ્ત્રી વશ થઇ ગયાં તેથી બીજી સ્ત્રી તેની કામના કરી આવી તેના નાકકાન કાપી, તેને બેડોળ કરી દીધી. બલીરાજા પાસેથી બધું પડાવી કાગળાની પેઠે તેને બાંધી દીધો તેથી તે કાળની મૈત્રી કર્યા વગર જ ઠીક છીએ. તો પણ તેની કથારૂપ અર્થ કોઇ છોડી શકાતો નથી.(૧૭)

### ભાવાર્થ; સુબોધિનીજી :-

તું મિત્રતાનું કહે છે પણ સ્ત્રીઓ મિત્રતાની અધીકારીની નથી. *ન વૈ સ્ત્રૈણાનિ સખ્યાનિ* એવું વાક્ય છે. તેમ ઈશ્વર પણ કોઈનો મિત્ર થતો નથી. *રાજા મિત્રં કેન દૃષ્ટં શ્રુતં વા ।* એવું પણ વાકય છે. તેમાં પણ ભગવાન સાથે તો સખ્ય થાય જ નહી કેમ કે તેની મૈત્રી કરતાં ત્રણ જણનાં અનિષ્ટ થયાં છે. આર્ષ જ્ઞાનથી ભગવાનના સ્વરૂપને જાણીને પોતાનાથી પહેલી અવસ્થાની ભાવના કરે છે. તેમ રામ પ્રથમ ભૂતલ પર પાધાર્યા તેની સાથે પુરૂષ અને સ્ત્રીએ સખ્ય કર્યું. તેમાંથી એકનું મોત થયું. બીજીનું જીવતા મરણ થયું. રામે સુગ્રીવ સાથે અગ્નિની સાક્ષીથી મૈત્રી કરી. તેના મોટાભાઇ વાલીને ભગવાને માર્યો. તેના ભાઈ સાથે મિત્રતા થતાં તેની સાથે પણ મિત્રતા થઇ ગણાય. તે વાદરાંનો ઈંદ્ર હતો. તેથીકાર્યને લઈને માર્યો. એવું પણ નક્કી થતું નથી. તેને જીવાડયો હોત તો સુગ્રીવથી વધારે શારૂં કાર્ય કરત. કોઇ વાંદરા સાથે મિત્રતા કરતો નથી. તેથી સખ્ય શાસ્ત્રને જાણનાર ભગવાન નથી. તે વાત સીદ્ધ થઈ. તેમાં પણ પોતે સર્વરીતે સમર્થ છે. છતાં પણ યુદ્ધ કરીને તેને ન માર્યો. પણ બીજા હરિણને રાખીને જંગલના હરિને મારે તેમ લુબ્ધકપણું કરીને તેને માર્યો. તેમ અહીં સુગ્રીવ સાથે તેને યુદ્ધ કરાવી પોતે માર્યો. હરીણશદિનો શિકાર બધે થાય છે. તેમાં શું દોષ છે? ત્યાં કહે છે કે પોતે અલુબ્ધ ધર્મવાળા છે. લુબ્ધકના જેવા તેના ધર્મો નથી. લુબ્ધક એટલે પારધિ માંસને માટે પ્રાણીને મારે છે. વાંદરાનું માંસ તો ભક્ષણ કરવાને લાયક નથી. પોતે ઈશ્વર છે. તેનું વાંદરો કાંઇ બગાડી શકતો નથી. કે જેણાથી રક્ષણ માટે એને મારવો પડે છતાં માર્યો.

સુર્પણખા કામમાં મોહીત થઈને આવી તેને માન આપવું જોઈએ તેને બદલે તેનું નાક કાપીને બેડોળ કરી મૂકી. ઉધ્વ

રેતાઓ પાસે સ્ત્રી જાય તો તેને વિરૂપ કરે. તે યોગ્ય ગણાય? ત્યાં કહે છે કે ભગવાન ઉધ્વ રહેતાં નથી. પણ પોતાની સ્ત્રી સીતાને વશ છે.

જો તેના કહેવામાં ન હોય તો તેના કહેવાથી સુવર્ણ મૃગ લેવા ન જાય. તે સુર્પણખા તાડકાની જેમ પ્રતિબંધ કરવા નહોતી આવી પણ કામને વહણ કરીને આવી હતી. એમ બે દુષણ આપીને તેનાથી પણ આગળ દોષ વિચારતા પરશુરામમાં દોષ ન જોયો. વામનમાં જોઈને બોલી કે બલી અંત્યત પૂજારૂપ હતો. તેથી બલીએ વામનની શ્રધ્ધાથી પૂજા કરી. બ્રાહ્મણ ક્ષત્રિયને તુલ્યતા હોવાથી મિત્રતા થવાનો સંભવ છે. તો પણ બંને પોતાનું કામ સિધ્ધ કરનાર હોવાથી બલી પાસેથી ત્રણ લોક લેવા તે કોઈ મિષ કરીને લે. તેમાં કોઈ દોષ નથી. પણ તેટલું લે તો પોતાનું હતું તેટલું બધું ગણાય. પણ તેટલાથી સંતોષ ન માનતા. બીજું પણ લીધું તેની પૂજાનો સ્વીકાર કરીને તેને બાંધ્યો. બલીનું ખાઈને તેને બાંધીને ખાડામાં ઉતારયો. અહીંથી સરસ્વતી ગુણરૂપ અર્થ કરે છે. ધ્વાક્ષવત્ । કાગળો દૂધપાકમાં ચાંચ બોડે તે અયોગ્ય ગણાય. તે દુષ્ટતાથી તેમ કરે તો તેને પકડીને બાંધવો પડે.

તેમ વાંદરો ઈંદ્રની પેઠે વહેવાર કરે તો મારવા યોગ્ય ગણાય. બ્રહ્માએ તેનું મોત તેમજ થવાનું નિર્માણ કરેલું . મત્સ્યોનું મૃત્યુ તો બુધ્ધિ ચલાવવાથી થઈ શકે. સ્ત્રી જીતમાં તો સ્ત્રીથી સ્ત્રી બેડોળ થઈ ભગવાને તેને કાંઈ કર્યું નહી. તેથી જ સ્ત્રીઓ પોતાની જાતનો અતિક્રમ કરતી નથી. તેમ અમે પણ નહીં કરીએ. તેમ કરતાં અનિષ્ટ થાય. અમે હીન થઈએ. તો ઉત્તમ ભાવને ન પહોંચીએ. અયોગ્યની  ઈચ્છા કરનારો પુરૂષ પડે છે. એમાં સંદેહ નથી એવું વચન છે. મર્યાદાનું ઉલ્લધન કરતાં તેના રક્ષકો દંડ કરે એ વાત નિર્વિવાદ છે. *સ્ત્રીઓ જીતા અનેન* એવા સમાસ કરી સ્ત્રીઓને જીતી છે. એવા રામ છે. એવો અર્થ કરવો. સ્ત્રીઓને જેણે જીતા છે તેવા તે નથી. સ્ત્રી વશ્ય નથી. જીતે તેનું હીત કરવું જોઈએ. તેમ નગરમાં ભગવાન અમારે ભોગ્ય નથી. જેમ બલીનો મન્વન્તર કાળ અત્યારે તેને ઈંદ્રત્વેન ભોગ્ય નથી. તેથી અમો સ્ત્રી હોવાથી સખ્ય અમને યોગ્ય નથી. સ્ત્રીનો અતિક્રમ કે અન્યનો અવસર હોવાથી કાળની મર્યાદાનું ઉલ્લઘન ન કરવું. તેથીતારી પ્રાર્થનાથી સખ્ય કરવો યોગ્ય નથી.

કાળાની સાથે મિત્રતા કરવાથી બસ છે. અથવા અસિત એટલે કપટથી મિત્રતા ન કરવી એ જ ઠીક છે. તેનું ફળ વિપરીત થાય અથવા કામત ભાવથી કૃષ્ણ વર્ણને કહેનાર અસિત શબ્દ છે.

તમે ઘરબાર, પતિ, છોકરાં છોડીને ભગવાનનો આશ્રય કર્યો. હવે તેને છોડીને કોણો આશ્રય કરશો? તેના ઉત્તરમાં કહે છે કે અમે તેની કથારૂપ અર્થનો આશ્રય કરીને જીવીશું. તેને પણ છોડવાનું મન થાય છે. છતાં કથા ભગવાનની જેમ અમને છોડે તો ભલે છોડે. તેને છોડવાની અમારી શકિત નથી. તેથી અર્થ પદ મૂકર્યું છે. કાળને ઉદેશીને પણ ભગવદ ધર્મ અજ્ઞાની થાય છે. ધર્મ તરીકે શ્રવર્ણાદિ કહ્યાં છે. સખ્ય અને આત્મનિવેદન પણ કહ્યા છે. વેદો અને યજ્ઞો કાળાત્મક છે. કાળમાં તે થાય છે. તેથી વેદનું શિર ઉપનિષત્ કહેવાય છે. તેમાં ભગવાનનું નિરૂપણ ન કહેવું જોઈએ. તેવો પૃષ્ટિ શ્રુતિનો અભિપ્રાય છે. એમ ન કહે તો મોક્ષનું કારણ શાસ્ત્ર રહે, ભગવાન મોક્ષનું કારણ ન રહે તેથી ભગવાન અન્યથા સિદ્ધ થાય. ભગવાનનો અવતાર થાય.

તેનું પ્રયોજન ન રહે. તેથી અન્યથા સિદ્ધ થાય. તેમાં પણ ભક્તિ માર્ગમાં ભગવત ઉત્કર્ષ કહેવાય છે. માટે તમે નિષેધ કેમ કરો છો? ત્યાં કહે છે કે તે પરમાત્મા શાસ્ત્રપતિપાદ્ય હોવાથી મોક્ષ આપનાર છે. તેનો દૂત બહુ નિપૂર્ણ હોય છતાં તે મોક્ષ આપી શકે નહિ. લોકોને સારું લાગે તે માટે ભક્તિની જેમ પ્રેમથી જેમ કહે છે. *નવા પુત્રાણાં કામાય યમૈવૈષ વૃણુતે* । એમ શ્રૃતિ સખ્ય આત્મ નિવેદન જેમ કહે છે શાસ્ત્ર તો સર્વ છોડવાનો અભિપ્રાય કહેનારાં છે. *આત્મકામ સર્વ પરિત્યજ્યેત* । તેવા વિરકતને નિત્ય આત્માનું સંધાન કરનારને પણ જો આત્મસ્ફૂર્તિ ન થાય તો તેને ગરૂ કે ઉપનિષધથી શું લાભ? તેથી સખ્યાદિમાં વેદનો અભિપ્રાય નથી. તો પણ વૈદિક રહેવું જોઈએ. જો એમ ન કરીએ તો પાંખડી ગણાઈએ. એમ સર્વત્ર શબ્દ યોજના કરવી. (૧૭)

તો કથા સાંભળો ! ભગવાનને દોષ શા માંટે આપો છો. ભગવાનમાં તત્પર હોય તે ભગવાનના દોષને કહેતા નથી. તેમને ભગવાનમાં અન્ય ભાવ સ્ફૂતિ ન થાય. તે કહે છે.

ह-टी-४४
९७३

P. 30

ननुतर्हि कथामेवकुर्वंतु किमिति भगवतो दोषाउच्यंते नहि भगवद्गुणतत्पराभगवद्दोषान्कथयंति नवा तेषा
मन्यथास्फुरतीति चेन्नत्राहुः यदनुचरितेति यथा भगवान्कृतवैवतत्कथापि ततोप्यधिकापि वयंहि स्त्रियः ना
प्यंतं विवेकवत्यः भगवता वकुकालस्थित्वा कथयन्ति व्यामोहिताः तत्रापि न भिक्षार्थयामः नापि भ्रांता इव जाता
भ्रष्टाजाताः नापि त्यक्तस्यानाः कथा तत्स्पीयस्यपि महतो तमनर्थं संपादयतितत्राहुः तस्य भगवतः अनुचरि

यदनुचरितलीलाकर्णपीयूषविप्रुट्सकृददनविधूतद्वंद्वधर्माविनष्टाःसपदिगृहकुटुंबंदीन
मुत्सृज्यदीनाबहवइवविहंगाभिक्षुचर्यांचरंति १८ ॥ ॥

तं भगवतापूर्वचरितं तत्तु नः व्यासादिभिरूपनिबद्धमनुचरितं जातमनेन नशास्त्रव्यवहितमपि तथा कार्यं संपा
दयतीत्युक्तं तथापि निरोधे वस्त्वादि व्यवहितोपि भावतः संतापयत्येव तत्रापि ग्रहणे सौकर्यायमाहुः लीलेति ।
उर्जनत्वं ज्ञातत्वं अभक्तयत्नपि रसव्यामोहितो भक्तयुतितत्रापि नवयतत्साधृता कापीत्याहुः कर्णपीयूषेति
। निमीलिताक्षेणापि कर्णाभ्यां तेपातुं शक्यं वद्रूपानेन्तकोवेदकिंवाभवेत्कित्तस्याऽमृतस्यविप्रुडविंदमा

त्रतस्यापि सकृददनं स्वादनं मनसा ग्रहणं तेनैव विधूता द्वंद्वधर्मारागादयो येषां यैर्वा इति विशेषतः अत एव भावात्वि
नष्टा भवंति नशास्त्रदर्शनेपि यथा सर्वेषु तीर्थाग्र गृहीता भवंति तथा गच्छंतीत्यर्थः लौकिकवैदिकमार्गाद् पि
पुष्टमार्ग एवाभिनिवेशीत अन्यानुरोधेनापि तेषां स्थितिं निवारयति सपदीति । ज्ञानिनो विरक्ताः कर्मिणो
पि स्वार्थमपेक्षाभावे पि परार्थमपेक्षंते । एतेषां तदपि नास्ति । यतः सपदि एव गृहस्थितमपि कुटुंबं गृहकुटुंबं वा
दीनमपि उत्सृज्य तत्त्यक्त्वा स्वयमपि दीनाः संतः बहव एव विहंगा जाताः इहास्मिन् जन्मन्येव हंसाः परमहंसा
वा विहंगपदं साधारणं पतिवादनार्थं इतो गताः काकाश्च हंसा भवंतु परं गच्छत्येवेति ज्ञापनार्थं तेषां तुआ
काशगतिरिव सर्वविलक्षणा भवतीति । न तु ताद्दशाः कथमुपलभ्यंते तत्राहुः भिक्षुचर्यां चरंतीति । भिक्षुश्चतु
र्थाश्रमवान् तस्य चर्या माचारं रक्षंति तद नधिकारिणोपि तत्फलान भिलाषिणोपि तन्मार्गरहिता अपि त
दाचारं रक्षंतीत्यर्थः एवं स्वधर्मं परित्यज्य परधर्मं ग्राहयति दुःखिनीं च करोतीति ता नततस्त्वं भिन्नस्त्वस्तस्य
मपि वक्तुना उभावयति अतः कथापि त्यक्तव्यैव परमशत्रुत्वात्त्यजत इति भावः १८ ॥

राम
९७३

શ્લોકાર્થ :-૧૮

જેની લીલાનું વ્યાસાદીએ ભાગવતાદિ ગ્રંથરૂપે નિરૂપણ કર્યું છે. તે અનુચરિત - ભગવદ લીલા કાનને અમૃતરૂપ છે. તેનો એક છાંટો ફક્ત એક જ વાર હૃદયની અંદર પ્રવેશ કરે તો રાગાદેશાદિનો નાશ કરે છે. એટલું જ નહિ પણ ગરીબ કુટુંબને છોડી પોતે દિન બનીને પક્ષીની જેમ પરમ હંસ થઇ બહુ લોકો સન્યાસીના આચારને આચારે છે. (૧૮)

ભાવાર્થ; સુબોધિનીજી :-

જેવા ભગવાન તેવી તેમની કથા. તેનાથી અધિક પણ કહીએ તો કહેવાય. અમે સ્ત્રીઓ વિવેકવાળી તો ન ગણાઈએ. તેથી ભગવાને બહુ સમય અમારી સાથે રહી. અમને મોહિત કરી દીધી. તો પણ અમો ભિક્ષાની પ્રાર્થના નથી કરતાં. તેમ ગાડાંની પેઠે જાતથી ભ્રષ્ટ પણ નથી થયાં. તેમ અમારા સ્થાનને અમે છોડયું પણ નથી. કથા તો મોટો અનર્થ કરાવે છે. તેજ કહે છે કે જે ભગવાને ચરિત્ર કર્યું. તેને વ્યાસજીએ કથાના રૂપમાં શ્લોકમાં ગુથ્યું. તે અનુચરિત્ર કહેવાય. આ ભગવાનનું ચરિત્ર શબ્દના વ્યવધાવાળું છે. છતાંપણ તેનું કાર્ય કરે છે. જેમ ગ્રીસ્મમાં લુગડાં પહેર્યા હોય, લુગડાનું શરીરને વ્યવધાન હોય છતાં સુર્યનો તાપ શરીરને તપાવે છે. તેને લોકો સહજમાં ગ્રહણ કરે માટે લીલા કહી છે. આપણે ધારીએ કે લાડું આપણે ખાઈએ . તે ભારે હોય પચશે નહી.છતાં તેના રસમાં મુગ્ધ થઇને આપણે ખાઇ લઇએ. તેમ આ લીલાને મનમાં ઉતારતા કોઈ પ્રયત્ન કરવો પડતો નથી. કારણ કે કાનનું અમૃત છે. આંખો મીચીને પણ કાનના અમૃતનું પાન કરી શકાય છે. તે જો બહુ પિવાય તો કોણ જાણે શું થાય? તેથી તેનું એક બિંદુ એક જ વાર પાન કરે તે પણ આદરપૂર્વક મન વડે ગ્રહણ કરે તો તેના રાગદ્વેષાન્દ દ્વંદ્વ નષ્ટ થાય છે. જેને લઇને રાગદ્વેષ વિગેરે નભે છે. તે જતાં રાગદ્વેષ નષ્ટ થઇ ગયાં. *ણશૂ* ધાતુનો અર્થ ન દેખાવું એવો થાય છે.

કથા શ્રવણ કરનારના રાગ દ્વેષાંદ દેખાતાં નથી. તેવીરીતે તેઓ લોકમાં વતે છે. તેથી લૌકિક વૈદિક કરતાં પૃષ્ટિમાર્ગીય ધર્મોમાં તેનો અભિનિવેશ થાય છે. બીજાના આગ્રહથી પણ તેની સ્થિતી લૌકિક વૈદિકમાં રહેતી નથી. જ્ઞાનીઓ વૈરાગ્યવાળા હોય છે. કર્મવાળાને સ્વાર્થ ન હોય. છતાં પરાર્થ માટે અપેક્ષા રાખે છે. પૃષ્ટિમાર્ગીઓને તો તે પણ હોતું નથી. તેથી તે જલ્દી ઘર થતાં

તેમાં રહેલાં કુટુંબીઓને પણ પોતે દીન બને છે. એવાં તે પક્ષીઓ બની આ જન્મમાં જ હંસ અને પરમ હંસ થઈને ફરે છે. વિહંગ શબ્દ પક્ષી વાચક છે. અહીંથી ગયાં પછી કાગડા, ગીધડા કે હંસ પરમ હંસ થઈને ફરે છે. એ બતાવવા વિહંગ કહયાં છે. પક્ષી જેમ આકાશમાં ચાલે છે. તેવી તેની વિલક્ષણ ગતિ થાય છે. સર્વ વિલક્ષણ ગતિવાળા આપણને કેમ મળે? ત્યાં કહે છે કે ભિષુ એટલે સંન્યાસીના આચરણનું અનુસરણ કરે છે. તેના તે અધિકારી નથી. સંન્યાસીના ફલને તે ઈચ્છિતા નથી. તેના માર્ગથી જુદા છે. છતાં તેમનો આચાર ગ્રહણ કરે છે. એમ કથા સર્વ ધર્મને છોડાવી પર ધર્મ ગ્રહણ કરાવે છે. તેને અને તેના સંબંધીને દુઃખી કરે છે. તથા પોતાનું સુખ પણ આપતી નથી. તેથી એ કથાને પણ છોડવી જોઈએ. પણ તેને છોડવાની અમારી શક્તિ નથી.

પૃષ્ટિ માર્ગીય શ્રૃતિને મર્યાદામાર્ગીય શ્રૃતિઓ અત્યન્ત દ્વેષ્ય નથી. પણ ગ્રહણ યોગ્ય છે. છતાં પણ તેનો અભિપ્રાય જુદો છે. (૧૮)

કામસ રાજસ ભાવ કહયો. હવે સાત્વિક તામસીનો પ્રકાર કહે છે.

१-री-४४
९७४


पुष्टिमार्गश्रुतीनामपि भगवन्मर्यादाश्रुतयोपि नात्यंतं द्वेष्याः किंतु ग्राह्या एव एवं परं नाभिप्रेता इति । तत्तीयपथे
पि पथमंतामस्याः वयमुक्तमितिनवयावंति हंसपरमहंसत्वं तेतानि सर्वाण्येवासंगतानि पश्यमाणविरोधात् तत्
त्र वयमपि सर्वे पश्यमाणपरा एव जाताः पश्चात्साधारणवाक्यत्वात् अनधिकारेनान्यथासिद्धभावं निश्चित्य
साधनेफलव्यभिचारं दृष्ट्वाक्वचिद्वाक्ये बाधितार्थत्वमपि ज्ञात्वा निरस्ता जाताः । भगवता हि सर्वमुक्तं न मयोदि
तं सर्वं वाक्यमुक्तमिति । ततः न पारयेहं निरवद्यसंयुजामिति साधनकाले वाक्य द्वयं जिस्य यथा वहुतं कपटेनोक्तम
वयमुक्तमिव जिस्य या उक्तश्च दृष्टानाः कालिकरुतमिवाज्ञाः कृष्णवध्वो हरिण्यः इह उरसकृते
तत्र नखस्पर्शतीव्रस्मररुजस्तपमि निन्नमपि तामन्यवार्ता । १८ ॥ ॥
न यथोक्तमन्यथा भवतीति जनयति भगवता उक्तं सर्वं मया नास्तत्तमुक्तं भवद्द्य्थं वदामीति भवतां साक्षात्कृतं न पा
रयइति न करिष्यामीति परं परिज्ञाने अस्माकमेवान्यथा बुद्धि र्जाता अयमस्मान् पातिश्च उक्तं नेवद्द्मातिश्च इति वव
वन्यातकदाप्युदासीनो न भविष्यामीति अत एव वयं जिज्ञाया ह्यतमपि उक्तमिति सत्यमिति च दृष्टा नाज्ञानात्
न विदानीं विचारचतुराः सर्वं कथं भ्रांता जाता इत्याशंक्याह । कालिकरुतमिवेति । वयमप्यारण्याः हरिण्योपि

राम
९७४

हरिणवेधं कृत्वा स्वर्गगो पतितदा हरिण्योऽस्म्याः पूर्वं हरिणा हेने विशिष्टं मत्वा हरिणो यं हरिण कार्यमपि करिष्यति गानु
रिकमधिकं चेति भ्रमात् पूर्वं हरिणं परित्यज्य तस्यानेगताः तदाह । अज्ञाः कृष्णवधं इति भ्रमाद्वेद्वितीयकृष्णसारस्य वधो
जातः यथा वयं कृष्णपत्न्यः । ननु को दोषो जात इति हरिणस्य हिता भार्याः न तवा ज्ञाति साम्यात् न्यस्य यथा वयं गोपभार्या नापी श्व
रस्य नापि त्त्रियस्य नापि याद्ववस्य परं स एव गोपत्वे न स्थित इति गोपए वायं अस्माद्धितं करिष्यतीति ध्रष्टनाः पश्चात्त ईश्वर ए
वेश्वरो जाता गोपिकाः परनष्टा इति भावा । नन्वक्तिमिति नाशो भाव्यते हरिणप्रकृते न विद्धा न तु भवत्य इति चेन्न तत्तु ल्यार्थताभा
हा हृदस्तु रिति । एतत् हृदस्तुः स्वावस्थामभिन यूनपहृदशयंत्यः हरिण्यो नाता भवस्यो माङ्कुः । हरिण्यास्तु भयतो भ्रष्टा जाता
स्वयमेव हरिणीनां वाधने दृश्यत भूता इति पूर्वं हरिणउपक्रमेण निरूप्यमाणमप्यर्थं पश्चात् स्वसाक्षान्येन निरूपयंति
तत्र नखस्पर्शेति । नखकाम्यो नखस्मिन्नेव द्विविधिरिति वाणवेदने उपलभ्यते । तस्य भगवतः नखानां यः स्पर्शः तेन तीव्रा
या स्मररुक् सा या सा कराह्ना रूपा विस्मृता अपि भवंति नखादयः अन्या नेहनात्वौषधेनापि शाम्यति स्मरणे नैव तथा
भवति इति स्वस्योपमानत्वं । उपमंत्रिनिति सामीप्येन नीतिज्ञत्वेन च संबोधनमाङ्कुः । एतन्नवकटीकतेव्यंज्ञापते च भगव
त्स्वरूपमिति अतो भगवद्वार्तया क्लेश एव भवतीति अन्यथा वार्तोभएयतां अन्यार्थं मागतः कश्चिदहमन्य इति ज्ञाप्यता
मित्यर्थः । तदैव वस्तुपालंभनं न करिष्यामः १९ ॥

શ્લોકાર્થ :-૧૯

હરિણીઓ પારધીનું ગાન સાંભળી સુખ માને ત્યાં તેની ગોળી લાગતાં તે ઉભયભ્રષ્ટ થાય. તેમ અમે ભગવાનનું કપટથી બોલાયેલું વચન સાંભળીને તેના થયા. ત્યાં તેને અમને છોડી દીધાં. એટલે અમે ઉભયભ્રષ્ટ થયાં. હરિણીને ગોળીથી વેદના ભોગવવી પડી. તે બધાં જોઇ શકે તેમ છે. તેમ અમને ભગવાનની ભગવાનના નખની વેદના ભોગવવી પડી. તે બધા જોઇ શકે તેમ છે. માટે હે ઉપમંત્રી કૃષ્ણ સિવાયની બીજી વાર્તા કર. (૧૯)

ભાવાર્થ; સુબોધિનીજી :-

જેટલા ભગવાનનો તમો કહો છો તે બધા ભગવાનમાં સંભવતા નથી. તેથી તમે આરોપણ કરેલા દોષો અસંગત છે.

કારણ કે તેમાં કાંઈ પ્રમાણ નથી. અમે પણ પ્રથમ પ્રમાણ પર હતાં. પછી ભગવાન બોલે તે સાધારણ ન હોય. એમ માની અન્યર્થા સિદ્ધીનો અભાવ સમજી સાધનમાં ફલનો વ્યાભીચાર જોઈ ભગવાનના બોલેલાં વાકયમાં અર્થનું બાંધ જોઈને તેના કઠનથી નિવૃત થયાં. પહેલાં ભગવાન બોલ્યાં કે હું કદિ ખોટું બોલતો નથી. પછી તમારા કૃત્યનો બદલો હું આપી ન શકું એ બે સાધનકાલ અને ફલકાલનાં છે. તે ભગવાન કપટથી બોલ્યાં છે. કારણ કે તેમને કહ્યું તેમ વર્ત્યા નથી. ભગવાને તો કહ્યું. અત્યાર સુધી મે તમને ખોટું કહ્યું નથી.

છતાં હું તમને ખોટું કહીશ તમે સારું કામ કર્યું તેવું મારાથી ન બને. તે હું નહી કરૂ પણ તે સમજવામાં તમારી બુદ્ધિએ ખોટો અર્થ લીધો. અને અમે સમજયાં કે ભગવાન અમારી પાસે ખોટું ન બોલે. તમારો ઋણી છું એમ કહેવાથી તે કદી પણ અમારાથી ઉદાસીન નહી થાય. તેથી કપટથી બોલેલું અમે સાચું માન્યું. તેમાં શ્રધ્ધા રાખી ત્યાં કહે છે કે અત્યારે તમે વિચારની ચતુરાઈ કરો છો. પણ તે વખતે તમે કેમ ભૂલ્યાં? તેના ઉત્તર દષ્ટાંત સમજાવે છે કે અમે પણ જંગલમાં રહેનારા છે. તેમ હરિણીઓ પણ વનના પશુઓ છે. તેને મારવા માટે પારધી હરિણનો વેશ પહેરી ગાન કરે છે. તેમાં હરિણીઓને મોહ થાય છે. અને માને છે કે આપના પતિ કરતાં આ હરિણમાં ગુણ વધારે છે. તેથી આ હરિણ આપનાં પતિનું કામ કરશે. વળી ગાન પણ સાંભળવાથી આપણને સુખ આપશે. આવો મોહ થવાથી હરિણઓ પૂર્વ હરિણ્ય છોડી બનાવટી હરિણના થયાં. અમે જેમ પતિઓને છોડી કૃષ્ણની સ્ત્રીઓ થયા.

તેમાં તમને શું ખોટું થયું છે? ત્યાં કહે છે કે તે હરિણીઓ હરિણની સ્ત્રીઓહતી આ બનાવટી હરિણ તો હરિણ બન્યો હતો. આકૃતિ માત્ર હતી પણ મૂળ હરિણ ન હતો. જેમ અમે ગોપની સ્ત્રીઓ હતી. અમે ઈશ્વરની, ક્ષત્રિયની, યાદવની સ્ત્રીઓ ન હતી. છતાં તે કૃષ્ણ જ અમારી સમક્ષ ગોપ બનીને રહ્યાં. અમે જાણ્યું આ ગોપ છે. અમારું હીત કરશે. એમ જાણી અમે પૂર્વગોપોને છોડી તેમના થયાં. ત્યાં તો તે ગોપ મટી ઈશ્વર થયાં નહી. પણ ઈશ્વર જ હતાં. તે ઐશ્વર્ય પ્રસિદ્ધ કરીને

